| | |
|---|---|
| ૨૧, ઉદ્‌બોધન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૨, અર્ધશતાબ્દિના અનુભવબોલ ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૩, સંસારમન્થન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૪, વિશ્વગીતા ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૫, ઇન્દુકુમાર, અંક ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૭, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૮, જહાંગીર–નૂરજહાંન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૧, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૨, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૩, શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૪, પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૫, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | ૧૯૩૦ |
| ૩૬, સંબોધન | ૧૯૩૦ |
| ૩૭, દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૮, શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૯, બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૪૦, ઉપનિષત્‌પંચક | ૧૯૩૧ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# કવીશ્વર દલપતરામ

ભાગ ૩ જો, સન્ધ્યાની મધુરપ

( ઈ. સ. ૧૮૮૦-થી ઈ. સ. ૧૮૯૮ )

ન્હાનાલાલ દલપતરામ કવિ

पाराशर्य वचः सरोजममलम्

વિ. સં. ૧૯૯૭ ઈ. સ. ૧૯૪૧

કીંમત ચાર રૂપિયા

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા



| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૦૩ |
| ૨, [illegible]ની કાવ્યત્રિપુટિ ( ૩જી આવૃત્તિ ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ ( ૪થી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૦૮ |
| ૫, ઈન્દુકુમાર, અંક ૧ લો ( ૩જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો ( ૭મી આવૃત્તિ ) | ૧૯૧૦ |
| ૭, ભગવદ્ગીતા, સમશ્લોકી ( ૩જી આવૃત્તિ ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત ( ૫મી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી ( ૩જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા ( ૫મી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ ( ૨જી આવૃતિ ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૪ |
| ૧૫, આદિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૫ |
| ૧૭, અમર પન્થનો પાથણુ ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૫ |
| ૧૮, શકુન્તલાનું સંભારણું ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો ( ૩જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |

પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ બ્રીજ, અમદાવાદ.

આવૃત્તિ ૧લી ૧૯૪૧ પ્રત ૧૨૫૦

૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક અને મુદ્રણસ્થાન
મણિલાલ કલ્યાણદાસ પરેખ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં,
ઠા. પાંચકુવા દરવાજા બહાર—અમદાવાદ.

## અનુક્રમણિકા

# પ્રસ્તાવના

'સુધારાના વિષયમાં કવિતા કરવાનું પહેલું માન દલપતરામભાઈને છે. એઓ અસલી ઢબની કવિતા કરનારાઓમાં છેલ્લા અને નવી ઢબની કવિતા કરનારાઓમાં પ્હેલ્લા છે.'

નર્મદ, ૧૮૫૯, આત્મકથા

'૧૮૫૫ના અકટોબરના બુદ્ધિપ્રકાશથી માલમ પડ્યું કે કવિતા બનાવવાના શાસ્ત્રને પિંગળશાસ્ત્ર કહે છે.'

નર્મદ, આત્મકથા

'(નર્મદ) કવિ (૧૮૫૧માં) સૂરત આવ્યા એ અરસામાં દલપતરામ ફારબસ સાહેબ સાથે સૂરત ગયા હતા, ને પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા.'

નવલરામ, ૧૮૮૭, નર્મદજીવનકથા

'આપણા નવીન કાવ્યસાહિત્યની જે સરિતા છેલ્લાં પચ્ચાસ વર્ષથી વધારે સરળ મધુર ગમ્ભીર અને વિશાળ થતી આવે છે તે પ્રથમ કવિ દલપતરામ દ્વારા શરૂ થઇ હતી.'

કાન્ત, ૧૯૦૫, પહેલી સાહિત્ય પરિષદમાંનુ કાન્તનુ વ્યાખ્યાન, આપણું નવીન કાવ્યસાહિત્ય

ઈતિહાસની સાક્ષી એ છે. ૧૮૫૯માં નર્મદ કહે છે, ૧૮૮૭માં નર્મદમિત્ર નવલ કહે છે, ૧૯૦૫માં કાન્ત કહે છે કે આપણા નવયુગના આદિ કવિ કવીશ્વર દલપતરામ છે.

'નવી ઢબની કવિતા કરનારાઓમાં' કવીશ્વર પહેલા છે; 'સુધારાના' આદ્ય દ્રષ્ટા છે; સ્વયં નર્મદનગરીમાં 'નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ' ચખાડનાર છે; 'આપણા નવીન કાવ્યસાહિત્યની સરિતા........પ્રથમ કવિ દલપતરામ દ્વારા શરૂ થઈ હતી.' સાચાબોલો નર્મદ તો કબૂલે છે કે પિંગળશાસ્ત્ર શબ્દ જ એ કવિવરને બુદ્ધિપ્રકાશ દ્વારા કવીશ્વર દલપતરામે શીખવ્યો.

ગુજરાતનાં ધન્ય ભાગ્ય કે નવયુગના આદ્ય દ્રષ્ટા અને આદિ કવિ લેખે સો ટચના સોના સમો, વર્તમાન કાળના બ્રહ્મર્ષિ જેવો, ધીર, ગમ્ભીર, પ્રજાપુરોહિત દલપત મળ્યો. ગુજરાત ગુણગૌરવી થયું.

ઈતિહાસના અક્ષરો તેજસ્વી છે, સરસ્વતીપુત્રોના ઓલ ૧૮૫૯થી ૧૯૦૫–અર્ધી સદીભરના સર્વસંભળાતા છે.

વાંચનાર! આ ત્રીજા ભાગમાં દલપતજીવનકથા પૂરી થાય છે, ને ૧૯મી સદી યે પૂરી થાય છે. દલપતજીવનકથા એટલે દલપતઆયુષ્યને ઝરૂખેથી દીઠેલું ૧૯મી સદીનું ગુજરાતદર્શન.

ગુજરાતનાં વન ને સાગર, ગિરિવરો ને સરોવરો, અને સરસ્વતીથી તાપી પર્યન્તના સરિતાઘાટ દલપતરામે દીઠા હતા ને ગજાવ્યા હતા. ગુજરાતની કો કુંજ એ કાવ્ય-મોરલાને અજાણી ન હતી, ગુજરાતની કો કુંજને એ કાવ્યમોરલો અજાણ્યો ન હતો.

આપણા બેસતા નવયુગના એ વાલ્મીકિ.

અને વાંચક! દલપતજીવનકથાના સ્હવાર મધ્યાહ્ન

ને સ્હાંજ સમા ત્રણે ભાગ વાંચીવિચારી રહ્યે અત્મ્હારે ત્હમને સહજ પ્રશ્ન થતો હશે કે દલપતજીવનમાંનાં ચિરંજીવ સનાતન ને કાલાતીત મહત્તત્વો કિયાં કિયાં! કાવ્યદેવીના એ આંબાનાં પલ્લવ મ્હોર ફળ–સહુમાંનો સર્વવ્યાપી રસ કિયો ?

પ્રથમ પહેલો ઈતિહાસબોલ એ છે કે કવીશ્વર

'આદ્ય દ્રષ્ટા આ યુગના'

હતા. આપણા નવયુગની પ્રભાતકેકાવલિ ગાતા હતા. નર્મદ કહે છે કે 'સુધારાની કવિતા કરવાનું પહેલું માન દલપતરામભાઈને છે.' ગુર્જરદેશે નવયુગનાં પ્રભાતચોઘડિયાં દલપતરામે વગાડયાં. કવીશ્વરે પ્રથમ કાવ્યોચ્ચાર કીધો કે દેશમાં નવો દિવસ ઉગે છે, નવઅજવાળાં પ્રગટે છે; ઝીલો. બકલકૃત યૂરોપી સંસ્કૃતિના ઈતિહાસ સમો ગુર્જર સંસ્કૃતિનો ઈતિહાસ લખાશે ત્હારે આજના નવયુગના પ્રકરણને મથાળે એ સત્યવક્તા દલપતપ્રતિસ્પર્ધીના ઈતિહાસબોલ કુંકુમલિપિમાં આલેખાશે કે નવયુગના ને નવસુધારાના આદિ કવિ દલપતરામ છે. નવયુગના એ વાલ્મીકિએ બેસતા નવયુગને ઓળખ્યો અને ઓળખાવ્યો.

દલપતજીવનકથાનું બીજું મહત્તત્વ એ છે કે નવયુગના ને નવસંસ્કૃતિના માત્ર આદિ કવિ જ નહિ; પણ સ્ત્રી પુરુષ ને બાલબાલિકા, રાય રંક ને ધનાઢ્ય શ્રેષ્ઠિજનો, હિન્દુ મુસલમાન પારસી ખ્રીસ્તી, અધિકારીવર્ગ પ્રજાજનો દરબારો ને સરકારઃ સમગ્ર ગુજરાતના દલપતરામ સર્વમાન્ય કવીશ્વર હતા. ગુજરાતનું સ્રીમંડળ હોંશે હોંશે

ત્હારે દલપતગરબીઓ ગાતું, પુરુષમંડળ દલપતકાવ્યભાષણો સાંભળવાને ટોળે મળતું, લાખ્ખો બાળબાળાઓ અર્ધી સદીભર દલપતકવિતા ભણતાં ને ગાતાં. રાજવીઓ કવીશ્વરને વર્षાસનો આપતા, રંકો પૂજ્યભાવે કવિદર્શને જતા, ધનાઢ્યો હવેલીએ ન્હોતરતા–કાવ્યપ્રકાશનપ્રસંગે ધનસહાયતા કરતા. અમલદારવર્ગ બહુમાને બોલાવતો, પ્રજાજનો હૈયે પધરાવતા, સરકાર 'કવિને નવી પાઘડી' અને ઇલ્કાબ નિવાજતી. હિન્દુઓ કવીશ્વરને પ્રજાપુરોહિત માનતા, પારસીઓ દેશહિતચિન્તક કહેતા, ઇસ્લામીઓ દલપતકવિતાને તાવીજ લેખતા, ખ્રીસ્તીઓ–ફારબસ હોપ કર્ટિસ ટેલર–નિજગુરુ અને લોકગુરુ ગણતા. પૂર્વે કે પછી દલપતરામ જેવા અખિલ દેશસન્માન્ય ચક્રવર્તી ગુર્જરકવીશ્વર કિયા કિયા થયા છે?

અને દલપતકવિતા દેશભરમાં એવી સર્વસન્માન્ય હતી ત્હેનાં પ્રધાન કારણો છે બે. એક તો; કવીશ્વર સદા લોકપ્રશ્નો નિજ કવિતામાં ગાતા. અને બીજું; કવીશ્વર, સંસ્કૃત ભાષાના ભક્ત હતા છતાં, સદા સરળ અને સર્વગમ્ય લોકભાષામાં લખતા.

ઉપરાન્ત દલપતકવિતામાં દિવાળીપૂજનમાંની શેરડીના રસનો માધુર્યરસ હતો અને બેસતા વર્ષના અન્નકૂટ સમો દેવપ્રસાદ હતો.

આજે, ૧૯૩૮માં, દલપતકવિતાના એ કાવ્યગુણો ને સાહિત્યઆદર્શો સાહિત્યદેશે પાછા સન્માનાતા થયા છે.

૧૮૪૭માં In Memorium-મિત્રવિરહ છપાયો ત્હારથી તે ૧૮૯૨માં કાળખોળે પોઢ્યા એ બધીં સદીભર કવિવર ટેનીસનનું ઇગ્લાંડને લોકહૈયે જે ચક્રવર્તી કવિપદ હતું તે એ જ યુગમાં ગુજરાતે દલપતરામનું કવીશ્વરપદ હતું.

ગુર્જર મહાપ્રજાને ઉદ્‍બોધતા કવીશ્વરે ગુજરાતના ચોખૂટ જોયા હતા. ગુજરાતના ભૂગોળ ને ઈતિહાસ ગ્રન્થોમાં ભણ્યા હતા ને આંખે દીઠા હતા. ઘરખૂણિયા, અણદીઠને ઓષધિ આપનારા, આરામખુરશીવાસી કો ભાવણિયા દેશસુધારક કે લોકહિતચિન્તક દલપતરામ ન હતા. કવીશ્વર ગુર્જરદેશના મહામુસાફર હતા. પાંચેક વર્ષની વયે બહુચરાજીએ બાળમોવાળા ઉતરાવ્યા અને વતનનાં રાજમાતાના લોકસંઘમાં અંબા આરાસૂરીએ જઇ આવ્યા ત્હારથી તે પંચોતેરમે વર્ષે વડતાલનો ગોમતીઆરો આખરનો છોડ્યો અને અમદાવાદથી યોજનવા, સાબરને સ્હામે પાર, કૂહા ને કોટેશ્વરના ઘાટ ઉતરી આવી પગ વાળ્યો ત્હાં સૂધીનાં ૭૦ વર્ષોમાં, બાળક માતાનો ખોળો ખૂંદે એમ, ગુર્જરીના એ લાડીલાકોડીલા સપૂતે ગુર્જરદેશનો ખોળો ખૂંધો છે. સરસ્વતીનો એ હંસલો ગુજરાતભરમાં ને મુંબઈના સાગરતીરે વાડીઓમાં રમતો, મોતી ચરતો, કલ્લોલતો.

અને પૂર્વે કે પછી ગુજરાતનાં ખંડેરો ને સ્મશાનો ઢૂંઢનાર એવા ઈતિહાસસંશોધક કોણ થયા? ૧૮૬૫ના ઓગસ્ટ અધવચાળ, ફારબસજીવનની છેલ્લી વરષોમાં, દલપતફારબસના આ ભવમાંના છેલ્લવેલ્લા સમાગમપ્રસંગે

ફારબસે કવીશ્વરને આપેલી છેલ્લી લેટ, ગુરુદીધી જ્ઞાનલક્ષ્મી પાછી વાળતો હોય એમ આયુષ્યને ઉમરેથી આપેલા દલપતરાસમાળાના ચોપડા પચ્ચાસસાઠેક વર્ષે હમણાં હમણાં સુંબઈ ફારબસસભાએ અધૂરાપધૂરા પણ છપાવ્યા છે. એ અધૂકડા અક્ષરો યે આજ બોલે છે–ને સદાકાળ બોલશે–કે ગુર્જરઈતિહાસસંશોધનને અર્થે અને ગુજરાતનો ભૂતકાળ વર્તમાનમાં ખડો કરવાને કાજે કવીશ્વર ક્ય્હાં ક્ય્હાં અને કેટકેટલું ઘૂમ્યા હતા. ગુર્જરઈતિહાસના દલપતરામ અજોડ સંશોધક હતા.

અને દલપતકાવ્ય દોહનના ગ્રન્થો ઉચ્ચરે છે કે એ મહાન ઇતિહાસસંશોધકે જૂનું ગુજરાત સજીવન કીધું તેમ એ મહાન કાવ્યસંશોધકે આપણા પ્રાચીન કવિવરોને પણ સજીવન દીધા છે. ગુજરાતનાં પ્રાચીનઅર્વાચીન કાવ્યશિખિરોનાં પ્રથમ દર્શન ગુજરાતને આ નવયુગમાં દલપતરામે કરાવ્યાં છે.

કવીશ્વર આપણા ભૂતકાળનાં સ્મશાનો ઢૂંઢતા અને અપૂજ્ય પડેલા ભસ્મઢગલાઓને અમી છાંટી સચેત કરી પૂજાવતા.

અને આયુષ્યનો સાતમો દાયકો ચ્હડી ઉતર્યો પછી પણ કવીશ્વર બન્ધિયાર કો જળકુંડ સમા ન હતા, મહાનદ સમા ખુલ્લા ઉદાર આત્માના પ્રગતિશાળી મહાપુરુષ હતા. ત્ય્હારની નવજન્મેલી ઈન્ડિયન નેશનલ કોંગ્રેસ અને ત્હેની પુત્રી સમી પ્રોવિન્શિયલ કોનફરન્સને પડખે કવીશ્વર ઉભતા, દાદાભાઈના પાર્લમેન્ટવિજયનાં ગીત ગાતા, હિન્દને

(Local Self-Government) સ્થાનિક સ્વરાજ બક્ષી જનાર રીપન મહારાજનાં યશોગાન ઉચ્ચરતા. હુન્નરઉદ્યોગ સંસાર-સુધારો વિદ્યાવૃદ્ધિ રાજકારણ–સમસ્ત સંસ્કૃતિના કવીશ્વર નવયુગના સર્વસંચારી કવિ હતા.

દલપતઆત્માને સંયમની પાળો હતી, પ્રગતિની પાળો ન હતી.

અને સ્વદેશપ્રેમનાં પ્રથમ કાવ્યો રચી ગાઈ, આજે બહુ આદર પામતા સ્વદેશવાત્સલ્યના એકાદશમા રસનાં ઝરણાં, હુન્નરખાનની ચ્હડાઈનું કાવ્ય લખ્યું ત્હારથી, ૧૮૫૧થી, આપણા કવિતાદેશે એ કવીશ્વરે પ્રગટાવ્યાં ને પ્રવર્તાવ્યાં છે. Industrialism ત્હારે યૂરોપમાં યે નવજન્મેલો છોડ હતો. દલપત કવિવરની ક્રાન્તદર્શી દૃષ્ટિએ ભારતવર્ષને જીતવા આવન્તાં એનાં પૂરને પેખ્યાં, અને ચોર્યાસી બન્દરના વાવટા એકદા જ્હાં ઉડતા તે સૂરત શહેરના ચોકમાં કાવ્યરણશીંગડું વગાડીને કવીશ્વરે દેશજનને ચેતવણી ઉચ્ચારી. દલપતવિરોધીઓ પણ એ કાવ્યમાં દલપત ઋષિવરની આર્ષ દૃષ્ટિ દેખે છે. નવયુગમાં જન્મેલી આપણી નવરાષ્ટ્રીયતાના પ્રથમ કવીશ્વર પણ દલપતરામ.

દલપતજીવનનો ને દલપતકવનનો મહામન્ત્ર સમન્વયનો હતો. ઘડીકનાં ચ્હડયાં પૂર કરે છે તેમ બન્ને તટની ભેખડોનું ભંગાણ નહિ, પણ પૂલની પેઠે નિરનિરાળી સંસ્કૃતિઓના કાંઠાઓનો સમન્વય એ દલપતબોલ હતો. દલપત-અન્તર્ચક્ષુઓએ દીઠું કે પૂર્વપશ્ચિમના પાણીને મળવાના

સંગમકાળનો દૈવયોગ આવ્યો છે. કવીશ્વરે ત્ય્હાં સંગમઘાટ બાંધ્યો, નવયુગનું ત્ય્હાં તીર્થ માંડ્યું, અને પોતાની યે અક્ષરદ્દેહેરી કાળે એ સંગમઘાટે સ્થાપી. ઉચ્છેદન નહિ, સમન્વય કવીશ્વરનો દુંદુભિબોલ હતો.

આપણા પરમ ઈતિહાસઆલેખક, 'ગુજરાતના ટોડ' ફારબસ સમાના યે ઈતિહાસગુરુ, અને રાસાઓના સંશોધક ને મહાઅભ્યાસી કવીશ્વર વડા Sociologist-સંસારશાસ્ત્રી હતા ને ઈતિહાસમન્ત્રો ઉચ્ચરતા. સંસારશાસ્ત્રી દલપતરામના ત્રણ પ્રધાન યુગમન્ત્રો હતાઃ Modernize; Evolution; Preserve the Values of History. કવીશ્વર કહેતા કે ઇતિહાસનાં ઝવેરાતનાં જતન કરજો; તેથી, બીજું ઘણું ભૂલી જઈને, કેટલાક એમને સરંક્ષણવાદી કહે છે. જૂનામાંનું સારૂં સારૂં જતન કરીને જાળવવાનું છે એ ઈતિહાસઅભ્યાસી કોનો ઉચ્ચાર ન હોય ? દલપતરામ સારાના સંરક્ષણવાદી હતા. કવીશ્વરનો બીજો કાવ્યબોલ હતો કે Modernize: યુગને ઓળખો. મંડળીસિંહને જગાડો; ચન્દ્રખાનને પકડી આણો; વણરાજને સેનાપતિપદે સ્થાપો; હજારો હુન્નર હલાવો; નવવિદ્યા ભણો; વહેમભૂતાવળને વિસર્જન કરો; ચીનવિલાયતના કાળા નાગ સમા સાગરમાર્ગનું નેતરૂં કરી, જહાજનો રવૈયો કરી, સાગરમન્થન માંડો; અને એમ પ્રાચીનતાને આરેથી અર્વાચીનતાને આરે આવો. અને ત્રીજો દલપતબોલ હતો Evolution, not Revolution: ક્રાન્તિ નહિ, ઉત્ક્રાન્તિવાદ; ઉચ્છેદન નહિ, સુધારો; યા હોમ નહિ, દૃષ્ટિપૂતં ને મનઃપૂતં-ધીરે ધીરે. કાળપ્રવાહમાં વહેતી માનવજાતનો, પૃથ્વિવાસિની વ્યવસ્થિત

માનવસમાજોનો, સંસારશાસ્ત્રનો, ઈતિહાસોનાં વહેણનો, Social Evolution—સંસારઉત્ક્રાન્તિનો ચક્રવર્તી મહાસિદ્ધાન્ત પ્રીછનાર પારખનાર અને ઉચ્ચરનાર કવીશ્વર દલપતરામ હતા. ડાર્વિને વિશ્વઉત્ક્રાન્તિવાદ છપાવ્યો એ જ સાલમાં ગીતાભાખ્યા લોકસંગ્રહના ઉપાસક ને પૂજક ગુર્જરકવીશ્વરે સંસારઉત્ક્રાન્તિવાદનું ગીત છપાવ્યું.

ગુજરાતદીધા એ હતા દલપતસન્દેશ.

કલાને ખાતર કલાકાર નહિ; દલપતરામ સન્દેશવાહક કવીશ્વર હતા. કવિતા માત્ર રસની રમત કે કલાનો ખેલ નથી, પણ લોકોદ્ધારનું પરમ સાધન ને સિદ્ધિ છે એમ કવીશ્વર માનતા અને એ દર્શનને અનુવર્તતા.Art for Art's sake એ દલપતકાવ્યસૂત્ર ન હતું; દેશોદ્ધાર ને પ્રજાકલ્યાણને કાજે કવિતા એ દલપતકાવ્યમન્ત્ર હતો.

દેશી મિત્રો ! દુઃખ સરવ ટાળો રે આપણા દેશનું
એ '૫૧નો દલપતકાવ્યટહુકાર; અને
એક મંડળી એવી સ્થાપો, જ્યહાં સૌને ઉદ્યોગ મળે
એ '૯૬નો દલપતકાવ્યટહુકાર. એ બન્નેયમાંની કાવ્યપ્રેરણા સર્વકલ્યાણની–ગીતાઉદ્દગાયેલા લોકસંગ્રહની છે.

જીવનની અર્ધી સદીભર કવીશ્વરે લોકસંગ્રહનાં ગીત ગાયાં છે.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં, ૧૮૫૯થી ૧૯૦૭ સૂધીની ગુજરાતની ચારપાંચેક બાળપેઢીઓનાં ઘડનારાં દલપતરામ ને દલપતકવિતા હતાં. ચોખૂટ ગુજરાતમાં ને મુંબઈમાં, ગામડે ગામડે ને શહેરે શહેરે, વર્ષોવર્ષ શાળાઓમાં લાખો

બાળબાળાઓ દલપતકવિતા ગાતાં ને ગોખતાં, માના દૂધ સમી એ પથ્ય પોષક ને મીઠડી કવિતા પીપીને ઉછરતાં, બાળકનાં મનુષ્ય થતાં. યુગદ્રષ્ટા માત્ર નહિ; કવીશ્વર યુગસ્રષ્ટા હતા.

પ્રાચીન કાળમાં પ્રેમાનન્દ ને સામળ અને અર્વાચીન કાળમાં મહર્ષિ દયાનન્દ સરસ્વતી અને સાધુપુરુષ પઢિયારજી સમા દલપતરામ આતમરંગે ગુજરાતી હતા. નવયુગની એ ત્રિપુટિને ઇંગ્રેજી ભાષાના મૂળાક્ષરો યે આવડતા નહિ. એ સહુ આર્યસંસ્કારનાં ને આર્યસંસ્કૃતિનાં ફળો હતાં. પ્રધાનભાવે ગુજરાત એ જ દલપતરામને ઘડનાર; અને પછી દલપતરામે ગુજરાતને ઘડ્યો. ગુજરાત એ જ કવીશ્વરનું કર્તવ્યક્ષેત્ર, અને ગુજરાતી એ જ કવીશ્વરની આતમભાષા. મ્હોટી વયે દલપતરામની હૃદયપાટી ઉપર ફારબસ સમા પશ્ચિમના પવિત્ર પરિમળવન્તા સતપુરુષના સમાગમે પશ્ચિમની સંસ્કૃતિના સંસ્કાર ન્હોતા આલેખાયા એમ નહિ. પણ પોતાની ફૂલવાડીમાં ફરતાં ફરતાં પાડોશીની–પરની ફૂલવાડીના યે પરિમળપરાગ આપણે ઝીલીએ છીએ એમ કવીશ્વરે પશ્ચિમના સાહિત્યના નહિ, પણ સંસ્કૃતિના પરિમળપરાગ ઝીલ્યા હતા. ફારબસ પશ્ચિમની સંસ્કૃતિનું નિર્મળ ને નિષ્કર્દમ સહસદલ પદ્મ હતો. ફારબસસત્સંગે કવીશ્વરે પશ્ચિમની સંસ્કૃતિસંસ્કારની સુગન્ધો ઓછી ને ઝીણી હતી, પશ્ચિમની દુર્ગન્ધોને દીઠી ન હતી. સંસ્કૃત હિન્દી ને ગુજરાતીના કવીશ્વર અખંડ ઉપાસક હતા. સંસ્કૃતમાં પ્રાસંગિક શ્લોકો રચતા, વ્રજભાષામાં ગ્રન્થો લખતા, પણ કવીશ્વરની કાવ્યભાષા ગુજરાતી હતી, વ્યાખ્યાનભાષા

ગુજરાતી હતી, ગદ્યભાષા ગુજરાતી હતી, આતમભાષા ગુજરાતી હતી, સન્દેશભાષા ગુજરાતી હતી. પરદેશી સાહિત્યની છાયાસૂના, નરસિંહ સામળ પ્રેમાનન્દ દયારામ સમા, પ્રધાનતઃ ગુજરાતે ઘડેલા, દલપતરામ છેલ્લા ગુજરાતી કવીશ્વર હતા.

અને છેલ્લે છેલ્લે: Dalpatram was not only a great personality; Dapatram was an Institution; કવીશ્વર માત્ર મહાપુરુષ ન્હોતા, મહાશાળાવન્તા હતા. '૫૫થી '૭૯–૫ા સદીભર દલપતરામ એટલે સોસાયટી અને સોસાયટી એટલે દલપતરામ એ ઇતિહાસ ઉચ્ચરવાના માત્ર આ બોલ નથી. પણ એથી અતિવિશાળા ઈતિહાસબોલ એ શબ્દો બોલે છે કે મન્ત્રદ્રષ્ટા ઉપનિષદગાતા કો ઋષિવર સમા દલપતરામ શાળાસંસ્થાપક હતા. અને ત્‍હારે દલપતશાળા હતી ગુજરાતવિશાળી. કવીશ્વરના વડલાની કાવ્ય વડવાઈઓ ચોખૂટ ગુજરાતની કુંજનિકુંન્જેમાં પ્રસરેલી હતી. એ વિશાળા દલપતકાવ્યમાંડવાને નવલરામભાઈ દલપતશાળા કહેતા. કવીશ્વરમાં એ નિર્મળ સાત્ત્વિક સોક્રેટિક સત્ત્વ હતું. માનાં ધાવણ પીધાં વિના કો બાળક ઉછર્યું હોય તો દલપતકાવ્યામૃત પીધા વિના પછીના ગુજરાતે કો કવિ થયુ હોય. દલપતપિંગળ એ જ પછીના સૌ કવિવરોની કાવ્યનીસરણી. છેલ્લાં એંશી વર્ષમાં બીજી રાસમાળા લખાઇ નથી, છેલ્લાં એંશી વર્ષમાં બીજું દલપતપિંગળ રચાયું નથી. ૧૮૪૮માં સ્થપાયેલી દલપતશાળા આજ છેક ૧૯૩૮ સૂધી તો ચિરંજીવ છે. ૧૯૩૬ના માર્ચ માસમાં પ્રેમાનન્દનગરીની સાહિત્યસભાના મુખપત્ર 'સાહિત્યકાર'ના વસન્ત

અંતમાં નર્મદનગરીનિવાસી પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી દલપતશાળાના એક કાવ્યકિરણ પરત્વે લખે છે કેઃ

'જેઠમ કવિ એટલે દલપતશાળાના આજના અવશેષ. ....ત્હેમનામાં જીવન ને કવન જાણે ઓતપ્રોત થઈ ગયું હોય છે.....આપણી પાસે બેસે તેટલો સમય કોઈક વિદ્યુતબળ નહિ જાણે આપણા પર અસર કરતું હોય તેમ કર્યો વિના રહે જ નહિ.'

દલપતકિરણનું એટલું 'વિદ્યુતબળ' છે તો સ્વયં દલપતસૂર્યનું કેટકેટલુંક એ 'વિદ્યુતબળ' હશે ? દલપતશાળાની એ Poetic magnatism.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં લોકસભાગૃહોમાં દલપતરામ એવી વીજળી નાંખતા. શ્રોતાજનોમાં દલપતવીજળીનો ચેતનસંચાર પ્રસરી રહેતો. દલપતરામની કે દલપતશાળાની કવિતાવીજળી સ્વેચ્છાવિહારિણી કે વૃક્ષબાળતી કે લોકદઝાડતી ઉશ્ણુવીજળી ન હતી, શાસ્ત્રસંયમસોહાગિણી નગરવીજળી હતી. ઉશ્ણુવીજળી ઉટે છે, ઘડીક પલપલી આથમે છે; પડે ત્હાં બાળી ભસ્મ કરે છે. શાસ્ત્રસંયમશાલિની નગર વીજળી ઘર અજવાળે ને શહેર અજવાળે, મીલોને ઘૂમાવે ને રેલગાડીને હંકારેઃ નગરમાર્ગો ઉપર ટ્રામ દોડાવે. પુણ્યપ્રભાવન્તી સુઘડ કુળવધૂ સરિખડી દલપતશાળાની કવિતા વીજળી શાસ્ત્રસંયમશાલિની દેશવીજળી હતી. એનાં તેજથી દેશ તેજસ્વી થતો.

નવલરામભાઈએ દલપતશાળાને યથાર્થતાએ 'સભારંજની' કહેલી છે. ખઈ; રંજન કરે તે રાજા. દલપતકાવ્ય શૈલી રાજી કરીને—રીઝવીને રાજવીઓને શ્રેષ્ઠિઓને સભાજનોને

આબાલવૃદ્ધ નરનારને જીતતી, પોતાનાં કરતી. ખરેખાત ! દલપતશાળા શ્રોતાજનોને ને વાંચકગણને રાજવીરીતે રંજન કરતી રાજેશ્રી રીતની લોકવિજયિની કાવ્યશાળા હતી. સાચું; સભારંજની એટલે જનતારીઝવતી, રાજેશ્વરી, લોકવિજયિની. એવી મહાશાળાના સંસ્થાપક કવીશ્વર હતા.

સભારંજની એટલે રાજેશ્વરી–લોકવિજયિની. દલપતકાવ્યશૈલી લોકવિજયિની હતી.

અને એનું કારણ હતું. દલપતકવિતા માનતી ને પાળતી તે બોલતી. દલપતરામને ચળવળિયાપણાના નટખેલ ન્હોતા આવડતા. સત્ચરિતના એ નિખાલસપણાને કારણે દલપતકવિતા લોકવિજયિની નીવડી હતી.

અમદાવાદની પશ્ચિમ દિશે સાબરમતીથી બેએક માઈલ આઘે એક ઘટાગોરમ્ભતો થડવિશાળો આંબો છે. એ આંબાના ઘટાગોરમ્ભામાં કનેના ગામનું સમસ્ત ધણ સમાય. ત્રણચારેક પુરુષમંડળ હાથના આંકડા ભરાવે ત્હારે માંડ એનું થડ બાથમાં આવે. દલપતશાળાનું થડ એવું મિનારાવિશાળું હતું; દલપતશાળાનો ઘટાઘેરાવ સારા ગુર્જરદેશના ચોક ઉપર છવાતો.

પાંચ દાયકાઓભર સંસ્કૃતિઓના સંગમઘાટે તપતા, નવયુગનાં નવઅજવાળાં વરસતા, પ્રજારોગોની ઓષધિઓને પોષતા, મીઠડાં ને મધુરાં કાવ્યામૃતો વર્ષણહારા, નવગુર્જરકવિતાના પ્રથમ પ્રહરના ટહુકારકાર, ગુર્જર મહાપ્રજાના આતમઆરાધ્ય દેવ ત્હારે હતા દલપતરામ. દલપતરામે નવયુગનો સન્દેશ ઝીલ્યો અને ઝીલાવ્યો, કાવ્યસુધાના

યુગઅધિષ્ઠાતા થઈને નવગુજરાતને સરજ્યો, કાળસાગરના પૂલ બનીને પ્રાચીનતાને ઘાટેથી અર્વાચીનતાને ઘાટે ગુર્જર મહાપ્રજાને ઉતારી. 'કવીશ્વર'ના એક નામે ગુજરાત ત્હારે દલપતરામને ઓળખતું.

એ હતો ગુજરાતે દલપતયુગ.

કવીશ્વર દલપતરામને પીછવાપારખવાને બે આંખડીઓ આવશ્યક છેઃ એક કાળવાંચક દ્રષ્ટાની ઇતિહાસઆંખડી, અને બીજી પુણ્યકવિતાને માણનારી ચન્દ્રિકાનિર્મળી રસ-આંખડી. એ બે આંખડિયાળા સહુ સાહિત્યરસિકો કવીશ્વરને ત્હારે પીછતાં ને ઓળખતાં, આજે પીછે છે ને ઓળખે છે, અને કાલે પીછશે ને ઓળખશે. ગુજરાત પુણ્યાત્માઓનાં પગલાંસૂનું થયું નથી. સ્વયં નર્મદનાં બે મુંબઈગરાં પડળ ઉતર્યાં, અને, નવલરામભાઈ નિજ અનુભવબોલ ઉચ્ચારે છે એમ, પરસ્ત્રી સ્હામે ઉંચી આંખે ન કરનારી પુણ્યનિર્મળી દ્રષ્ટિ નર્મદને પ્રગટી; તેમ જ રાજ્યરંગ લખવાને અનેક ઇતિહાસગ્રન્થો વાંચ્યા ને મહાકાળદર્શન કરતી ઇતિહાસ દ્રષ્ટિ જાગીઃ ત્હાર પછી નર્મદે દલપતને નિજ આંગણે ન્હોતર્યો અને દલપતનર્મદનું કવિમિલન થયું. લીલાંપીળાં ચશ્માંવાળી આંખડીઓ નહિ; શુદ્ધ નિર્મળી કીકીઓ સાચા કાળરંગ પારખે છે.

ત્હારે વળી કુતૂહલનો કાળપ્રશ્ન પૂછાશે કે આપણા બેસતા નવયુગને ઘડનાર કવીશ્વરને યુગને ઘડનારાં મહાબળો કિયાં કિયાં હતાં ? ઉત્તરના ઇતિહાસબોલ મેઘગડગડાટ જેવા સ્પષ્ટ ને દેખાજન્તા છે.

પ્રથમ તો કવીશ્વર દલપતરામ વિધાતાના લાડીલા સન્તાન હતા; અને એ વિધાતાએ જ સંસ્કાર પાડનારા કેટલાક સાનુકૂળ દૈવયોગો દલપતજીવનમાં સંયોજ્યા હતા. અગ્નિહોત્રીના કુટુંબમાંડવડે જન્મ; જન્મઘડીથી જ ઘરમાં વેદોચ્ચારશ્રવણ; ધર્મયાત્રાનાં પર્યટન; સાધુસન્તોનો સત્સંગ; શાસ્ત્રશ્રદ્ધા અને શાસ્ત્રઅભ્યાસ; મહાજનસમાગમ; સુદામાશાયી રંકતાના નિર્ધનિયા સંસારપાઠો; અને કિશોરાવસ્થામાંથી પાંગરતી, વસુન્ધરાના હૈયાપેટાળમાં અદ્રશ્ય ઉભરાતી જળસરવાણીઓ સમી, બાળાપણમાંથી વરત ને હડૂલા નાંખતી, કાવ્યપ્રેરણાઃ એ સૌ દૈવદીધી દલપતભાગ્યલક્ષ્મી હતી. પત્થરકણીઓને યે ધોઇ ધોઈ કેટલીક જળસેરો રત્ન સરજે છે એવી એ ગેબી પ્રેરણાસેરો હતી.

રત્નખાણમાંથી રત્ન સાંપડે એ દૈવવિધાન. એ રત્નને પહેલ પાડી એનું નૂર પ્રગટાવે ને બહલાવે એ માનવવિધાન. દલપતહીરલાને પણ પાસા પાડી, સંસ્કાર સમર્પી, હીરાનું પાણી પ્રગટાવી તેજસ્વી ને વર્ચસ્વી કરનારાં સંસારનાં કેટલાંએક મહાબળો હતાં. કવીશ્વરનો દૈવદીધો આરસદેહ હતો; એ આરસની કાવ્યપ્રતિમા ઘડનારા પ્રભાવશાળી માનવવિધાયકો હતા.

પ્રથમપહેલો હતો આપણો કવિવર સામળ. સુષુપ્ત દલપતપ્રેરણાને સામળે જગાડી. કવિતારસનો પ્રથમ પ્યાલો દલપતને સામળે પાયો. પછી પ્રેરણાપ્રફુલ્લેલા દલપતરામ સામળની પાળોમાં સમાઈ રહે એવા ન હતા. સામળસંપ્રદાયથી વડેરા સરયૂનિર્મળા સ્વામીનારાયણ ધર્મે સામળસીમાઓમાંથી કવીશ્વરને તાર્યોઉગાર્યો. ભૂમાનન્દ સ્વામીએ

દલપતરામને પચ વર્તમાન ધરાવ્યાં. કાવ્યપ્રેરણાને સામળે જગાડી, એને પવિત્રતાની નિર્મળી શ્રીજીસંપ્રદાયે છાંટી કવીશ્વરની કાવ્યપ્રેરણા પ્રભુભક્ષેલી હતી, કાવ્યકલા કવીશ્વરને દેવાનન્દ સ્વામીએ સજાવી. ભૂમાનન્દ સ્વામી કવીશ્વરના ધર્મગુરુ અને દેવાનન્દ સ્વામી કવીશ્વરના કાવ્યગુરુ. પછી દલપતજીવનદેશમાં આવ્યો ફારબસ. દલપતરામ ફારબસના પ્રાચીન યુગગુરુ હતા, ફારબસ દલપતરામનો અર્વાચીન યુગગુરુ હતો. તાપીથી મચ્છવતી અને ઘોઘા બંદરથી ઈડર દાતાના ડુંગરા ને વન ફારબસે દલપતરામને નવી નજરે દેખાડ્યા, દરબારોના બન્ધ દરવાજાઓ કવીશ્વર કાજે ઉઘ-ડાવ્યા, દેશભરમાં દલપતકવિતા પૂજાવી, પ્રતિષ્ઠાઉત્સવો કરી કરીને કવીશ્વરને ગુજરાતહૈયે પધરાવ્યા. દલપતરામ રત્ન હતા, ફારબસ પારસ મણિ હતો, ફારબસને અડવે દલપતરામ સોનું થયા. આગમાપાયિનોઽનિત્ય એવો એક આવનજાવન અમલદાર ફારબસ હતો, કવીશ્વર કવિતાનો અમૃતકૂપો હતા. ઇતિહાસનો ને કવિતાનો અમીપ્યાલો પાઈ કવીશ્વરે ફારબસને અજરામર કીધા.

પછી આવ્યા પશ્ચિમની સંસ્કૃતિનાં પૂરઃ રેલ્વે, તાર, ટપાલ, શાળાઓ, પાઠશાળાઓ. શારદાપીઠો, છાપાં, છાપ-ખાનાં, મંડળીનિંદ, યન્ત્રજ્ઞાન પ્રધાન, વ્હેમખંડન, સમાજ-સુધારો; લોકસભાઓ, કાવ્યવ્યાખ્યાનો, વાંચનમાળાઃ ઇતિહાસસંશોધન, પ્રાચીન કાવ્યસંશોધન; ગુજરાત વર્ના-ક્યુલર સોસાયટી, બુદ્ધિપ્રકાશ માસિક; બાગો ને ઠઠેરો; દેશમાં ઉગ્યો નવો દિવસ. પશ્ચિમનાં એ કેટલાંક પૂર ત્યારે કાંઠાઓમાં ન સમાતાં. અનેક પાળો તોડતાં, પાડતાં

ખેતરોને ડુબાડતાં, કોક જીરણ ગઢને ઢાળી યે પાડતાં. પણ અગ્નિહોત્રીના સપૂત દલપત વેદિયા હતા આર્યસંસ્કૃતિના અડગ ખડક. એ નવપૂરના યે અતિવેગ ખડકને અથડાઈ પછડાઇને મન્દ થતા ને પાછા પડતા. ત્હો યે પાણી વચ્ચે ઉભેલાને પાણીછોળોની છાંટ ઓછીવધતી યે ભીંજવે છે એમ એ પૂરવહેણ કવીશ્વરને ભીંજવતાં. ફારબસ હતો પશ્ચિમનાં પૂરનું પક્ષ અને દલપતરામ હતા સારગ્રાહી સજ્જન; એટલે ગુર્જરકવીશ્વર પશ્ચિમસંસ્કૃતિના પરિમળો જ પામતા. દલપતે પશ્ચિમનાં તેજ ઝીલ્યાં હતાં, અન્ધકારને અળગો રાખ્યો હતો.

અને છેલ્લે છેલ્લે દલપતજીવનાકાશમાં પ્રવેશ પામ્યો નર્મદ. વયે નર્મદ તેરેક વર્ષ ન્હાનેરો હતો, એટલે ગુર્જરદેશે દલપત પહેલો ઉગ્યો, નર્મદ પછી ઉગ્યો. પછી તો બે તેજ પરસ્પરમાં ઢોળાયા. વસ્તુતઃ દલપતનર્મદ પરસ્પરના જીવનદેશમાં પ્રવેશ્યા હતા, પરસ્પરને તેજછાયા નાંખતા હતા. દલપતજીવનની અસરો નર્મદજીવનમાં છે, નર્મદજીવનની અસરો દલપતજીવનમાં છે પણ એ સૌ વિરોધ ભાવેઃ બે સેનાધિપતિઓની વ્યૂહરચનાઓ પગલે ને ડગલે એકબીજાને નવસરજે છે એમ. નર્મદના વ્યંગઘાવ દલપતને વાગતા, દલપતના વ્યંગઘાવ નર્મદને વાગતા. લોકઅખાડામાં ઉતરેલા એ કાવ્યમલ્લોના કાવ્યપ્રહાર પરસ્પરનાં અંગોને ઢીલાં કે સુદૃઢ કરતા. જેમ કવિવરને ઘડનાર કવીશ્વર હતા, તેમ કવીશ્વરનો છેલ્લો ઘડનારો હતો કવિવર નર્મદ.

સરવાળેઃ નવગુજરાતને ઘડનાર આપણા વાલ્મીકિ દલપતરામને ઘડનારાં મહાબળો હતાં કવિવર સામળ,

સરયૂનિર્મળો સ્વામીનારાયણ સંપ્રદાય, સન્તપ્રવર દેવાનન્દ સ્વામી, મહાનુભાવ મનોમિત્ર ફારબસ, પશ્ચિમની સંસ્કૃતિનાં આવન્તાં પૂર, અને–વિશેષભાવે–આપણો સાહસવીર નર્મદ. અને એમાંનાં યે, બે બાહુ સમાં, પ્રધાન મહાબળો હતાં બેઃ દેવાનન્દ સ્વામી અને ફારબસ. દેવાનન્દ સ્વામીએ કવીશ્વરને કાવ્યકલા સ્ઝાવી; ફારબસે કવીશ્વરને રાજપ્રજામાં પૂજાવ્યા. દેવાનન્દે કવિ સરજ્યા; ફારબસે કવિના કવીશ્વર કીધા.

પ્રત્યેક મહાકવિ સંગાથે એક નવી કાવ્યશૈલી જન્મે છે. કાલિદાસની કાવ્યશૈલી માઘની કાવ્યશૈલી નથી, ને ભવભૂતિની કાવ્યશૈલી એ ઉભય મહાકવિઓથી નિરાળી છે. ચન્દ તુલસી સુરદાસ નિજનિજના કાવ્યપન્થના એકલપન્થીઓ છે. નરસિંહમીરાંથી સામળપ્રેમાનન્દ નિરાળા, ને સામળપ્રેમાનન્દથી દલપતનર્મદ નિરાળા. અને એ નિરનિરાળા કવિતાઘાટો ને કાવ્યાશ્રમો છતાં, નદીના બે કાંઠાઓની પેઠે, કાવ્યસરિતાને પણ સ્હામસ્હામા અખંડ બે તટવિસ્તાર છે. એક તટનો મન્ત્રોચ્ચાર છે Art for Art's sake: કલાને ખાતર કલા. એ કાવ્યશૈલીનાં આપણાં પ્રધાન કાવ્યશિખરો છે મેઘદૂત ને શકુન્તલા. અને બીજા તટનો મન્ત્રોચ્ચાર છે Art with Purpose: સન્દેશવાહક કલા. એ શૈલીનાં આપણાં પ્રધાન કાવ્યશિખરો છે મહાભારત રામાયણ ને શ્રીમદ્ ભાગવત. આપણે એમને મેઘદૂતશૈલી ને મહાભારત શૈલી કહીશું. મેઘદૂતશૈલીમાં, કોકિલના કલરવની પેઠે, કવિ નિજ હૈયાના રસાનન્દો ગાય છે; અને બીજી મહાભારત શૈલીમાં, કોક ઋષિવરની પેઠે, લોકસંગ્રહને કાજે કવિ લોક

કલ્યાણનાં સ્તોત્રો ઉચ્ચારે છે. કુદરતને, જનસમાજને, સાચા રસોપાસકોને એમાંથી કઈ શૈલી નિરર્થક કે ત્યાજ્ય છે? કે રસો વ સ. ની અપૂજારિણી છે? મ્હારે તો બન્ને ય શિરસા વન્દ્ય છે, મ્હેં તો મેઘદૂતે ગુર્જરગિરામાં ઉતર્યું છે ને ગીતા યે ગુર્જરગિરામાં ઉતારી છે. પણ यः पयन्त्यात्मकारणात्‌ના કરતાં परोपकाराय सतां विभूतयः એ ઉદાર ને ઉચ્ચતર આદર્શ છે; પાય ને હાથ કરતાં હૈયું ને મસ્તક અધિક પદે છે ને તેથી ઉત્તમાંગ કહેવાય છેઃ એમ સ્વાત્મવિલાસ ને સ્વાત્મવિલાસિની કલાકવિતા કરતાં લોકકલ્યાણ ને લોકકલ્યાણિની કલાકવિતા ઉત્તમ ને ઉમદા છે. દલપત કવિતાની શૈલી લોકસંગ્રહ કાજેની મહાભારતશૈલી છે. મહાભારતકારની પેઠમ દલપતરામને કવિતા તે લોકકલ્યાણનુ સાધન હતું. કેળનાં પાન કે અબરખના થરની પેરે મહાભારતમાં આખ્યાનો છે, ઉપાખ્યાનો છે, ને વડલાના થડ સમી મધ્યવર્તી મહાવર્તા યે છે, અને મંહી શ્રીમદ્ ભગવદ્‌ગીતા ને શાન્તિપર્વ સમા કેવળ ઉપદેશાત્મક કાવ્યખંડો પણ છે. દલપતરામ મહાભારતકાર નથી. પણ જાદવાસ્થળી ટ્યો, કે સંપલક્ષ્મીસંવાદ વાચો, કે વેનચરિત્ર વિચારો. એ દલપતકાવ્યોમાં વાર્તાના થડને ઉપવાર્તાઓની વિધવિધ વેલીઓ લ્હેડેલી છે. યૂરોપપથરાતી ને ભારતપથરાતી ત્યહારની નવ Industrialismની કાળભારતીને પણ કવીશ્વરે વાર્તાનું રૂપક આપી, અવ્યક્ત ને વ્યક્ત કરે તેમ, રસપ્રતિમા ઘડીને સર્વસુગમ રીતે વર્ણવેલી છે. કલાકારની એ કલા; વાયુની યે મૂર્તિ ઘડે. છતાં શ્રીમદ્ ભગવદ્‌ગીતા અને શાન્તિપર્વની છાંયડી સમા ઉપદેશાત્મક કાવ્યખંડો દલપત

કાવ્યમાં નથી એમ નહિ. મહાભારતમાંની પુનરુક્તિઓ આજના કો કવિવરમાં પેખાય તો દોષમય–અસુન્દર ભાસે' મહાભારતમાં એ કાવ્યપુનરુક્તિઓ એકની સંગાથે બીજી આંખ જેવી લાગે છે. વ્યાસજીના ઘકારનો કાવ્યવિનોદ સર્વંજાણીતો છે; એવો જ શબ્દપૂર્તિનો જકારનો કાવ્યવિનોદ દલપતકાવ્યમાંથી પણ શોધ્યો જડે. દોષગણનાએ પણ દલપતકાવ્યશૈલી મહાભારતકાવ્યશૈલી છે. તેમ થડ ને મહા શાખાઓમાં, શાખાઓ ઉપશાખાઓ ને વિટપોમાં, પલ્લવ પાંદડાં ટીશીઓ મ્હોર ને ફળમાં: સકળ કાવ્યસહકારના ઘટાઘેરની રગરગમાં વહેતા કવિતારસનો સામ્યગુણ, સૂર્યંરાજ ને સૂર્યંકિરણો સમો, મહાભારતશૈલીમાં ને દલપતશૈલીમાં જે તરવરે છે તે તો લોકસંગ્રહ. મહાભારતકારનો ને કવીશ્વરનો મધ્યવર્તી કાવ્યસિદ્ધાન્ત એ હતો કે લોકકલ્યાણને કાજે કવિતા.

હાં રે તમે દેશની દશા ફેરવાવો,

રે દેશમાં સંપ કરો, સંપ કરો.

દેશની દશા ને દિશા ફેરવવાને માટે દલપતકવિતા રચાતી હતી ને ગવાતી હતી. કવિકવિને સુખેથી આજે ઉચ્ચારાતા સ્વદેશવાત્સલ્ય રસનાં ગીતોના પ્રથમ ગાનાર, નવયુગની દેશદાઝની પહેલી કાવ્યમાળા રચનાર, ગુજરાતી કવિતાને નવો જ ઝોક આપનાર કવીશ્વર દલપતરામ હતા. કવીશ્વરનું ગુજરાતઝીલાતું પ્રથમ કાવ્ય હતું '૫૧માંની હુન્નરખાનની ચ્હડાઈ; અને કવીશ્વરનાં છેલ્લાં કાવ્યો હતાં '૯૬માંનાં

મીઠાની મટારો મહામોંઘવારી

અને

એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ મળે.

એમ કવીશ્વરનો અર્ધીક સદીનો આખો કાવ્યસંગ્રહ પ્રધાનભાવે લોકસંગ્રહની ને સ્વદેશવાત્સલ્યની મહાભાવનાઓથી પ્રેરાયેલો છે. સ્વદેશવાત્સલ્યનાં ગીત ગાનાર નવયુગના પ્રથમ કવિવર કવીશ્વર દલપતરામ હતા. લોકસંગ્રહ ને સ્વદેશવાત્સલ્ય એ દલપતકાવ્યની, મહાપ્રાણ સમી, સદાજીવન્ત કાવ્યપ્રેરણાઓ.

માનવવંશનો કાવ્યરસ, મૂળતત્ત્વે, સર્વવ્યાપી સમધાર છે; અને તેથી યૂરોપમાં પણ આપણે ત્હેંના જેવાક શૈલીઓના કાવ્યવિભાગ છે. મહાભારતશૈલીનાં યૂરોપનાં કાવ્યશિખરો છે ઈલિયડ અને ઓડેસી, ને ડાન્ટેનું ડિવાઈન કોમેડી. અને મેઘદૂતશૈલીનાં કાવ્યશિખરો છે રોમિયો ને જૂલિયેટ, અને એનાં રસભાંડુઓ. યૂરોપખંડના દેશદેશના નવલરામો આજે યે બોલે છે કે ગઈ સત્તાવીસ સદીઓમાં તો યૂરોપખંડે બીજી ઇલિયડ હજી લખાઇ નથી. મહાભારતની પેઠે ઈલિયડમાં પણ નિજ યુગનું સંસ્કૃતિદર્શન છે. મહાભારત શૈલીના ગુર્જરસન્તાન દલપતકાવ્યમાં પણ પ્રાચીનઅર્વાચીન સંસ્કૃતિઓના સંગમઘાટનું નિજ યુગનું યુગદર્શન છે. પ્રાચીનતાને આરેથી અર્વાચીનતાને આરે આવતા ગુજરાતની ચિરંજીવ ઈતિહાસમૂર્તિ દલપતકાવ્યની અમર કાવ્યવર્ણાવલિઓમાં ચીતરાયેલી છે. દલપતકાવ્ય તો દલપતયુગનો ઈતિહાસરાસો છે.

મેઘદૂતશૈલીના નહિ; મહાભારતશૈલીના દલપતરામ કવીશ્વર હતા.

અને છેલ્લે છેલ્લે માનવીની મૃત્યુઘડી માનવીનો આતમરંગ ઉચ્ચારે છે. 'અરેરે!' કે 'વોય વોય!' વિનાનો, પન્દર માસના દીર્ઘકાળનો, દલપતરામનો ભાણશય્યાવાસ એ એમની છેલ્લી આત્મપરીક્ષાનો કાળયોગ હતો. કવીશ્વરની મન્દવાડમાંની મહાનુભાવિતા કો જોગન્દરને છાજે એવી હતી. મૃત્યુદંષ્ટ્રાળો મહાવ્યાધિ દેહને લેશે પીડે નહિ; એ જીવલેણ મન્દવાડને કવીશ્વર મિત્ર કહે; પાણીમાં હિમમૂર્ત્તિ ઓગળે એમ પંચભૂતમાં પંચભૂતોનાં અણુઅણુ અર્પીને, ધીરે ધીરે, આરસદેહ ઓગળી જાય; મૃત્યુતિથિથી અઠવાડિયુક પૂર્વે સાધુસન્તોને દર્શનાર્થે ઘેર ન્હોતરી, પૂજન કરી, કીર્તન સાંભળી, સંસારયાત્રા સમેટી લેવીઃ એ સૌ અમદાવાદની ઉદ્યોગનગરીના ગૃહસ્થાશ્રમીની કરતાં ગંગાતટના તાપસદેશના કો યોગીન્દ્રની મૃત્યુશય્યાનું ચિત્રદર્શન હોય એમ નથી લાગતું? સન્ધ્યાકાળનાં સૂર્યકિરણો એકે એકે સૂર્યદેવમાં ભળી જાય છે એમ દલપતદેહનાં અણુપરમાણુઓ વિશ્વનાં અણુપરમાણુઓના વિરાટપારાવારમાં ભળી ગયાં હતાં સાગરમાં મહાનદ એમ જ ભળી જાય છે ને?

સંસ્કૃતસુભાષિતમાં धन्यो गृहस्थाश्रमः નું પદ છે એવું એક ઈંગ્રેજી સુભાષિત છે કવિવર ટેનીસનનું કે

The grand old name of Gentleman.

મહારાણી વિક્ટોરિયાના અત્યાગ્રહે કવિવર ટેનીસન પછી સ્વયંઉચ્ચારેલું પદ પાળી શક્યા નહિ. પણ લોર્ડ ટેનીસનના જ સમકાલીન અને સમસર્જ્જન પેલા પ્રજાપ્રતિનિધિ અને મહામન્ત્રી ગ્લાડસ્ટને Gentleman એ પદને આયુષ્યભર પાળ્યુંપૂજ્યું હતું. બ્રીટનના ગૃહસ્થાશ્રમના ટેનીસન

ને ગ્લાડસ્ટન જેવા ભૂષણમણિ હતા, ત્હેવા ગુજરાતના ગૃહસ્થાશ્રમના દલપતરામ ભૂષણમણિ હતા. છે તેટલો દલપતકાવ્યમાંનો શૃંગારરસ પણ દામ્પત્યપ્રેમનો છે. સર્વ દેશોમાં ને સર્વ કાળમાં સંસારવ્યવસ્થાનો પાયો વર્ણાશ્રમ છે; એ વર્ણાશ્રમનો પાયો ગૃહસ્થાશ્રમ છે; અને ગૃહસ્થાશ્રમનો સનાતન પાયો દામ્પત્યપ્રેમ છે. સંસારશાસ્ત્રવિશારદ દલપતરામ સંસારશાસ્ત્રનાં એ પગથિયાં પ્રીછતા ને પાળતા, અને એ ભાવે દામ્પત્યપ્રેમની પુણ્યનિર્મળી રસધારાઓ વર્ષીને સંસારવ્યવસ્થાને સદા પોષતા. જીવનમાં ને કવનમાં સદા કવીશ્વર પુણ્યનિર્મળા ગૃહસ્થાશ્રમધર્મી હતા. અલ્પાલ્પ અવગુણઉછેરનાં ચિન્તાભય વિના ઉછરતા ગુજરાતને 'દલપતરામ જેવા થાવ' એમ કહેવાય. ત્હારની આપણી સંસારવાડીની ગાર્હસ્થ્યક્યારીએ દલપતજીવનપુષ્પ સહસ્રપાંખડીના પદ્મપરિમળે મ્હેક મ્હેક થતું. કવીશ્વર સો ટચનું સોનું હતા, ગુજરાતની ત્રિકાળવન્દનીય પુણ્યમૂર્તિ હતા. દેશીને કે પરદેશીને દાખવવા જેવા દેહે ચન્દનજ્યોત ને દેહીએ પુણ્યજ્યોત કવીશ્વર સદા અને સર્વદા વન્દનીય ગુર્જરીપુત્ર હતા.

દલપતરામ સ્હવારના સૂર્ય હતા, મધ્યાહ્નના સૂર્ય ન્હોતા. પ્રજાને પ્રકાશ આપતા, પણ દઝાડતા નહિ.

ભગવાન ઇશૂ ખ્રીસ્ત કહેતા કે I come not to destroy, but to fulfil. એમ ઉચ્છેદન નહિ, નવસૃજન કવીશ્વરનો આયુષ્યધર્મ હતો.

નવયુગનાં સાહિત્યપર્વો જ્યહારે સુસ્થાપિત થશે ત્યહારે ૧૮૪૮ની સાલ એ ગુર્જરદેશે બેસતા નવયુગનું બેસતું

વર્ષ ગણાશે. એ સાલમાં ફારબસે દલપતહીરલાને સોરઠ-પટારામાંથી લેઈ ને ગુજરાતપાટે મૂક્યો; એ સાલમાં કવીશ્વરે ગુર્જરઈતિહાસનાં ને ગુર્જરકવિતાનાં મહાસંશોધનો આદર્યાં; એ સાલમાં અમદાવાદમાં 'ફારબસના મુકબરા'-રૂપ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ; એ જ સાલમાં મુંબઈમાં બુદ્ધિવર્ધક સભાની મહાપ્રવૃત્તિઓ પ્રગટી નીકળી: અને એમ ગુજરાતે નવયુગ બેઠો. 'પવિત્ર મિત્ર મળ્યો મીન રાશીને' તે ઘડીથી પુષ્પો પ્રગટ્યાં, પત્રો પ્રગટ્યાં, કવિતાના રસરંગની પીચકારીઓ ઉડી; ગુજરાતે નવવસન્ત આવી.

> यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत,
> वसन्तो ऽस्यासीदाज्यं, ग्रीष्म इध्मः, शरद्धविः ॥
>
> ઋગ્વેદ, પુરુષસૂક્ત

જે પુરુષના હવિ વડે દેવો યજ્ઞ ઉજવે છે, ત્હેની વસન્ત તે યજ્ઞઘી છે, ગ્રીષ્મ ઈન્ધણાં છે, શરદ હવિ છે.

૧૯મી સદીમાં ગુર્જરદેશે દેવો કવીશ્વર દલપતરામના હવિ વડે કાળબ્રહ્મનો લોકમહાયજ્ઞ ઉજવતા હતા. ગુજરાતે ત્હારે જૂનો યુગ ઉતરતો હતો, નવો યુગ બેસતો હતો. 'કક્કો કેવડિયો' મૂકીને 'સારી ચોપડીઓ શોભાય'ના કવિતાપાઠ પઢવાને ગુર્જરમહાપ્રજા નવનિશાળોએ ભણવા જતી થતી હતી. વરાળ ને વિજળીના સદુપયોગ શીખતી હતી. સ્વદેશવાત્સલ્યનો એકાદશામો કાવ્યરસ ઝીલીને 'દુઃખ સરવ ટાળો રે આપણા દેશનું' એ સર્વતોભદ્ર દેશકલ્યાણનો મહામન્ત્રોચ્ચાર પ્રથમ વારકો સાંભળતી હતી નવવસન્ત પધારે ને ક્યારીએ ક્યારીએ ફૂલડાં ફૂટી નીકળે એવી નવશિક્ષણશા-

બાઓ દેશભરમાં ફૂટી નીકળી હતી. અમદાવાદમાં, સૂરતમાં, ઇડરમાં, ભાવનગરમાં, મુંબઈમાં, વડોદરામાં નવયુગના મન્ત્રો-ચ્ચાર દલપત પ્રજાપુરોહિતને મુખડેથી મોરલીની મધુરપે ગાજતા હતા. નવયુગનું દેસસેવાનું મહાવ્રત આપણા આદ્ય સેવાવ્રતિયા કવીશ્વર ગુજરાતને મહેલે ને ઝૂંપડે સ્થાપતા હતા. નવકવિતાનાં રસપૂરમાં ચોખૂટ ગુર્જરમહાપ્રજા હિન્ડોળે ચ્હડી હતી. ગુહા અને બાપ્પા રાવળની પાટનગરીમાં ગુર્જર કવિવરોની પ્રથમ કાવ્યપરિષદ ભરાતી હતી. નર્મદ કહે છે તેમ દલપતપગલે મુંબઇમાં કવિતા ઉભરાતી હતી. બેસતા નવયુગનું મહાપર્વ પ્રજા માણતી હતી. પૂર્વપશ્ચિમનાં તેજ-પૂરના મહાસંગમનો દૈવયોગ ઉગતો હતો. નવા દિવસની પ્રાગટ પ્રગટતી હતી, નવસ્હવાર જામતું હતું, અને લોકમહાયજ્ઞમાં નવયુગની સૌમ્ય પાવનકારિણી આદ્યજ્વાળાઓ પ્રકાશતી હતી. ગુર્જરદેશે પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનો મહાસંગમ મંડાણો હતો. સૈકાઓનો કાળયોગ સોહાતો હતો. એ બેસતા નવયુગની ઈતિહાસપર્વણીના દૈવયોગે ૧૮૨૦થી ૧૮૪૮ સૂધીની, આ ગ્રન્થના પ્રથમ ખંડમાં વર્ણવેલી, દલપતજી-વનની કાવ્યદીક્ષાની યૌવનવસન્ત તે એ દેવમાંડ્યા લોકમ-હાયજ્ઞનું આજ્ય-યજ્ઞઘી હતું. ૧૮૪૮થી ૧૮૭૯ સૂધીની, આ ગ્રન્થના દ્વિતીય ખંડના પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધમાં વર્ણવેલી, સંસ્કૃતિઓના સંગમઘાટના પ્રવૃત્તિકાળની દલપતજીવનની ગ્રીષ્મ તે એ લોકમહાયજ્ઞનાં ઈન્ધણાં હતાં. ૧૮૭૯થી ૧૮૯૮ સૂધીની, આ ગ્રન્થના તૃતીય ખંડમાં વર્ણવેલી, દલપતજી-વનસન્ધ્યાની મધુરપની-આયુષ્યના વર્ષાન્તની શરદ ઋતુ તે એ લોકમહાયજ્ઞનું આત્મસમર્પણ-બલિદાન-હવિ હતું.

૧૮૨૦થી ૧૮૯૮ પર્યન્તની એ આપણી ૧૯મી સદીઃ દલપતજીવનનો પાથરેલો વિશાળો પટવિસ્તાર. ગુર્જરદેશે દેવોએ ઉજવેલા એ લોકમહાયજ્ઞની ઈતિહાસકથા, યથાશક્તિમતિ, વાંચક ! ત્હમને કહી સંભળાવી. કાળબ્રહ્મના પારાવારનો એ લોકમહાયજ્ઞ તો એક જ તરંગ છે; પણ જવલ્લે–કેટલાએક સૈકે–હજારહજાર વર્ષે દેશકથામાં દેખાતો સંસ્કૃતિઓના સંગમનો એ વિરલો મહાતરંગ છે. કોઈ પણ દેશે સંસ્કૃતિઓના સંગમયોગ હાયકે હાયકે કે સૈકે સૈકે આવતા નથી. ગોકુળમથુરાથી વૈષ્ણવસંસ્કૃતિ શ્રી કૃષ્ણચન્દ્ર ગુજરાતે લાવ્યા; કે બિક્ષુબ્રતિક ચક્રવર્તી મહારાજ અશોકવર્ધને ગંગા ને સોનના સંગમઘાટેથી બૌદ્ધસંસ્કૃતિ ગુજરાતે આણી; કે નિર્ગ્રન્થી જૈનાચાર્યોએ જૈનસંસ્કૃતિનો કલ્પસૂત્રનો મહાગ્રન્થ વલ્લભીપુરના ઉપાશ્રયોમાં આલેખ્યો; કે મહાજ્યોત નૈષ્ઠિક બ્રહ્મચારી ભગવાન શંકરાચાર્યે જગતછેડે દ્વારકાને સાગરઆરે શારદામઠ સ્થાપ્યો અને વેદધર્મને પુનઃ સંસ્થાપ્યો; કે ૧૩મા સૈકાની છેલ્લી તિથિઓમાં ઈસ્લામ અણહિલ્લપુરના તરપોળિયામાં પ્રવેશ્યો અને ગગનચુમ્બી મસ્જીદમિનારાઓનાં શિખરો, દેવમન્દિરોની શિખરસ્પર્ધા કરતાં, ઠામઠામ ગુર્જરદેશે પછી ઉગી નીકળ્યાંઃ દૈવઘડયા એ અવસરયોગોએ સંસ્કૃતિઓના સંગમપ્રવાહ આપણા ઈતિહાસદેશે સંયોજાયેલા હતા. એવો પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનો નવસંગમપ્રવાહ ૧૮૪૮માં પાછો ગુર્જર ઈતિહાસદેશે વિશ્વવિધાતાએ સંયોજ્યો હતો. દલપતફારબસની દેવદ્દેહેરીઓ એ મહાસંસ્કૃતિઓના સંગમઘાટે ગુર્જર પાટનગરીના ભદ્રકાળીના ચોકમાં છે. દલપતફારબસ

તો એ સંસ્કૃતિસંગમના માત્ર કાળનિમિત્તો ને એ મહાપૂરોના દૈવયોગની એ દૃશ્યમાન માનવમૂર્તિઓ હતા. વાસ્તવતાએ ઈતિહાસનો એ વિરલ દૈવયોગ હતો. દેવો ત્હારે ગુર્જરદેશે લોકમહાયજ્ઞ ઉજવતા હતા; અને ગુર્જરકવીશ્વરની કાવ્યલેખિનીમાં પ્રેરણા પ્રેરીપૂરી વિધાતા ત્હારે અમૃતના અક્ષરો લખતાલખાવતા હતા. ફારબસ જૂના ગુજરાતને સજીવન કરતો હતો; દલપતરામ નવગુજરાતને ઘડતા હતા. પ્રાચીનતાને આરેથી અર્વાચીનતાને આરે આવવાનું ગુર્જરમહાપ્રજાનું એ ઈતિહાસપર્વ હતું. લોકમહાયજ્ઞનું એ કાળપર્વ દેવો ઉજવતા હતા, અને એ લોકમહાયજ્ઞના આચાર્યપદે દેવોએ પુણ્યપામરિયાળા દલપત મહર્ષિને સ્થાપ્યા હતા. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમઘાટના આદ્ય પુરોહિત, એ લોકમહાયજ્ઞના આચાર્ય, અર્ધી સદીભર નવગુજરાતના ઘડનાર, આપણી ૧૯મી સદીના યુગસ્રષ્ટા અને યુગઅધિષ્ઠાતા, આપણા નવમન્ત્રોચ્ચારક ઋષિવર, દેવોના દૈવયોગના પુણ્યનિર્મળા નિમિત્ત ત્હારે કવીશ્વર દલપતરામ હતા. પ્રાચીન ગુર્જરઈતિહાસના પરમ સંશોધક ને અર્વાચીન ગુર્જરઈતિહાસના આદ્ય ઘડનાર, નવયુગની રામકથા ગાનાર વાલ્મીકિનું કાળતીર્થના ઘાટે ચિરંજીવ એ પદ ને એ સ્થાન છે કે ગુર્જરમહાપ્રજાની લોકનૌકાનું સૂકાન વાળી કવીશ્વર દલપતરામે અર્વાચીનતાના મહાવહેણમાં તરતું મૂક્યું. એ દલપતયુગ; અને એ દલપતયુગના અધિદેવ હતા દલપતરામ.

એ યુગના દલપતરામ સાધુપુરુષ અને કવીશ્વર હતા; ઋષિવરની પેઠે આગમ ભાખતા. એ યુગ હતો ગુર્જરઈતિહાસે વિરલ એવો સંસ્કૃતિઓનો સંગમયુગ. સંસ્કૃતિઓનો

એ સંગમયુગ સમાપ્ત થયો છે? દલપતયુગના આપણા સંસારકોયડાઓ બધા ઉકેલાઇ ગયા છે? પૂર્વપશ્ચિમની મહાપ્રજાઓની આપણે પૂરી થઈ છે? આજ ૧૯૩૮માં દલપતમહામન્ત્રોના પડઘા ગુજરાત નથી પાડતું? દલપત-યુગના સંસારકોયડાઓ ઉકેલાઈ રહે નહિ ત્હાં સૂધી દલપતયુગ આથમ્યો નથી. દલપતરામ આજના છે.

મહાકવિ એક લક્ષણે એમ ઓળખાય છે કે તે પોતાની વાણી ને પોતાની શૈલી સરજે છે. મહાકવિ અનુકરણિયા ન હોય. કવીશ્વર દલપતરામનાં કાવ્યવાણી ને કાવ્યશૈલી દલપતરામનાં જ છે.

દલપતયુગનું ગુજરાત દલપતરામને કવીશ્વર કહીને સંબોધતું. કવીશ્વરને એક નામે ગુજરાતભરમાં દલપતરામ ત્હારે ઓળખાતા. ૧૮૪૮થી ૧૮૯૮, નવગુજરાતના નવયુગની પ્રથમ અર્ધી સદીના, આબાલવૃદ્ધ નરનાર-સમસ્ત ગુર્જરમહાપ્રજાના કવિતાદેવ ત્હારે હતા દલપતરામ.

નવયુગના એ આપણા આદ્ય ને આરાધ્ય પુણ્યનિ-ર્મળા કવિતાદેવ.

ધીરસ્તત્ર ન મુહ્યતિ: એમાં મોહે ન ધીર કો.
એમ વારંવાર ઉપનિષદકારોએ વર્ણવેલા ને વન્દેલા કવીશ્વર ધીર પુરુષ હતા. સુદામા જેટલો એમનો સંસારમોહ હતો, શુકદેવ જેટલો એમનો ઈન્દ્રિયમોહ હતો. સત્‌ચરિતસંસ્કારી, મહાશાળાવન્તા, નવયુગના નવમન્ત્રદ્રષ્ટા, જાણે કો ઋષ્યા-શ્રમમાંથી ગુર્જરદેશે ઉતરી આવેલા મહર્ષિ સમા, પુણ્ય-જ્યોત ને પુણ્યશ્લોક કવીશ્વર દલપતરામ હતા. લોકદીધું

'ધીર દલપત'નું મહાબિરદ સાવ સાચ્ચો કાળબોલ છે; ઉપનિષદપ્રાચીન છે, સત્યુગનું સંભારણું છે. પ્રાચીન કાળમાં સંસારજેતા મહર્ષિઓનું એ બિરદ હતું; અર્વાચીન યુગમાં કાવ્યવિજેતા કવીશ્વરનું એ દલપતબિરદ છે. ઈતિહાસના શબ્દોચ્ચાર સમો લોકબોલ બોલે છે કે કવીશ્વર દલપતરામ નવયુગના ઉપનિષદભાખ્યા ઋષિવર હતા.

આજના ગુર્જરદેશે નવયુગનો લોકમહાયજ્ઞ દેવોએ માંડેલો છે, અને એ લોકમહાયજ્ઞના આદ્ય આચાર્ય અને આદ્ય પ્રજાપુરોહિત કવીશ્વર દલપતરામને દેવોએ નિર્મેલા હતા. એ લોકયજ્ઞ દેવોનો છે; દલપત મહર્ષિ તો એ દેવયજ્ઞના માત્ર આદ્ય પ્રજાપુરોહિત છે.

સરસ્વતીનો હંસલો એમ ગુર્જરકુંજોમાં અવતર્યો, ઘટાઘટામાં કવિતાના મીઠડા આગમબોલ બોલ્યો, અને પછી કાળાવધ્યે ગેબમાં ઉડી ગયો.

શરત્પૂર્ણિમા, સં. ૧૯૯૪ ન્હાનાલાલ દલપતરામ કવિ

## પ્રકરણ ૧ લું, વાનપ્રસ્થપ્રવેશ

---

પછી દલપતજીવનની ચન્દનીમધુરી તેજસ્વી સ્હાંજ પડી.

દલપતકાવ્યથી ગુજરાતને વધાવીને ૬૦ મું વર્ષ બેસતાં દલપતરામ ત્રીજા આશ્રમમાં પ્રવેશ્યા.

દલપતવાનપ્રસ્થાશ્રમ એટલે દલપતકીર્તિનો પૂર્ણિમાપ્રભાવ. પ્રવૃત્તિકાળમાં જે આંબાવાડિયું વાવ્યું હતું ત્હેની સાખો હવે દલપતખોળામાં આવી પડતી. દલપતયુગની પાકી કેરીઓની રત હવે બેઠી.

આયુષ્યનું ૬૦મું વર્ષ બેસતાં કવીશ્વર વાનપ્રસ્થ થયા; અને ૭૯મા વર્ષના બેએક માસ વીત્યે નિજ સંસાર અને એ તૃતીયાશ્રમ સમેટી લેઈને દલપતરામ દેવ થયા. ત્હારે એ ત્રીજા આશ્રમનું ૧૯મું વર્ષ ચાલતું હતું. દલપતજીવનનો વાનપ્રસ્થાશ્રમ પણ, પૂર્ણિમાની માઝમ રાતના સમો, દીર્ઘ કાળનો હતો.

આપણી વર્તમાન પરિસ્થિતિઓને પ્રાચીન સંસારવ્યવસ્થાનાં નામાભિધાન અપાય છે એ સર્વાંગની વાસ્તવતા નથી, સમાનતાસૂચન છે; કેટલેક અંશે વિભાવના છે, અલંકાર છે, ઈતિહાસસ્મરણ છે. ભાગત્યાગ ન્યાયનું એ સત્ય છે. ભણતાં હોય માટે જ પરણેલાંઓનો પણ બ્રહ્મચર્યાશ્રમ કહેવાય છે. વૈશ્વદેવ અને ત્રિકાળ સન્ધ્યોપાસન ગયાં પછી બ્રાહ્મણ કોણ? કે શસ્ત્રબન્ધીનો કાયદો થયા પછી ક્ષત્રિય કોણ? ભગવાં કે ધોળાંધારી સંન્યસ્તદીક્ષાના દીક્ષિતો

સરકારી પેન્શન લેતા સંન્યાસીવેશે વિચરે છે. લાખોના ફંડોના વ્હેવારિયા ત્યાગીનામધારી છે.

પણ સારી યે પૃથ્વીના દેશેદેશે આજ એમ નથી થતું? આજન્મ બ્રહ્મચર્ય સેવતા કેથોલિક પાદરીઓની પછી ગૃહસ્થાશ્રમી પ્રોટેસ્ટન્ટ પાદરીઓ થયા તે પણ પાદરીઓ કહેવાય છે ને? પાર્લમેન્ટો સર્વસત્તાધીશ થયે રાજવીને રાજ્યતિજોરીમાંથી પાઈ યે ખર્ચવાનો અધિકાર ન રહ્યો તેથી શું તે આજ રાજવીઓ નથી કહેવાતા? પગે ચાલે તે યે મુસાફરી; આગગાડીમાં દોડે તે યે મુસાફરી; ને વિમાનમાં ઉડે તે યે મુસાફરી.

દેશદેશમાં દેશકાળ બદલાય છે, પણ વર્ણાશ્રમનાં નામ એટએટલાં જલ્દી બદલાતાં નથી. એમ આપણા દેશકાળ બદલાયા છતાં શાસ્ત્રભાખ્યાં વર્ણાશ્રમનાં નામનિર્દેશ, આગગાડી થતાં ભાગ્યાતૂટ્યા પ્રાચીન ધોરીમાર્ગો સમા, હજી પડ્યાપાથર્યાં છે; અને એ માર્ગોએ ગયેલા ને જતા તીર્થસંઘોની પાયપગલીઓ ત્ય્હાં પડી રહેલી છે.

એ અણભૂંસાતી કાળપગલીઓ છે ત્ય્હાં સૂધી ઈતિહાસનું ને આર્યગોત્રનું એટલું સંસારસંભારણું છે. ભણેલા અને અભણ આપણો સમસ્ત સંસાર એ કાળપગલીઓનાં દર્શને પૃથ્વીપ્રાચીન ઇતિહાસને ડગલે ને પગલે આજ સંભારે છે, ને 'અમે આર્યવંશી છીએ' એમ સરઅવસરે કુળગૌરવ માણે છે. એ પ્રજાપગલીઓ ભૂંસાશે ત્ય્હારે શારદાપીઠોના નવશિક્ષિતોને યે એ વિશ્વગૌરવી મહાઈતિહાસ સાંભરશે કે નહિ યે સાંભરે.

૬૦મે વર્ષે કવીશ્વર પ્રવૃત્તિધર્મથી ઉપરામ પામ્યા; પણ પછી નિષ્કર્મતાના નિવૃત્તિધર્મમાં પ્રવેશ્યા ન હતા. ગીતાજી સાચું ભાખે છે કે

નથી રહેતું ક્ષણેકે કો કદી કાર્ય કર્યાવિનું.

કુટુંબકબીલે દલપતરામ વસ્તારી હતા. ૧૮૫૦થી પ્રસંગે-પ્રસંગે દલપતસેવાઓને ન્હોતરતી સરકારે, અમદાવાદના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરની ભલામણ છતાં, પેન્શન કે વર્ષાસન દલપતરામને આપ્યું નહિ. દલપતહિતૈષી પરદેશી પંખીડાંઓ ઉડી ગયાં હતાં. નિજ સંપત પ્રમાણે સોસાયટી માસિક રૂપિયા વીસ પેન્શનના આપતી. ન્હાના પગારમાંથી ધન સંચી ધનાઢ્ય થવાવારો કવીશ્વરને આવ્યો ન હતો. દલપતકવિતાના ગુણજ્ઞ પાંચેક રાજસ્થાનોમાંથી પાંચસોકનાં વર્ષાસન આવતાં. ઘરનું ઘર હતું, એટલે ઘરભાડું ભરવાનું હતું નહિ ત્હો પણ માસિક સવાસોકનો વસ્તારી કુટુંબનો દલપતરામનો કુટુંબવરો હતો. બેઠે મને ને થાય તે પ્રવૃત્તિપુરુષાર્થ દલપતરામ સેવતા અને यदृच्छालाभसन्तुष्टः રહેતા. હરિકૃપાએ એવા લાભ દેવ દલપતરામને આપી રહેતો. દલપતરામ વૈષ્ણવજન હતા; योगक्षेमवहाम्यहम् ના કોલદાતા વિશ્વંભરને નિજ ચિન્તાભાર ભળાવ્યો હતો. છતાં યે માનવસહજ નિર્બળતાને કારણે હૈયાના કો ખૂણામાં કાંઈક ચિન્તાશેષ છૂપાઈ બેઠો હોય ત્હેનો અર્ધઆઝેરોક ભાર ઈસ્વી ૧૮૮૭માં અમદાવાદના પારસી મહાજન દલપતકવિતાગુણગૌરવી સર નવરોજજીએ પછી ઉતરાવ્યો હતો.

દલપતતૃતીયાશ્રમ બેઠા મનનો આનન્દકાળ હતો.. પ્રથમ વયમાં આયુષ્યક્ષેત્રે જે વાવ્યું, બીજી વયમાં પાણી

પાઈ પોષ્યુઉછેર્યું, ત્રીજી વયમાં દલપતરામ એનો ફાલ ઉતારી માણતા હતા. સત્ ચિત્ ને આનન્દ સમા દલપત-આયુષ્યના યે ત્રણ આશ્રમો હતા. કવીશ્વરનો ત્રીજો આશ્રમ આનન્દકાળ હતો. કવીશ્વરનું સમગ્ર આયુષ્ય સચ્ચિદાનન્દની જ્યોતછાયા સમું હતું.

લોક કહે છે કે પહેલાં વેઠે છે તે પછી માણે છે. દલપતઆયુષ્યે એ લોકવેણ સાચાં પડતાં હતાં.

સંસારપ્રવૃત્તિપ્રધાનમાંથી નિવૃત્તિપ્રધાન જીવનદેશમાં પ્રવેશવું—આજનો એ વાનપ્રસ્થાશ્રમપ્રવેશ.

સાચો શાસ્ત્રબોધ તો એવો છે કે પ્રવૃત્તિમાં નિવૃત્તિ પેખે ને નિવૃત્તિમાં પ્રવૃત્તિ પેખે એ નર છે પેખન્દા.

૧૮૫૫થી કવીશ્વર સાક્ષાત્ પ્રેમાનન્દભાખ્યા આશ્રમ-ધર્મમાં હતા, અને

'થઈ ગૃહસ્થ પાળે સંન્યાસ'

એ સાહિત્યસંન્યાસના જીવનધર્મમાં રમમાણ હતા. દલપતરામ દુનિયાંના હતા, પણ એટલા દુનિયાંપર હતા.

ગુર્જરદેશે એ આશ્રમધર્મ પૂર્વે સુદામાજીએ પાળ્યો હતો, નરસિંહ મહેતાએ પાળ્યો હતો; અને પછી અનેક ન્હાનામ્હોટા સુદામાઓએ ને નરસિંહ મહેતાઓએ પાળ્યો છે. સુદામાજી ને નરસિંહ મહેતાનો ગૃહસ્થસંન્યાસીઓનો વંશ હજી ગુજરાતે નિર્વંશ ગયો નથી.

એમ દલપતજીવનની સ્હાંજ પડી.

સહુના યે જીવનમાં સ્હાંજ પડે છે, પણ સઘળી યે

સ્હાંઝે કાંઇ એકસરખી હોતી નથી. કોઇક સ્હાંઝે આંધી ચ્હડે છે; કોઈક સ્હાંઝે વાદળ ઉલટે છે; કોઈક સ્હાંઝે ધામનો બાફ બફાય છે; કોઇક સ્હાંઝે ચન્દ્રની સમા મીઠડા, તડકીછાંયડીના અટાપટા રમતા નીતરે છે. દલપતજીવનની સ્હાંજ શરદની સ્હાંજ સમી નિર્મળી ને મધુરી અને વનલક્ષ્મી સમી દેવલક્ષ્મીથી ભરેલી હતી. કાળના પડછાયા, યમદેવનાં વિશાળાં પગલાં સમા પ્રલંબ પડછાયા, મંહી પડયા ન્હોતા એમ નહિ. પણ તડકો કુમળો હતો, ને નિર્મળા આભમાં વિધવિધના તેજવર્ણા મેઘમચ્છો રમતા હતા. દલપતરામનું તૃતીયાશ્રમનું સંસારસરોવર શરદસરોવર સમું ભરેલું ને કમળપ્રફુલ્લિત હતું.

માનસન્માન, આદરસત્કાર, યશગાથાઓ, કીર્તિસમારંભો વાનપ્રસ્થી કવીશ્વરને હવે શોધતા આવતા દલપતરામ એટલે કાવ્યતીર્થના મહામન્દિરમાંના કાવ્યદેવ એવું જાણે જનતાને થયું.

પ્રવૃત્તિપરાયણ દલપતરામ કરતાં નિવૃત્તિપરાયણ દલપતરામ અધિકા લોકપૂજ્ય હતા.

સોસાયટીના કીર્તિચન્દ્રપ્રદાનના સમારંભથી દલપતજીવનનો તૃતીયાશ્રમ બેઠો. કર્મયોગીના જયવન્તા કર્મયોગની પૂર્ણાહુતિની એ તિથિ હતી.

યશ જેવો ઉજ્જ્વળો ને ગુણ જેવો ગૌરવવન્તો એ સમારંભ હતો. ત્યારે હજી સોસાયટીમાં સભાસદો હતા જેમણે સોસાયટીપિતા ફારબસને દીઠો હતો, ને ફારબસ

હોપ કરટિસ સોસાયટીને જીવતદાનદાતા–સોસાયટીકાકા કવીશ્વરને કેવા બહુમાને સન્માનતા એ પણ દીઠું હતું. પોતે જેને બહુમાન દેતા એ માનપૂજ્ય પુરુષવરો આ કાવ્યમૂર્તિ પુરુષપ્રવરને બહુમાને વધાવતા એ પ્રત્યક્ષ પેખન્દા હજી ત્હારે સોસાયટીના વ્યવસ્થાપકમંડળે હતા. દલપતકાવ્યશિષ્ય ભોળાનાથભાઈએ ને નગરશેઠ પ્રેમાભાઈએ સ્વચક્ષુશઃ દીઠું હતું કે કુળતારક વડિલ સારાભાઈ તથા નગરસંપ્રતિષ્ઠિત વડિલ હેમાભાઈ શેઠ હવેલીએ દલપતરામને કેવો આવકારો આપતા. રણછોડલાલે, મહીપતરામે, અન્ય અમલદાર બન્ધુઓએ સરકારદરબારસમારંભોમાં કવીશ્વરનાં રાજસન્માન ને શાલપાઘપ્રદાન નજરે નિહાળ્યાં હતાં. મીઠી મોરલી શા કવિતશબ્દે કવીશ્વરે ગજાવેલી લોકસભાઓની સ્મૃતિઓ સહુની સ્મરણકુંજોમાં હજી રમતી હતી. યશનાં ગાન લોક ગાતું ને કીર્તિના કળશ લોક ઢોળતું એ સૌ ઘણાંઓએ સાંભળ્યુ ને પેખ્યું હતું. સોસાયટીના એ સભ્યોએ વિચાર્યું કે ૧૮૪૮માં સોસાયટીને સ્થાપવામાં દલપતરામ હતા, ૧૮૫૫માં મરતી ઉગારવામાં દલપતરામ હતા, પહેલી પચ્ચીસીમાં સાહિત્યભંડારથી ને ધનભંડારથી સોસાયટીને અમરકાયા અર્પનાર દલપતરામ હતા. અમદાવાદમાં, સૂરતમાં, ભાવનગરમાં, વરોદરામાં–સમસ્ત ગુજરદેશમાં સોસાયટીના જીવનહેતુઓ પ્રવર્તાવવામાં દલપતજીવન વીત્યું હતું. દેશહિત કાજે સરકારી નોકરી પરિત્યાગીને વિત્તેષણા અને એથી યે દુસ્ત્યાજ્ય અધિકારૈષણા કવીશ્વરે ત્યાગ્યાં હતાં. એ સુદામાજીએ નિજ સાહિત્યગ્રન્થોની આવકે સોસાયટીને ભરી હતી. શેલડીમીઠા કવિતારસ છાંટીછાંટી

ગુજરાતને નવચેતનવન્તો કરી પ્રગતિપન્થે વાળ્યો હતો. ધનથી કવીશ્વરને સત્કારવાની સોસાયટીની સંપત ન્હોતી, પણ કવીશ્વરના કાવ્યગુણોને ને લોકસેવાના મહાભાવ ત્યાગને બહુમાને સન્માનવાનું સોસાયટીએ નિર્ધાર્યું. વ્યવસ્થાપકમંડળે ઠરાવ્યું કે કવીશ્વર પ્રવૃત્તિઉપરણો ઉતારે છે એ અવસરે એમની દેશસેવાઓ સ્મરીને એમને કીર્તિચન્દ્ર અર્પવો અને એમની સોસાયટીસેવાઓ સ્મરીને એમને રોજનો રૂપિયો પેન્શન આપવું. દલપતપ્રકૃતિ લાભ લેવે એ સાહસિક ન હતી; વ્યવહારચતુર ને આગળપાછળના સર્વદેશીય સંસારવિચારક હતી. ૭૯ વર્ષના દીર્ઘાયુષ્યમાં પખવાડિયુ એ દલપતરામ પુત્રકમાઈને અવલબીને રહ્યા નથી. એમને થયુ કે ઓછા પેન્શનમાં પૂરવણી હું કરીશ; પત્નીઓનો મ્હારી ઉપાર્જનામાં ભાગ છે એવો પેન્શનમાં પણ ભાગ છે, એ પત્નીહકના ભાગ પોતાની પછી પત્નીઓને મળે તો એમનુ શેષાયુષ્ય યતકિંચિતે ચિન્તામુક્ત થાય. વર્ષોથી રૂસણે હતાં એ અમારાં મૂળીમાને પણ કવીશ્વરે વિસાર્યાં નહિ, યાદ કીધાં. ને સોસાયટીને લખ્યુ કે ત્રીસ નહિ, મ્હને વીસ રૂપિયા પેન્શન આપજો; અને મ્હારી પછી મ્હારી પત્નીઓ કો હયાત હોય તો આયુષ્યભર ત્હેમને માસિક ચાર–ચાર રૂપિયા આપજો. કવીશ્વરની એ વ્યવહારૂ ને દૂરઅંદેશ દરખાસ્ત સોસાયટીએ સન્માની લીધી પેન્શનનો કાંઈક ભાગ પાછળ પત્નીને આપવાનો સરકારધારો થાય તો કેટલાક ઉડાઉ અવિચારીઓની કુળશ્રીઓ સાચે જ ને! ચિન્તાફિતરી થાય.

ત્રીસ વર્ષ ઉપર, ૧૮૪૮ માં, જે પગારથી દલપતરામે

કારણસંજોગે જીવનમંડાણ માંડ્યું હતું એટલા પેન્શનથી કવીશ્વર વાનપ્રસ્થ થયા. કેટલાંક ઉદાર દેશી સંસ્થાનો પ્રજાવિધવાઓને માસિક રૂ. ૩ ની જીવાઈ બક્ષે છે; દલપતરામે પોતાના ત્રીસના પેન્શનમાંથી માસિક રૂ. ૪ ની બે કુટુંબજીવાઇઓ સ્થાપી. દલપતજીવનની ન્હાની ન્હાની ભાવનાઓ યે સન્તોષી વ્યવહારૂ મ્હોટા મનની હતી; સંસારને સુખી, મોહામણો, ને કલ્યાણવન્તો કરનારી હતી.

કવીશ્વર વ્યવહારનિપુણ ને દીર્ઘદર્શી હતા, પણ વિધિયોગ કવીશ્વરથી યે અધિકો વ્યવહારનિપુણ ને દીર્ઘદર્શી નીવડ્યો. પત્નીઓ કાજેની દલપતજીવાઇઓ અન્તે સોસાયટીને જ બક્ષિસ મળી. દલપત આયુષ્ય તપતું હતું ત્હાં જ બન્ને દલપતપત્નીઓ આર્યપત્નીઓના કોડ પૂરીને સૌભાગ્યચુન્દડીએ જ સંસાર તરી ઉતરી. દયાનિધિ વિધિએ એક્કેને વૈધવ્ય વેઠાવ્યું નહિ. સૌભાગ્યચુન્દડીએ સંસાર તરૂં એ આર્યસુન્દરીનો અન્તિમ મહામનોરથ છે, અને દલપતપત્નીઓએ એ પૂરો કીધો.

એમ ઇસ્વી ૧૮૮૦નો ઓગસ્ટ માસ આવ્યો. શ્રાવણભાદરવાની વર્ષાલક્ષ્મી પૃથ્વીસોહામણી પથરાઈ હતી. પ્રવૃત્યાશ્રમ ત્યાગ્યે દલપતરામને દોઢેક વર્ષ વીત્યું હતું. દલપતકવિતાનો મહાસંગ્રહ–દલપતકાવ્ય પ્રગટ થયે વર્ષની વાદળી હજી ઉતરી ન હતી. સોસાયટીની વાર્ષિક સભા મળી. એ માત્ર સોસાયટીમંડળ ન હતું, નગરસભા હતી; બિનસભાસદ નગરજનોને પણ ત્હાં ન્હોતર્યાં હતા. ગુજરાતના સાચા દિવાન બહાદુરો મણિભાઈ જસભાઈ, હરિદાસ વિહારીદાસ, મોતીલાલ લાલભાઇ પ્રતિનિધિઓદ્વારા

સૂક્ષ્મ દેહે હાજર હતા. નવસંસ્કારસોહાગી વઢવાણનરેશ દાજીરાજજીએ નિજ રાજઆડતિયાને એ સમારંભસભામાં ખાસ પાઠવ્યા હતા. ગુજરાતની રાજનગરીના નગરશેઠની ગાદીના ગાદીપતિ પ્રેમાભાઈ શેઠ સભાપતિપદે હતા. ઈસ્વી ૧૮૭૬નો રીપોર્ટ ઓનરરી સેક્રેટરીએ વાંચ્યો. How to Develop the Resources of India એ પુસ્તકના ભાષાન્તરકાર શ્રી ભીમરાવ ભોળાનાથને રૂ. ૩૦૦ આપવાના ઠર્યા. અન્ય પરચુરણ કામકાજ ઉકેલાયું. અને છેવટે મન્ત્રીજીએ કહ્યું કે આંખે અટકી જવાથી કવીશ્વર દલપતરામે આસિસ્ટન્ટ સેક્રેટરીનું કામ છોડ્યું છે. એમની ખરા દિલની નોકરી અને સોસાયટીને અનેક રીતે કરેલી મદદ સંભારીને વ્યવસ્થાપકમંડળ એથી ઘણો ખેદ પામ્યું છે.

રીપોર્ટ વંચાઈ રહ્યે નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ નિર્માયું; સોસાયટીને સરકારમાં રજીસ્ટર કરાવવાનો ઠરાવ થયો.

પછી નવા સભાસદો નોંધવામાં આવ્યા; અને જૂનાગઢના વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇ, ફારબસભાવિક રા. બ. મુકુન્દરાય મણિરાય, સાહિત્ય ને રાજનીતિની કુંજોમાં નવપગલાં ભરતા શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક એ અવસરે સોસાયટીના આજીવન સભ્યો થયા.

એ બધાં વાર્ષિકવિધાનો ને રૂઢીપ્રસ્થાનો થઈ રહ્યા પછી તે તિથિનું પ્રધાન કાર્ય આરંભાયું. સોસાયટીના સેક્રેટરી મહીપતરામભાઈ ઉઠ્યા અને બોલ્યા: 'ફારબસ સાહેબે સોસાયટીને જન્મ આપ્યો; પણ સોસાયટીને ઉછેરી મ્હોટી કરનાર ફારબસ સાહેબ પછીના સેક્રેટરીઓ અને કવીશ્વર

દલપતરામ છે. એક પછી એક નવા થનાર સેક્રેટરીઓને માર્ગ દર્શાવનાર ને સલાહ આપનાર આજ સુધી કવીશ્વર હતા. વધારે લાભકારી નોકરી મૂકી એમણે સોસાયટીને જીવતી રાખી. રાજવંશીઓને અને ધનાઢ્ય સદ્‌ગૃહસ્થોને યુક્તિથી સમજ પાડી સોસાયટીનું ભંડોળ મેળવવામાં મદદ કરી. પોતાનાં પુસ્તકો સોસાયટીને સમર્પણ કરી તે ભંડોળમાં વધારો કર્યો. એમના રચેલા ગ્રન્થો હજી સોસાયટી છપાવીને વેચે છે અને તેનો નફો ખાય છે. એમની મદદ એટલી બધી છે કે તેનો બદલો આપી શકાય તેમ નથી. એમની બૂજ વ્યવસ્થાપક મંડળી જાણે છે તે માત્ર દેખાડવાને અને એમનો ઉપકાર માનવાને, પ્રમુખ સાહેબ! આપ આ કીર્તિચન્દ્ર અને પાઘડી એમને અર્પણ કરશો.'

સભાપતિ નગરશેઠે પછી સાક્ષી પૂરી કે સેક્રેટરીએ કહ્યું તે યથાર્થ છે ને કવીશ્વર દલપતરામભાઈ એ માનને યોગ્ય જ છે.

કીર્તિચન્દ્ર બેએક ઈંચ વ્યાસનો ને રૂપાનો હતો; મંહી પ્રશસ્તિશબ્દ આલેખેલા હતા. ગુર્જરપાટનગરીના નગરશેઠે એ કીર્તિચન્દ્ર કવીશ્વરને પ્હેરાવ્યો ને પાઘ હાથમાં આપી. પા સદી ઉપર પ્રેમાભાઈ નગરશેઠના પિતાશ્રીએ દલપતરામને પાઘ બંધાવી હતી. હવે ૬૧ મે વર્ષે દલપતરામ નવપાઘ માથે બાંધવાને વૃદ્ધ થયા હતા.

સૌનો ઉત્તર વાળવાને પછી ઉઠ્યા કવીશ્વર દલપતરામ. એ વેળાનું એમનું ભાષણ દલપતસોસાયટીજીવનના સરવાળારૂપ હતું. અધિકાં બુદ્ધિશાળી ને વિચારમન્થનનાં ભાષણો સોસાયટીએ પૂર્વે અને પછી સાંભળ્યાં હશે, પણ

અનુભવનો નિચોડની ગળતાં ને હૈયાભાવદ્રવતાં એવાં ભાષણ સોસાયટીએ વિરલા સાંભળ્યાં હશે. ફારબસને વિદાયબોલનો અવસર સાંપડ્યો હોત તો એથી યે અદકેરૂં વિદાયવ્યાખ્યાન સોસાયટીએ સાંભળ્યું હોત. વિનય, સદ્ભાવ, અનુભવ, ઇતિહાસ, સંસ્મરણો, હિતોપદેશના મન્ત્રો, આશીર્વાદ, અને છેલ્લે છેલ્લે આભમંડળફેડન્તા મિત્રસંબોધનનો આત્મપોકારઃ આયુષ્યભરનો અખંડજળતો અગ્નિહોત્ર સમેટી લઈ સરિતામાં પધરાવતા, અને એમ સંસારઅંચળો ઉતારી નાંખતા કવીશ્વરનુ બ્રાહ્મણશોભતું એ અવસરનુ ભાષણ હતું. એ માત્ર ભાષણ ન હતું; વિદાયવેળાનો સોસાયટીને દલપતજીવનનો જીવનોચ્ચાર હતો. ત્રણ દાયકાને સંભારતા, મૃત્યુલોકની પાર આરતવેણ નાંખતા, નગરને ને નગરશેઠને જ નહિ, નગરસભાને જ નહિ, સમસ્ત ગુજરાતને સંબોધાયેલા એ શબ્દમન્ત્રો હતા. નવગુજરાતના વસિષ્ઠવંશી બ્રહ્મર્ષિના એ વિદાયબોલ હતા

પ્રથમતઃ કવીશ્વરે વિનયશબ્દ ઉચ્ચાર્યો કે સ્થાપનારના ને સેક્રેટરી સાહેબોના હથિયાર તરીકે મેં તો કામ કરેલું છે; અને જે કાંઈ કર્યું છે તે સ્વદેશના ભલાને વાસ્તે કર્યું છે. સહુ મળીને આટલું બધું માન મને આપો છો એ આપની લાયકીની નિશાની છે.

'એક વડનુ ઝાડ વાવીને ઉછેરવું એ મુશ્કેલ છે. પણ એ ઝાડ મોટું થયા પછી તેનાં ડાળાંપાંદડાંમાં સહજે વધારો થતો જાય છે. એ જ પ્રમાણે સોસાયટીનો વધારો થતો જશે.'

પછી વ્યવસ્થાપક મંડળના સભાસદોને નામવાર કાવ્યાશીર્વાદ અર્પ્યા. અને પછી 'સોસાયટી! તું સુખિ

થા સદા ય' એ ધ્રુવપદનું કાવ્ય ગાઇને સોસાયટીને વિદાયઆશિષ દીધી:

મેં તુજ સેવા થકથી બજાવી, શક્તિ પ્રમાણે તુજને લડાવી;
ઉઠાવતાં હાથ કહું છું, માય ! સોસાયટી ! તું સુખિ થા સદા ય.
પ્રભુ તને આયુષ પ્રૌઢ આપે, સારી સ્થિતિમાં સ્થિરતાથી થાપે;
સંતાન તારાં વધજો સુકામ, આશીષ દે છે દલપત્તરામ.

સોસાયટી પ્રત્યે માતૃભાવ ઉચ્ચરનારા આજ સુધીમાં કોણ કોણ થઇ ગયા ? સોસાયટીને માતૃભાવે પાળનાર સરસ્વતીપુત્ર હતા એક દલપતરામ. દલપતયુગમાં સોસાયટી ગુજરાતનું સરસ્વતીમન્દિર હતી.

વળી પાછાં જૂનાં સંસ્મરણો જાગ્યાં ને ત્રીશેક વર્ષ ઉપરનું સૂરત આન્તરદષ્ટિમાં આવીને ઉભું. જૂની વાતો સંભારતાં સંભારતાં કવીશ્વર બોલ્યા કે 'આજથી ૨૯ વર્ષ ઉપર, સન ૧૮૫૧ ના આગસ્ટની ૧૯ મી તારીખે, એન્ડ્રૂસ લાયબ્રેરીમાં, સૂરતમાં, અમલદારો શ્રીમન્તો વિદ્વાનોએ મળીને મને માનપત્ર આપ્યું હતું એ સભા અત્યારે યાદ આવે છે. મહીપતરામભાઈ ને મુકુન્દરાયભાઈ, જેઓ આજની સભામાં બિરાજે છે તેઓ, તે સભામાં પણ હતા.' ૩૦-૩૦ વર્ષના આયુષ્યસંગાથીઓ દલપતરામને ત્હારે ફરી વળી સન્માનતા હતા.

અને-અને છેલ્લે છેલ્લે પોતાને એકલવાયા જેવા મૂકી ગયેલા એ છવન્મિત્રને સંભારી, મૃત્યુલોકની દુર્ગ-દિવાલોને ચે વીંધી જતો કાવ્યટહુકાર નાંખી, પંદર વર્ષ ઉપર અમર લોકમાં વિચર્યો હતો ત્હેને સંબોધી, સામઉદ્-ગાતાના મહાશબ્દે એ સામગીતકે સ્વર્ગસંભળાતો નિજ

હયાઉછાળો ઉછાળ્યો. સમસ્ત દલપતજીવનનો એ મૈત્રી-બોલ હતો, ફારબસવિરહના ગાનારની એ અલ્પાલ્પ પૂરવણી હતી. સભા ચિત્રવત્ થઈ સાંભળતી હતી.

પ્યારા ફાર્બસ ! સ્વર્ગવાસિ ! સુણજે તું કાન કોડે ધરી;
સેવા મેં, તુજ શ્રેષ્ઠ સ્નેહ મળવા, સોસાયટીની કરી;
કેવી છે સ્થિતિ એની આજ ચઢતી દૃષ્ટિ વડે દેખજે;
તે તારો શુભ કીર્તિથંભ નિરખી રાજી રૂદેમાં થજે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તે ફારબસનો કીર્તિસ્તંભ છે ? કે દલપતરામનો ? કે, એક જ કબરમાં બે દફનાય એમ, એ મિત્રબેલડીનો ? કવીશ્વર વિનયવેણુ બોલતા હતા.

૧૮૮૦ માં ત્હારે ઓગસ્ટ માસ હતો; ૧૮૬૫ માં ઓગસ્ટ માસ હતો; ૧૮૫૧ માં યે ઓગસ્ટ માસ હતો. ઓગસ્ટ માસમાં ત્હારે ત્હારે કવીશ્વરને August—ભવ્ય હર્ષશોકની વર્ષાવાદળીઓ વરસી હતી.

ફારબસને નિજ કીર્તિસ્તંભ, પચ્ચીસ વર્ષનાં તપ ને સંન્યાસે ઝૂંપડીમાંથી મહામન્દિર કીધેલો કીર્તિસ્તંભ નિહાળવાનું નિમન્ત્રણ દઇને કવીશ્વર સજળ નયણે પછી બેઠા. તાજમહેલ સરિખડા દામ્પત્યસ્નેહના કીર્તિસ્તંભ જગતે વિરલા દીઠા છે; સોસાયટી સરિખડા મિત્રસ્નેહના કીર્તિસ્તંભે જગતે વિરલા દીઠા છે.

અર્વાચીન ગુર્જર સાહિત્યના સાત્ત્વિકવર્ણા વાલ્મીકિએ જાણે તે ઘડીએ પ્રવૃત્તિધર્મનું ઉપવિત તોડી કાળસરિતમાં પધરાવ્યું.

દલપતજીવનનો એ ચોચ્ચાર હતો.

દલપતરામ બેઠા તે ક્ષણે સોસાયટીના જીવનનો એક યુગ પૂરો થયો. ફારબસ તો ગયો હતો; દલપતરામે ગયા. સ્થાપનારાઓએ વિદાય લીધી.

સોસાયટીનો એ કીર્તિયુગ હતો, ગુજરાતનો એ દલપતયુગ હતો. અને સંસારનો પ્રથમ યુગ સત્યુગ હતો તેમ સોસાયટીનો પ્રથમ યુગ બ્રાહ્મણયુગ હતો. વિદ્યામાં, કવિતામાં, દેશહિતનાં કાર્યોમાં સોસાયટી ત્હારે અગ્રેસરપદે કેન્દ્રસ્થાને, ગુરુગાદીએ હતી. સોસાયટી બોલે તે ગુજરાત ઝીલતું. અને 'સોસાયટી એટલે દલપતરામ, ને દલપતરામ દલપતરામ એટલે સોસાયટી' એ ઈતિહાસસૂક્ત તો ત્હારે ગુજરાતજાણીતું હતું. ગુજરાતના કવીશ્વર ત્હારે સોસાયટીના કાર્યાલયનું સરસ્વતીમન્દિર કરતા હતા, ગુજરાતનો પ્રથમ લોકસેવાવ્રતિયો સોસાયટીમાંથી લોકસેવાનાં ને લોકકલ્યાણનાં સ્તોત્રો ગાતો હતો. સોસાયટી ને બુદ્ધિ પ્રકાશ ત્હારે પ્રજાપ્રેરણાસ્થાને હતાં. કવીશ્વર દલપતરામનું ગુજરાતે ત્હારે પદ હતું એ પદ ગુજરાતે દલપતરામની સોસાયટીનું હતું. પછી સોસાયટીનો વૈશ્યયુગ બેઠો. લક્ષ્મી વધી ને સરસ્વતી ઓસરી. પછી બીજા દલપતરામ છેલ્લાં ૬૦ વર્ષમાં સોસાયટીને શારદસિંહાસને બેઠા છે કે પછી સોસાયટીના કે બુદ્ધિપ્રકાશના એ શારદરંગ જામ્યા છે ? સોસાયટીનો પ્રથમયુગ બ્રાહ્મણયુગ હતો, દલપત યુગ હતો.

દલપતરામ બેઠા એ જ ક્ષણે દલપતજીવનનો યે પ્રવૃત્તિકાંડ પૂરો થયો. ૧૮૪૮ થી ૧૮૭૯ પર્યન્તનો, ચાલીને

આવેલા પન્થ સમો પાછળ વિસ્તરી પડેલો ત્રીસ વર્ષનો કાળપગથાર મીંચી આંખે નિહાળતાં નિહાળતાં અને એ વિશાળ કાળપટમાં ઘૂમતાં ઘૂમતાં પાડેલી પગલીઓ સ્મરણદૃષ્ટિએ અવલોકતાં અવલોકતાં કવીશ્વરે 'પ્યારા ફાર્બસ' ને નિમન્ત્યો હતો. વઢવાણના રંક બ્રાહ્મણને 'ગુજરાત પ્રાન્તના કવીશ્વર' (નવલરામ) લેખે ઓળખાવ્યા અને અમરતા અર્પી એ શિષ્યમિત્રને કવીશ્વરે પણ અમરપ્યાલો પાયો છે. રાસમાળા અને સોસાયટી જીવશે ત્હાં સૂધી ગુજરાતે ફારબસ ચિરંજીવી જ છે. જીવનનાં ઋણ દલપતરામ માથે લેઇને ગયા નથી. ગુજરાત ગુણઓશિંગણ છે, ગુજરાતના કવીશ્વરે ગુણઓશિંગણ હતા.

સોસાયટીના એ સન્માનસમારંભનો પૂર્વકાંડ એમ સમાપ્ત થયો; અને પછી ઉત્તરકાંડ આરંભાયો. ઉત્તમ કાવ્યગ્રંથની પેઠે એ કીર્તિસમારંભનો ઉત્તરકાંડ પૂર્વકાંડથી યે ગુણઅધિકો હતો. સોસાયટીની એ સન્માનસભા જેવી નગરસભાઓ, એ પૂર્વે કે એ પછી, કેટલીએક થઈ હશે? એ સોસાયટીસભા ગુજરાતના સારસ્વત ઉત્સવ સમી હતી, જ્ઞાનયજ્ઞની પૂર્ણાહુતિની સન્ધ્યા સમી સાત્ત્વિક ને જ્ઞાનવર્ણી હતી, દલપતપ્રવૃત્તિજીવનની સમાપ્તિશોભતી હતી. શુચના સુગબ્રાહ્મણને વિદ્વદ્વરો વૈશ્યવરો રાજમન્ત્રીઓ ને વતનરાજવી એ શારદસમારંભમાં સન્માનતા હતા

બટુક બ્રહ્મચર્યદીક્ષા લે છે એ અવસરે માને મહિયરથી ભિક્ષા આવે છેઃ દલપતરામ વાનપ્રસ્થદીક્ષા લેતા હતા એ અવસરે દલપતરામને વતનથી વતનરાજવીએ ભિક્ષા

પાઠવી હતી. સો રૂપિયાનું વર્ષાસન તો વઢવાણ સંસ્થાન કવીશ્વરને આપતું હતું; તે ઉપરાન્તનું આ તો પાથેય-પન્થભાતુ હતુ. એ ભિક્ષા પીરસવાનો ભાવવિધિ પછી આરંભાયો.

હૈયાભીના દલપતરામને વતન સદા વ્હાલું હતું; તેમ દલપતવતનનાં રાજાપ્રજાને દલપતરામ હૈયાવ્હાલા હતા. કવીશ્વર જાણતા કે વઢવાણ મ્હારો જન્મખોળો છે; વઢવાણ જાણતું કે કવીશ્વરથી વઢવાણ દેશઉજળું છે. પ્રથમ તાલુકદારી શાળા ૧૮૫૨ માં સાદરામાં ફારબસ-દલપતે સ્થાપી હતી. સાદરેથી અમદાવાદ આવીને રાજ-વિદ્યાભ્યાસનું કાવ્યભાષણ ૧૮૫૪ માં દલપતરામે આપ્યું હતું. તે પછી વર્ષોનું પખવાડિયુ વીત્યે, ૧૮૭૦ માં, રાજકોટની રાજકુમાર કોલેજ સ્થપાઈ. ૧૮૮૦ માં એ રાજકુમાર કોલેજનો પ્રથમ ફાલ ઉતરી ચૂકયો હતો. ભાવનગરના મહારાજા તખ્તસિંહજી, લીમડીના મહારાણા જસવન્તસિંહજી, વઢવાણના મહારાણા દાજીરાજજી સર-સ્વતીના, કવિતાના, સોસાયટીના, દલપતરામના ગુણગ્રાહકો હતા, દલપતવિનતિએ સોસાયટીના આજીવન સભાસદો થયા હતા. એ ત્રિપુટીમંડળમાં યે દાજીરાજજી, તરવરિયા તોખાર સમા, રાજતેજસ્વી રાજવી હતા. વિદ્યા વિનય મૈત્રી રાજનીતિ દીર્ઘદૃષ્ટિ આત્મશ્રદ્ધાઃ રાજકુમાર કોલેજને આંબેથી ઉત-રેલી, અનેકગુણસંપન્ન, દાજીરાજજી પ્રથમ પાકેલી ને પ્રતાપી સાખ હતા. કોલેજમૈત્રીનાં સંસ્મરણો અખંડ જાળવતો દાજીરાજઅમરાવાળાનો મૈત્રીસ્મારક ચન્દ્રક આજે યે રાજકુમાર કોલેજમાં વર્ષોવર્ષ અપાય છે ને દાજીરા-

જજીને વર્ષોવર્ષ સૌ સંભારે છે. દક્ષિણસાગરને તીરે વિઝાગાપટ્ટણથી સુશિક્ષિત ને સતીત્વપ્રભાવી રાજમહીષી પોતાને રાજમહેલે દાજીરાજજીએ આણ્યાં હતાં. એમની સુદૃઢ રાજનીતિએ વઢવાણને પાદર આગગાડી આણી. ત્‍હારે તો વઢવાણનું મહાજન દાજીરાજજીને કંઈક પજવતું, એજન્સી દાજીરાજજીને કંઈક ઉચ્છૃંખળ માનતી; આજ સૌ દાજીરાજજીને અર્વાચીન વઢવાણનો મુગટમણિ કહીને સંભારે છે. વઢવાણની વસ્તી આજ આંસુ સારે છે કે જીવતાજીવત એ જીવને ઓળખ્યો નહિ. દાજીરાજજીએ આદરેલા ને અધૂરા પડેલા, દોડતી આગગાડીમાંથી નિરખાતા, ભોગાવાને આરે ધર્મતળાવ વચ્ચે ઉભેલા, એની હૈયારેખાઓ સમી રાતી કુંકુમરેખાઓવન્તા, હવામહેલના સ્ફટિકખંડેર આટલે વર્ષે યે આશ્ચર્ય ને કુતૂહલ જગાડે છે. પૂરો થયો હોત તો એ રાજમહેલ, એ રાજવી સમો, સોરઠનો શણગાર થાત. ઓછા આયુષ્યનો એ રાજવી રાજતેજસ્વી ને પુણ્યપ્રતાપી હતો. સરસ્વતીને ને સરસ્વતીપુત્રોને રાજ્યાધિકારીઓથી એ અધિકા સન્માનતો. પોતે આસ્તિક ને ધર્મશ્રદ્ધાળુ હતા. ખુશામતિયાઓ ખુશામતિયાઓને ગોતે, સમોવડિયા સમોવડિયાને શોધે; એમ ગુણવન્ત રાજવી ગુણવન્ત કારભારીને ન્‍હોતરે, પ્રતાપી રાજવી પ્રતાપી દિવાનને વસાવે. ગુર્જરદેશના ચારુત્તરના વિરલા ગુણરત્ન હરિદાસ વિહારીદાસને ગુણભંડાર દાજીરાજજીએ નિજ અમાત્યપદે સ્થાપ્યા હતા.

કવીશ્વરની કાવ્યકીર્તિ વઢવાણના નગરચોકમાં ઉચ્ચારાતી એથી અધિકી રાજમહેલમાં ગાજતી. દાજીરાજજીએ

તો એ કાવ્યકીર્તિ બાળપણમાંથી સાંભળેલી હતી. મહારાણા રાયસિંહજી પણ બાળક હતા ત્હારથી ડાહ્યા વેદિયાના વેદવિદ્ બ્રહ્મકુટુંબને વઢવાણનું રાજકુળ સન્માનતું. વર્ષાસન બાંધી આપી વઢવાણ સંસ્થાને કવીશ્વરની ગુણજ્ઞતા દાખવી હતી. વઢવાણ પન્થકમાં જ્હાં જ્હાં વિચરે ત્હાં ત્હાં સદા રાજઅતિથિ લેખે સન્માનાવાનો રાજલેખ બક્ષ્યો હતો. મહારાણા દાજીરાજજીએ સાંભળ્યું કે શારદકીર્તિ-મુગટ વરેલો વઢવાણનો સપૂત રણજંગ જીતી કો યોધરાજ બખ્તર ઉતારે એવી વાનપ્રસ્થદીક્ષા લે છે, અને એ અવસરે રાજનગરના નગરજનો નગરશેઠને પ્રમુખપદે કવીશ્વરને કીર્તિચન્દ્ર ને પાઘ અર્પવાના છે. વર્ધમાનપુરીના સપૂતના લોકસન્માનને અવસરે વર્ધમાનપુરીના વિદ્વત્પૂજન્તા રાજવીનું રાજહૃદય હિલોળે ચ્હડ્યું. દાજીરાજ સમો વિદ્યારસિયો ને સરસ્વતીપ્રસંશક રાજવી નિજ પ્રજાજનના દેશગાજન્તા કીર્તિટહુકારનો બહેરો ન હોય. વર્ધમાનપુરના સપૂતને ગુર્જરપાટનગરી કીર્તિચન્દ્રે સન્માનતી હતી એ મહાજનસભામાં વર્ધમાનપુરપતિએ નિજ રાજઆડતિયાને એક માનપત્ર, એક શાલજોટો, એક વર્ષનું સવિશેષ વર્ષાસન આપીને વઢવાણના એ સપૂતને સમર્પવાને મોકલ્યા હતા. સોસાયટીના કીર્તિચન્દ્ર ને પાઘસન્માનનો પૂર્વકાંડ પરિસમાપ્યે વઢવાણનરેશના રાજસન્માનથી વઢવાણના સુપુત્રને વધાવવાનો ઉત્તરકાંડ આરંભાયો.

વર્ધમાનપુરપતિના રાજઆડતિયા ઉઠ્યા ને રાજકાગળ વાંચ્યો;

રાજમાન્ય રાજેશ્રી કવીશ્વર દલપતરામ
ડાહ્યાભાઈ, મુ. અમદાવાદ.

સ્વાભાવિક સરળ અને નીતિથી ભરેલી યુક્તિવાળી કવિતા બનાવનાર તરીકે આપ એટલા બધા પ્રસિદ્ધ થયેલા છો કે તે વિશે આ પ્રસંગે વખાણુના શબ્દો નહિ કહેતાં મ્હારી તરફથી ફક્ત પૂરો સન્તોષ બતાવવાનું જ દુરસ્ત ધારવામાં આવે છે.

આપે ગુજરાત વર્નાકયુલર સોસાયટીમાં ઘણાં વર્ષ રહી આપની રસિક અને કીમતી કવિતાથી ગુજરાતી પ્રજાની ઘણી જ ભારે સેવા બજાવી છે, અને તેથી તે પ્રજા ઉપર આપે મોટો ઉપકાર કર્યો છે.

આપ સરખા પુરુષને જોઈ, ગુજરાતના એક રાજા તરીકે, મને ઘણો હર્ષ થાય છે. તેમાં જ્યારે આપનો જન્મ અહીં થયેલો છે એ વાત યાદ લાવું છું ત્યારે વિશેષ હર્ષ પામી મગરૂર થયા વગર રહેવાતું નથી.

તારીખ ૨૦મી અગસ્ટ સન ૧૮૮૦ના રોજ ગુજરાત વર્નાકયુલર સોસાઇટી મોટી સભા ભરીને આપના કામની ખૂબ પ્રસિદ્ધ રીતે કરનાર છે. એ સોસાઈટીના એક મેમ્બર તરીકે, તેમ જ આપની જન્મભૂમિના મમતાવાળા રાજા તરીકે, આ સંતોષ બતાવનાર કાગળ તથા કાંઈક પોશાક હું મોકલું છું તે આપને અંહીના એજન્ટ તરફથી એ સભામાં આપવામાં આવશે તે કબૂલ રાખી મને ઉપકારી કરશો.

મુ વઢવાણ

તારીખ (સહી) દાજીરાજ

૧૬મી આગસ્ટ ૧૮૮૦ ઈસ્વી ઠાકોર સાહેબ, વઢવાણ.

ધન્ય દાજીરાજજીને ને ધન્ય દલપતરામને; અને એ બન્નેયથી અધિકો ધન્યવાદ છે એ વર્ધમાનપુરીને, જ્યહાં

એવા રાજવી અને એવા પ્રજાજન પાકયા છે. બુદ્ધિપ્રકાશ માસિકની જે જૂની નકલમાંથી આ આલેખકે ઉપરનો રાજકાગળ ઉતાર્યો છે એની નીચે કોક અજ્ઞાતનું જયોચ્ચારનું આશીર્વચન છે કે

આપણા દેશી રાજાઓનો જય થાઓ !
જગન્નાથ વિ. કરસનજી    રાણપુર

આજના પચ્ચાસે વર્ષે એ જયોચ્ચારનું આશીર્વચન સાંભળીને ગુજરાત ઉચ્ચારશે કે 'આમીન.' પ્રજાજન પ્રત્યે એવી 'મમતાવાળા રાજવી'ઓ અને એવા રાજરાજેશ્વરી, ઉજ્જ્વળ યશઉપરણે સોહન્તા, મહાભાવ પ્રજાજનો વધે એમાં દેશનું સૌભાગ્ય છે.

રાજકાગળ વંચાઈ રહ્યો. વઢવાણ સંસ્થાનના રાજ-આડતિયાએ સભાપતિને આપ્યો એ શાલજોટો સભાપતિ નગરશેઠે દલપતરામને ઓઢાડયો, અને સાથે એક વર્ષનું અધિકાંશે વર્ષાસન અર્પ્યું. વતનના સદ્‌ભાવના, જૂનાં ને જીવનપ્રિય સંસ્મરણોના, નિજ રાજવંશ પ્રત્યેના રાજપ્રેમના ભાવપૂરના, ઉછાળા એ શાલજોટાની રંગકરચલીઓની ભીતર દલપતહૈયામાં ઉછળતા હતા.

પાછલી કાળપગથાર ઓળંગીને ત્રણ દાયકા ઉપરની એ શરદ ઋતુને ને એ ચન્દની પડવાને દલપતમાનસચક્ષુઓ ત્હારે નિરખતાં હતાં. જીવનમુહૂર્ત સમી એ તિથિએ દલપતરામ વતનમાંથી અમદાવાદ જવાને પગપાળા નીકળ્યા હતા. અમદાવાદ જવાની વાટખરચી પણ ઘરમાં ન હતી તે થોડાક આના માગે શમલા ગામના સ્વધર્મી

સત્સંગીઓ કનેથી ઉછીતા લીધા હતા. વાટ લાંબી હતી, સાધન ટૂંકાં હતાં; પણ વાટનાં સમાં ભાગ્યે વિશાળાં હતાં. દોરીલોટો, સાથવો, અબોટિયું, દેવપૂજા, અને કેટલાક આના ઝોળામાં લઇને ગુજરાતના પાટનગરે જવાને વતનમાંથી દેશઅજ્ઞાત દલપતરામ ત્હારે નીકળ્યા હતા. ત્રણ દાયકે પછી દેશ દલપતકીર્તિથી ગાજતો હતો. રાજનગરીના નગરશેઠ પાઘ અર્પતા હતા, કીર્તિચન્દ્ર પ્હેરાવતા હતા. વતનના રાજવી શાલપામરી ઓઢાડતા હતા, એક વર્ષનું અધિકું વર્ષાસન અર્પતા હતા, ને વિનવતા હતા કે 'કબૂલ રાખી મને ઉપકારી કરશો.' ગુજરાત! આ ત્હારો ઇતિહાસ છે, કલ્પનાકથા નથી. દલપતજન્મનગરીનો મહારાણો પુરજન્મ્યાં વિદ્યાને ને વિદ્વાનને સન્માનતો હતો તે દલપતઉદ્યમનગરીના નગરશેઠ ને નગરજનોની સમારંભસભા નિરખતી હતી. વાંચનાર! આ આપણા જ યુગની દેશકથા છે. વૈશ્યવરોને, ક્ષત્રિયરાજને રંક બ્રાહ્મણનું બ્રહ્મતેજ જીતતું હતું. નવયુગના બ્રાહ્મણના બ્રહ્મતેજને સહુ વન્દતા હતા પુરાણકીર્તિત પ્રાચીન યુગ વર્તમાનમાં ખડો થતો હતો.

કવીશ્વરનાં અન્તર્ચક્ષુઓમાં ત્હારે ભૂતકાળની ભરતી ઉભરાતી હતી. આજ એમને ચશવન્તી હતી, પણ કાલ એમને અધિકી જીવન્વ્હાલી હતી. વઢવાણથી મૂળીની એ વાટ; રાજમહેલથી યે અદકેરાં, ધર્મમહેલાતો સમાં, મૂળીનાં એ દેવમન્દિરો; બૃહસ્પતિ સમા એ કાવ્યગુરુ મહન્ત દેવાનન્દ સ્વામી; વયોવૃદ્ધ, શ્રીજીસમાગમી, સાહિત્યરસિયા એ મૂળજી શેઠ; ડુંગરઉંચી વઢવાણની

એ રાજઅટારીઓ; બાળખેલસોહામણાં લાખૂવાવ માધાવાવ ગંગાવાવ ને ધર્મતળાવ; ધૂળછવરાયેલી, પંડચાના દેહ સમી દોદળી ને જર્જરી, એ બાળશાળા; કાવ્યરસિયા વ્યવહારનિપુણ એ ગોરજી લાલચન્દ્રજી; એ પિતાનો પુણ્ય-પ્રકોપ, એ રંકતાના સંસારભાર, એ ભાંડુડાંનાં દીનતાનાં દોહ્યલા દિવસો; સતીમાતા રાણકદેવડીની એ ઇતિહાસ ઉચ્ચરતી દહેરી; અને સતીમાતાનાં પુણ્યાવશેષોને હૈયામાં સંઘરી વહતો, કાળના પરમાણુઓ સમો વેલુપટ પાથરી પટેલો, વિશાળપટ ભવ્જૂનો ભોગાવોઃ એ સૌ જીવન્-સંભારણાં દલપતતનયનોમાં રમતાં હતાં. તેજભરેલી વિધવિધવર્ણી વાદળીઓ આવે આવે ને ઉડી જાય એમ કવીશ્વરને જીવનનાં સ્મરણો હૈયાના આભમાં ઉભરાતાં ને ઉડતાં. ઇતિહાસના ગ્રન્થ સમું સમસ્ત આયુષ્ય આંખ ભરીને ઉભું હતું.

ભરેલા હૈયાનો ઉત્તર દીર્ઘસૂત્રી ક્‌વ્હારેક જ હોય. ટુંકો, પણ અક્ષરે અક્ષરે ઉરભાવ ટપકતો, કવીશ્વરે પછી નિજ વતનના રાજકાગળનો ઉત્તર વાળ્યો; અને નિજ પ્રજ્ઞ-જનને 'આપ' કહી સંબોધતા રાજવીને હૈયાઊર્મિઓના હેતહિન્ડોળે ડોલાવતાં રોલાવતાં 'તુંકાર'થી આરંભ્યું:

'મારો જન્મભૂમિનો હાલનો રાજા'—( પછી તરત કવીશ્વર ભાવમૂર્છામાંથી સચેત થઈ ગયા કે આ તો વઢ-વાણનરેશનો રાજદરબાર નથી, રાજનગરના નગરશેઠને પ્રમુ-ખપદે નગરસભાનો સમારંભ છે. )-મહેરબાન મહારાણા શ્રી દાજીરાજજી સાહેબ કે જેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં સારો વિદ્યાભ્યાસ કરીને હિંદુસ્તાનના ઘણા ભાગમાં

મુસાફરી કરી છે એવા વિદ્વાન મારી કવિતાની અને મારા ગુણની બૂજ જાણે એમાં નવાઈ જેવું નથી; કેમકે વિદ્વાન હોય તે જ ગુણની પરીક્ષા કરી શકે. વળી દેસાઈ હરિદાસ વિહારીદાસ જેવા વિદ્વાન તેમના સલાહકાર છે; પછી તેમાં શું કહેવું ?

'જેમ હું મારી જન્મભૂમિ ઉપર ઘણી માયા રાખું છું તેમ જ તેઓ પણ મારા ઉપર ઘણું માયાળુપણું જણાવતા આવ્યા છે. મારા કુટુંબના પોષણ વાસ્તે મને દર સાલ રૂ. ૧૦૦) એકસો રૂપિયાનું વર્ષાસન વઢવાણના દરબારમાંથી મળે છે. તે સિવાય વખતે વખતે મારૂં સન્માન કરે છે. માટે તેમનો ઉપકાર હું જેટલો માનું તેટલો થોડો છે. અને જેવી મમતાથી આ સર્ટિફિકેટ અને આ સિરપાવ મહારાણા સાહેબે મોકલ્યાં છે તેવી જ મમતા મારા કુટુંબ ઉપર નિરંતર રાખશે એવી હું આશા રાખું છું.'

પછી દલપતરામ પેલી જૂની, ગુજરાતપ્રખ્યાત, નિજ વતનનગરીની કવિતા બોલ્યાઃ

વધી વિશેષે પથરાય વેલો,<br>
આધાર રાખે સ્થળ જ્યાં ઉગેલો;<br>
ભૂલું ન હું તેમ જ જન્મભૂમિ,<br>
ઘણે સ્થળે ઉદ્યમ કાજ ઘૂમી.

દલપતજીવનના વાનપ્રસ્થપ્રવેશનો નગરોત્સવ એમ ઉજવાયો. જન્મનગરીના રાજવીએ તેમ જ ઉદ્યમનગરીના નગરશેઠે ઉભયે દલપતમહિમાને એ અવસરે સિરપાવો સમર્પ્યા. ઈતિહાસ નિરખતો હતો કે પ્રાચીનકાળમાં તેમ જ

વર્તમાન કાળમાં ભારતવર્ષે રાજ્યાધિકાર કે લક્ષ્મીભંડાર કરતાં ચારિત્ર ને વિદ્વત્તા અધિકાં પૂજાય છે.

स्वदेशे पूज्यते राजन्, विद्वान् सर्वत्र पूज्यते

એ પ્રાચીન સુભાષિતવચનનો આપણા યુગમાં ત્હારે દલપતજીવનમાં સાક્ષાત્કાર થતો હતો.

કવીશ્વર દલપતરામે એમ વાનપ્રસ્થપ્રવેશ કીધો. મહાભારતયુગમાં કો બહુશ્રુત બ્રાહ્મણ પ્રવૃત્તિધર્મ ત્યાગી નિવૃત્તિધર્મ અંગિકારે, અને એ અવસરે નગરમહાજનો, નગરશેઠ, નગરરાજવી એ બ્રાહ્મણવરના આશ્રમપલટાના સમારંભપ્રસંગે ટોળે મળે અને એની બ્રહ્મતેજસ્વી બ્રાહ્મણતાને બહુમાને સન્માને, એવો દલપત કવીશ્વરનો તૃતીયાશ્રમપ્રવેશ હતો.

ગુજરાતે જાણ્યુ કે કવીશ્વર દલપતરામ વાનપ્રસ્થી થયા.

પ્રાચીન કાળમાં કવીશ્વર અર્વાચીનતાને સ્થાપતા હતા તેમ અર્વાચીન કાળમાં કવીશ્વર પ્રાચીનતાને પણ સ્થાપતા હતા. પ્રાચીન ને અર્વાચીન એ તો વર્તમાનપૂર વચ્ચે ઉભેલા દલપતરામને એક જ કાળદેવની બે દેવપાંખો હતી, ક્વાહં-ડસ્મિ ઉચ્ચરતા પરબ્રહ્મની બે બાહુલતાઓ હતી. વિરાટની ઉભય હાથેળીઓની પદ્મપાંખડીઓના પરાગપરિમલ કવીશ્વર, દેવભસ્મની પેઠે, અંગે ચોળતા.

---

નોંધ: છાપખાનાને માટે નકલ કરતાં એક પાનું રહી ગયું છે ને પાને ૫૧મે નીચેથી ગણતાં ૬ઠ્ઠી અને ૫મી લીંટીઓની વચ્ચે વાંચવાનું છે.

પછી સંસ્થાની સ્થાપનાથી માંડીને સોસાયટીની મિતાક્ષરી ઇતિહાસકથા કહી. સરકારી નોકરી છોડીને સાદરેથી અમદાવાદ આવનાં

વાટમાં વનવમડે પોતાને ઉપજેલા ગેખયલ્લીના વિચારતરંગો કહી સભળાવ્યા. અને આજે એ વિચારતરંગોને સફળ થયેલા જોઈ રાજી થાઉં એ પણ કહ્યુ. પછી ૩૦ વર્ષના પ્રવૃત્તિજીવનનો અનુભવમાર સારવી વિદાયવેળાના અમૃતમય હિતોપદેશી બે જીવન્મ ત્રો સોસાયટીને સમર્પ્યા. (૧) વ્યવસ્થાપક મંડળમાં કુસપ થશે ત્હારે સોસાયટીની ખરાબી થશે (૨) વ્યાજ તથા વાર્ષિક લવાજમ આવે એટલુ જ ખર્ચ રાખવુ એવો સોસાયટીનો ધારો છે એ ધારો સદા પાળજો

મંસ્થાઓના, કુટુબોના, રાજ્યોમહારાજ્યોના એ આયુષ્યમન્ત્રો નથી? એ નિયમને જીવે તે સહુ જગત્પ્રવાહને તરે

શારદાપીઠના પ્રથમ દ્વારરૂપ ગુજરાતના નવલોહિયાળા યૌવન-મંડળને ઉદ્દેશીને દલપતરામ સાનન્દ ઉચ્ચર્યા કે કહેવાને ખુશી ઉપજે છે કે સોસાયટીને સંભાળી લે એવા વિદ્વાન ગૃહસ્થો હાલમા પહેલાં કરતા વધારે છે.

સન્તોષમૂર્તિ દલપતરામ પછી સન્તોષવેણુ ઉચ્ચર્યા કે સોસાયટી તરફથી મ્હોટું માન મળેલુ જોઈને સન્તોષ માનુ છુ સોસાયટીની શક્તિ પ્રમાણે સોસાયટીએ મ્હને કાંઈ થોડું આપ્યુ નથી સોસાયટીનું પેન્શન ને રાજસ્થાનોમાથી મળતાં વર્ષાસનોમા મ્હારૂં ગુજરાન કર-કસરથી હુ નભાવી શકીશ

પા સદ્દીભરની સોસાયટીની સેવામાથી ઉપરામ થવાના કારણો ભાખતા કહ્યુ કે ૧૮૭૫મા મ્હારી આંખે દરદ ફરીથી થઇ આવ્યુ. ત્હો પણ ચાર વર્ષ ઈષ્ટ સંસ્થાની નોકરી કરી ૧૮૭૯મા એક આંખમાથી મોતીઓ ઉતરાવ્યો તેથી મ્હને ભારે પીડા થઈ મ્હારી ઉમ્મર પણ હવે ૬૦ વર્ષની થઇ છે. એ સૌ કારણોથી મ્હારે નોકરીનું રાજીનામુ આપવુ પડ્યુ હું આશા રાખુ છુ કે સોસાયટીના સર્વ મેમ્બરો તથા સ્વદેશી મિત્રો મ્હારા ઉપર છે ત્હેવી મહેરબાની ચાલુ રાખશે

પચ્ચીસી પૂર્વે દલપતરામે બાળકવિતાની વાડીઓ વાવી હતી. હવે કવીશ્વરે સ્ત્રીકવિતાનાં સરોવરો ભર્યાં.

દલપતરામ એટલે બાળ ગોપેઠ ને વૃદ્ધ, નર અને નાર, સકળ ગુર્જરજનતાના કવીશ્વર દલપતરામની કવિભાવના દેશવિશાળી હતી.

એ અરસામાં ગુજરાતના બે સપૂતો કચ્છકાઠિયાવાડમાં પ્રથમ Joint Administrators–સહાયક અમાત્યો અને પછી દિવાનપદે હતા. સૌજન્યસાગરનું વિશેષવિશેષણ ઘણાને વપરાય છે. પણ સ્વ. હરિદાસ વિહારીદાસ અને સ્વ. મણિભાઈ જસભાઈ મૂર્તિમન્ત સૌજન્યસાગરો હતા, માનવદેહે માનવતાના દરિયાવ હતા. એક હતા 'સોરઠ દેશ તણે સીમાડે' વર્ધમાનપુરીમાં; અને બીજા હતા દૂર દૂર દરિયાપાર અદરકુળના વતનમાં–કચ્છમાં. જેવા એ બન્ને સૌજન્યસુધાકર હતા તેવા બન્નેયના રાજ્યવહીવટો પણ સાત્વતેજસ્વી હતા. વઢવાણના ગઢકાંગરે દાજીરાજજી એટલે અર્વાચીનતાના ઉગતા સૂર્ય; અને ભુજ ગિરિની રાજદેહરીએ નાનીબા સાહેબ એટલે ક્ષત્રિયવટની પ્રતાપપ્રભાવી પાંખડી. એકનાં તેજ બાલાર્કનાં ભમતાં તેજ હતાં, એકની સુગન્ધ મઘમઘતા કેવડાની ઉત્કટ સુગન્ધ હતી. બાબરા ભૂતને વશ કરનાર હરપાળ મકવાણાના રાજવંશીઓને અને રુક્મિણીજીનાં સહિયર રાજમાતાને સદ્ભાગ્યે ગુણવન્ત ને ગૌરવશાળી, ઘણા નિપુણ વિશાળદૃષ્ટ નવયુગને ઓળખનાર રાજસહાયકો મળ્યા હતા. પણ ઝાલાવાડનું કે કચ્છનું ઉદયમુહૂર્ત

ત્હારે નહિ ઉગ્યું હોય કે આપણી પ્રજાઉદ્ધારક ભાવનાઓની પરિપાકઋતુને બેસવાની હજી વાર હશે–અગોચરના એ આંકડા કોણ ઉકેલશે ?–દાજીરાજજીની આયુષ્યઅવધિ અલ્પ નીવડી, અને નાનીબામણિભાઈનો યે સુયોગ દીર્ઘજીવી ન નીવડયો. ને પછી રાણકદેવડીની મન્દિરછાયામાં કે ભુજંગિયાની ગઢછાયામાં દાજીરાજજી સમા વર્ચસ્વી ને હરિદાસભાઈ સમા પ્રભાવશાળી દિવાન કે નાનીબા સાહેબ સમાં પ્રતાપી રાજમાતા ને મણિભાઈ સમા બુદ્ધિસાગર અમાત્યના ધન્ય રાજયોગ અધી સદીમાં તો ફરી ઉગ્યા નથી. છતાં એ અલ્પયોગો પણ ગુર્જરસાહિત્યે અણભૂંસાતા ઇતિહાસઅક્ષરો પાડી ગયા છે. તુલસીદાસજી કહે છે ને કે

एक घडी, आधी घडी, आधीमें पुनि आध.

વીજળી ક્ષણેક ચમકે, પણ એનાં અજવાળાં તો સર્વ પ્રકાશી હોય.

હરિદાસભાઇ અને મણિભાઈ બન્નેયે ગુજરાતની ચારુત્તર ભૂમિના સપૂતો હતાઃ સાહિત્યરસિયા ને વિદ્યાચતુર દિવાનો હતા. નવસંસ્કૃતિના ગુણોની બન્નેય ગુણમૂર્તિઓ હતા. આવતાં નવઅજવાળાંના બન્નેયને આદર હતા. કવીશ્વર અને કવીશ્વરની કવિતાલક્ષ્મીના બન્યે ય ગુણપૂજકો હતા. બન્નેય દલપતરામને પ્રજાકલ્યાણક લોકમ્હોડવી માનતા, સદ્ધર્મશાળી સાહિત્યસ્વામી માનતા; અને એ ભાવથી કવીશ્વરને વન્દતાપૂજતા.

એવામાં વઢવાણમાં ને ભુજમાં રાજકુટુંબમાં લગ્નોત્સવો હતા, અને બન્નેય રાજ્યોનાં કવીશ્વરને રાજન્હોતરાં આવ્યાં. દરિયાઉતાર દૂર વૃદ્ધ દલપતરામ જાતે જઇ શકયા નહિ,

શારદાની પાંખડી જેવી કવિતા મોકલાવી. કચ્છ રાજ્યે સિરપાવના બદલે રૂપીઆ પાઠવ્યા અને મહિપતરામની પ્રેરણાથી નાનીઆ સાહેબે લખ્યું કે બાળકીઓ ગાતાંરમતાં સદ્બોધ પામે એવી ગરબાવળી રચી આપો.

ને વતનમાંના લગ્નપ્રસંગમાં કવીશ્વર સ્વયં ગયા હતા. તુલસીદાસજી કહે છે કે નિજ વતનમાં આદરસન્માન વિરલાનાં હોય.

तुलसी वहाँ न जाइये जहाँ बापके गाम;
दाम गये, तुलसी गये, भया तुलसिया नाम.

પણ કવીશ્વર એ વિરલાઓની જમાતમાંના હતા. અવસરયોગ્ય સન્માનીસત્કારી હરિદાસભાઈએ કહ્યું કે કવિરાજ! સરઅરસરનાં આપણાં ગીતો સૈકાઓજૂનાં છે. એ નવે અવતારે ન આવે? અને પછી હસમુખા હરિદાસભાઈએ હસતાં હસતાં ઉમેર્યું કે શારદા તો કુમારિકા છે, પણ નિસ્સન્તાનિણી નથી. ત્હમે હજી બેઠા છો.

નિવૃત્તિપરાયણ, આયુષ્યભરતીમાંથી ઓવારો શોધતા કવીશ્વરને એમ કવિતાપ્રવૃત્તિઓનાં આમન્ત્રણ આવ્યાં.

પછી કવીશ્વરે આપણી કવિતાલક્ષ્મીને શ્રીમુખ અર્વાચીનતાના વાઘા સજાવ્યા.

એ પછી પિસ્તાળીશેક વર્ષે, ૧૯૨૨માં, એક સાક્ષર અવલોકનકાર લખે છે કે 'કવિ દલપતરામ...ગુજરાતનો લલિત સંસાર ચીતરવામાં સોળે સોળ આના ફતેહ પામ્યા છે.' 'દલપતરામની ગરબીઓ સ્ત્રીઓના હૃદયમાં જે સુબોધ ને સંસારનીતિ ઉપજાવે છે તે બીજા કોઈ

ગદ્યમાં કે પદ્યમાં જોવામાં આવતી નથી.'

દલપતકવિતા પીપીને બાળબાળાઓની નવપેઢીઓ દૂધમલ ઉછરતી હતી, અને એમ પારનેરાથી આબૂ ને ગિરનારથી પાવાગઢ–ચોખૂટ ગુજરાતે નવગુજરાત સરજાતું હતું. હવે કવીશ્વરે સ્ત્રીમંડળમાં નવયુગ રોપ્યો.

સ્ત્રીસમાજનું હૃદય વાંચી સૌભાગ્યસોહાગિણી કવિતા રચતાં સૌને આવડે છે? એક દયારામને આવડતું, એક દલપતરામને આવડતું; પણ પોતપોતાની સ્વતન્ત્ર શૈલીએ. દયારામની સ્ત્રીકવિતા નવોઢા રસરસિયેણ છે, દલપતરામની સ્ત્રીકવિતા પ્રોઢા સોહાગણ છે.

સોસાયટીએ અમદાવાદમાં કન્યાશાળા સ્થાપી હતી ને કવીશ્વરે એ કન્યાશાળાને શાળાનિવાસ અપાવ્યો હતો; ને બળવાથી યે બે વર્ષ પૂર્વે હરકુંવર શેઠાણીની હવેલીએ લોર્ડ એલ્ફિન્સ્ટનના પ્રમુખપદે કન્યાકેળવણીનો સારસ્વત-સમારંભ ઉજવ્યો હતો. કન્યાકેળવણીમાં વર્ષોથી રસ લેતા કવીશ્વરને સ્ત્રીસુન્દર કવિતા રચવી એ કાંઈ નવીન કાવ્યવાટ ન હતી. મુંબઈનું સ્ત્રીબોધ માસિક તો દલપતફારબસના નવયુગના આદિકાળથી જ દલપતગરબીઓ મૂલ્ય આપીને મૂલવતું. દલપતગરબાવળી પછી સંગ્રહાઈ હતી અને ગુર્જરસુન્દરીઓ એમાંની દલપતગરબીઓ ઝીલતી હતી. મુંબઈમાંનું પારસી સ્ત્રીમંડળ તો દલપતગરબીઓ પોતે ગાતું, ગાવાને સ્વયં કવીશ્વરને ન્હોતરતું, માનપત્રો ને થેલીઓ આપતું.

એ માસે ના જઈયે રે પિયુ! પરદેશમાં

એ સ્વામીપરાયણ સોહાગણની પ્રજાપ્રશસ્ત દલપતબારમાસીને તો લોકગરબાવલિઓએ કંઈકંઈ કવિઓના નામે ઉધારી છે. દામ્પત્યસ્નેહનાં આરસકુંડ સમાં, ગુર્જરવાલ્મીકિના એ ગરબાવળીમાંના રામસીતાનાં દલપતપોળ પરત્વે ૧૯૦૫માં પ્રથમ સાહિત્યપરિષદ વચ્ચે કાન્તે કહ્યું હતું કે આપણા સાહિત્યદેશે 'સીતાજીના પોળ કરતાં વધારે મધુર અને વધારે સુન્દર કાવ્ય શોધી કાઢવું મુશ્કેલ છે.' નામાંકિત મહાજનોની ને બીજી સાર્વજનિક મર્વોત્મરસિક ગરબીઓનું દલપતકાવ્યમાં એક સ્વતન્ત્ર પ્રકરણ ભરેલું છે એમની ગરબીબહુલતાને કારણે કવીશ્વરને ગરબીભટ્ટનું ઉપનામ પણ મળી ચૂક્યું હતું. ગરબીરચનાનો દલપતકવિતાને કાંઇ અજાણ્યો નવોચીલો ન હતો. વીરી જ્યાકુંવર બાળુડા વીરને હાલરડાં ગાતી ત્હારથી દપતરામ ગરબારસિયા હતા.

કવીશ્વરને થયુ કે ઘરઆંગણે ગરબે ઘૂમતાં તેમ જ કુટુંબસંસારના માંગલિક સંસ્કારપ્રસંગોએ ગુર્જરસુન્દરી અર્વાચીનતાનાં ગીતો ગાતી થાય તો પ્રજાજીવન ઓર પોરહાય ને પ્રાણવાન થાય–તો એકએક ગરબી એકએક કન્યાશાળા થઈ રહે. એમ વિચારીને કવીશ્વરે સાંપડેલા બન્ને ય કાવ્યપ્રસંગોનો સદુપયોગ લોકસંગ્રહની વિશાળ દૃષ્ટિએ કીધો.

લોકસંગ્રહ તો દલપતકવિતાનો આત્મતત્ત્વો છે.

સંસારશાસ્ત્રી દલપતરામને સ્ત્રીસુધારણા તે પ્રજાજીવનના અર્ધાંગની સુધારણા તો હતી જ અને વામાંગે હૃદય વસે છે; એટલે કવીશ્વર દલપતરામ સ્ત્રીસુધારણાને પ્રજાજીવનની હૃદયસુધારણા માનતા. કચ્છગરબાવળીની એક ગરબીમાં

કવીશ્વરે નરને શર ને નારીને શરધરણી કહી છે; અને શરધરણી પ્રેરણા પાય છે એટલે શરસ્વામી સંસારમાં વિચરી જયસિદ્ધિ સાધે છે. માટે મધુરૂં પ્રોત્સાહક સૌહૃદય કેળવાય તો સમસ્ત પ્રજાદેહની નાડીઓમાં વહતાં જીવન-રૂધિર પણ મધુરાં પ્રેમળ ને પ્રોત્સાહનપ્રબળ ધબકી રહે એ લોકભાવથી કવીશ્વર કચ્છગરબાવળી ને માંગલિક ગીતાવલિ રચવાને બેઠા. વ્યાસવાલ્મીકિના જેવી દલપતકવિતાશૈલી પણ લોકસંગ્રહશૈલી છે.

ઓગણિસેં છત્રીસના જાતાં દિવસો ત્રીસ

કવીશ્વરે કચ્છગરબાવળીની હસ્તપ્રત દરિયાપાર ભુજનગરે મોકલાવી. પણ પછી છપાતાં વાર લાગી. કવીશ્વરને કચ્છ રાજ્યે પાંચસો રૂપિયા બક્ષિસ મોકલાવ્યા. ૧૮૫૫માં શ્રીબોધ ગજાસંપન્ન ચાર આને દલપતગરબી મૂલવતું; ૧૮૮૪માં કચ્છ રાજ્યે પાંચના પૂતળિયે દલપતગરબો મૂલવી. ત્રીસ વર્ષમાં દલપતકવિતાનાં મૂલ વીસગણાં વધ્યાં હતાં.

માંગળિક ગીતાવલિ ૧૮૮૧માં રચાઇ રહી. અને એ સાલની આષાઢી બીજની તિથિએ–આષાઢી બીજ એ હાલારીઝાલાવાડી બેસતું વર્ષ છે.—દાજીરાજજી તખ્તનશીન થયા ત્હારે કવીશ્વર રાજઆમન્ત્રણે વતન ગયા હતા ને ત્હારે ગીતાવલિનો હસ્તલેખ વતનરાજવીને નજર કર્યો હતો. ગીતાવલિનું કવિતઈનામ ચારસો રૂપિયા મળ્યું હતું, અને રાજ્યે પાંચ હજાર પ્રતો છપાવી હતી. 'માતાને વધામણું દેવા જતાં ગાવાના'એ ગ્રન્થમાંના ૧૩૬મા ગીતમાં આદ્યાક્ષરે 'વઢવાણપતિ મહારાણા શ્રી દાજીરાજજી' અને મધ્યાક્ષરે 'દેસાઈ હરિદાસ વિહારીદાસ, કારભારી'ના

અન્તર્લોપિકાઓ છે. ’૮૩ના બુદ્ધિપ્રકાશના સપટેમ્બરઅંકમાં ‘હાલમાં પ્રસિદ્ધ’ થયેલી કચ્છગરબાવળીની વિસ્તારી જાહેરખબર છે; અને ’૮૪ના મેઅંકમાં માંગલિક ગીતાવલિની અલ્પાલ્પ સમાલોચના છે.

બન્ને ય ગીતાવલિઓમાંથી નમૂનાની કંઈક કંઈક–જરી જરી વાનગીઓ પારખિયે કે ૬૦મું વર્ષ તરી ઉતર્યાં પછીના કવીશ્વરના કવિતારંગ પરખાય.

કેટલીક ગરબીઓનાં તો નામનિર્દેશ જ કરીશું; એ નામનિર્દેશમાંથી જ ગુણનિર્દેશ થશે. કચ્છગરબાવળીમાં એક ગરબી કેળ ઠકરાણીની છે; એક ગરબી સત્યવાદી આરસીની છે; એક ગરબી ગુણવન્તી શેલડીની છે. એક ગરબી મીઠા-બોલી મેનાની છે, ને એક ગરબી નેતર નમનારીની છે. રિસામણીના શોડની એક ગરબી છે, ને હઠીલા મંકોડાની એક ગરબી છે એક ગરબી છે, પરોપકારી વાદળીની, એક ગરબી છે પૃથ્વીરૂપી ગાલીચાની, એક ગરબી છે કાળ અને આકાશના સૃજનજૂના બે જોગીઓની. એક ગરબી સુધારાના ખાતમુહૂર્તની છે, ને એક ગરબીમાં પેલાં ભડલીવાયકની પેઠે આગમ ભાખ્યાં છે. ગરબાવલિને અન્તે સહિયરમંડળી બરખાસ્ત થાય છે ત્હારે ‘વળી વહેલાં વહેલાં મળજો’નું ન્હોતરૂં દલપતકવિતા સ્ત્રીસમાજને આપે છે.

સોનાની જગકર્તાને અરજીની એક ગરબી છે કે

સુજથી મોટું પુષ્પો પામ્યાં ભરી સભામાં માન,

અરજી ઉચ્ચારી.

રાજસભામાં કે લોકસભામાં શું સોહાય ? સોનું કે સુગન્ધ ? કોયડાનો ઉકેલ કોકને કપરો પડશે, કોકને સરલ પડશે.

તાડ અને વંટોળિયાની ગરબીઓ છે કે

તું તો ઉંચો વિશેષ વધ્યો તાડિયા જો;
પણ તાપ કોઈના ન તેં મટાડિયા જો.

અને

વડલો વડો છે વિશ્વમાં, સૌને આશ્રય આપે;
વડપણ તો તેનું વડું, કષ્ટ પારકાં કાપે.

અલ્પ આવરદા ભોગવી ચટ્ટ જઈશ તું ચાલ્યો;
ફોગટ બહુ ફૂલીશ મા ઠાઠ દેખીને ઠાલો.

મલકાનાના વહેળા જેવી—જગતભરના Upstartsના જેવી—ઘડીકમાં વહી જતી વોકળાશાયી ઉતાવળી નદીની ગરબી છે.

ઓ છોટિ નદી! છત પામીને તું કેમે છલકાઈ ગઈ?
મદમાં માતી, ઉન્મત હાથીની સમ ઉન્મત તું થઇ.

મદમાતી મેનાની ગરબી છે કે

મેના મદમાતી ને ક્રોધી વશી શકી ન વતનમાં જી રે;
જ્યાં ત્યાં વેર વિશેષ વધ્યુ, પછી વશી પરાયા વનમાં:
મેના મદમાતી રે.

• વરઘોડાની વાડીની ગરબી ગાય છે કે

એનો ખૂબ બન્યો ભભકો ખાસો;
પણ ત્રણ ઘડીનો જ તમસો,
બહેન! વરઘોડાની વાડી છે.

સુણુ દરજીડા! કાતર ગજ ને સોય તણા ગુણુ હું કહું
એ ગરબીમાં કવીશ્વર માનવઅનુભવ ઉચ્ચારે છે કે
ઘણીખરી લોકજનતા ત્રિવિધની છે. કાતર કૈકેયીઓલે કાતરે

છે, ગજ મન્થરાકર્મ કરે છે, સોય લક્ષ્મણધર્મ પાળે છે. દરજીની પેઢીની ને દુનિયાંની પેઢીની સન્તાનત્રિપુટિ ગુણભેદે વિધિવિધની નથી.

૧૮૫૯ના મુંબઈને પડઘો પાડતી અદેખા જવાસાની ગરબી છે.

ગગન વિશે ઘનરાય ચડ્યો ને ગડગડિયાં નિશાન;
સર્વે તરૂઓ રાજી થયાં જે દીધું જીવતદાન;
જવાસા ! તું શીદ બાળે જીવ ?

સ્વદેશની મમતાની ગરબીમાં કવીશ્વર સદ્બોધે છે કે

પોતાના ટંટા પોતે જ પતાવજો,
સમજૂ હો તો જશો ન કદિ સરકાર જો;
પંચજનો પાસે પંચાત કરાવજો.

આંખો મીંચ્યે ઇતિહાસ કાંઈ ભૂંસાવાના નથી. આજે ગાજી ગાજીને ૨૦મી સદી એ દલપતબોલના પડઘા પાડે છે.

આશાની ગરબીમાંની કાવ્યોપમાઓ જાણે આજના કવિવરોને આહ્વાન નાંખે છે.

આવે ન છેડો આકાશનો, હાં રે એવી આશા અપાર.
સીમા આકાશની ક્ષિતિજની રે જોતાં પાસે જણાય;
જેમ જેમ જઈએ આગળે હાં રે તેમ આઘી તે જાય.

બીજી બે ગરબીઓમાંની એકમાં કવીશ્વર ગંભીર શબ્દે કહે છે કે

બોલને ખીલા બહુ ખમવા પડે રે,
વળીને વાગે ખીલો એક જો.

અને બીજી ગરબીમાં કવીશ્વર આસમાનનો ગરદન ચઢાવો સદ્બોધે છે કે

સમજો સંસારી રીત, સહુ દિન નથી સરખા;
દુઃખમાં શીદ થા ભયભીત? સુખમાં શીદ હરખા?

× × × ×

ઉત્તરાયનથી એક મિનિટ નિત્ય દિન ચઢતો દેખાય રે;
દીસે છ મહિના પછી દહાડો એ જ રીતે ઘટી જાયઃ
સહુ દિન નથી સરખા.

× × × ×

ચન્દ્રકળા બે બે ઘડી ચડતી રાતે દીસે રોજ રે;
પંદર દિવસ પછી થાય પડતી, બીજાનો શો ઓજ?
સહુ દિન નથી સરખા.

કવીશ્વર એક વેળા ફારબસસ્વારીમાં મહીકાંઠામાં ફરતા હતા ત્યહારે એક રાજાએ ગળમાદળિયામાં કોતરાવવાને નવ અક્ષરનો મન્ત્ર માગ્યો કે સદાસર્વદા સહુ સ્થિતિઓમાં માર્ગદર્શક થાય. કવીશ્વરે પદ લખી આપ્યું કે

આ દિન પણ વહી જાય.

કવીશ્વર કહે છે કે સંસારીઓએ સુખમાં છકી જવું નહિ, દુઃખમાં દબાઈ જવું નહિ. માસે-છમાસે આ દિવસો પણ જતા રહેશે.

સામળના વારસારૂપ પ્રારબ્ધ અને પુરુષાતનના ચર્ચાસંગ્રામ ત્યહારે ગુર્જરસાહિત્યદેશે બહુ જામતા. સમન્વયવાદી દલપતરામ બન્નેયનો સમન્વય ગાતા.

ઉદ્યમ વિણું ન નસીબ ફળે.
વણખોદ્યે નદીઓ સંચરશે;
જોઈ કોણ કૂવા નહિ કરશે?

બહેન! ઉદ્યમ વિણ ન નશીબ ફળે.
બીજી એક ગરબીમાં કવીશ્વર ગાય છે કે
લૂગડાં તો લોકો ધોઈ લેશે;
પણ છાપરૂં કેમ ધોઇયે? કહેશે;
તો ધણી જગતનો ધોઈ દેશેઃ
ઉદ્યોગ કરો, બની શકે તે કામ તમે જ બનાવો;
જનથી ન બને, ભલે તમે તે ભગવતને જ ભળાવો.

'પુરુષાર્થપર તે પ્રારબ્ધ' (ઈન્દુકુમાર અંક ૧લો) એ મન્ત્ર કવીશ્વર ત્હારે નિજની ભાષામાં ગાતા હતા.

પૃથ્વીવાસીઓ સહુ પરસ્પરને આધારે ઉભા છે એમ કવીશ્વર કહેતા.

જન જાતે ગોરા ને કાળા,
રહે એકબીજાના ઓશિયાળા;
એવા વિચાર વિશ્વેશ્વરશાળાઃ ઉદ્યોગ કરો.

સુધારાની ચઢાઈની ગરબી તો દલપતજીવનના ને દલપતકવિતાના જીવન્મન્ત્રની ગરબી હોય ને?

સુધારો રાણો રણમાં ચડયો રે ફાવે તેવી લઇને ફોજ;
વેરી વહેમની ઉપરે રે ગુસ્સો લાવી ચિત્ત ઘણો જઃ
પડઘમ વાગે રસપૂરમાં.

× × × ×

નકશા નૌતમ વાવટા રે, નિશાળ રણભૂમિ નિરધાર;
પલટણ બાળક ને બાળકી રે, શિક્ષક શાણા સરદારઃ
પડઘમ વાગે રસપૂરમાં.

શાળાઓમાં, પાઠશાળાઓમાં, ને શારદાપીઠોમાં ઉત્કા-

ન્તિની ઉથલપાથલોનાં મહાબળો કવીશ્વર નિરખતા એ દલપતદૃષ્ટિની ને દલપતકવિતાની ભૂલ હતી કે આર્ષ-દૃષ્ટિ? 'સુધારો થવા સઘ વિદ્યા વધારો' એ દલપતબોલ અને પછી કોંગ્રેસપાટલેથી ઉચ્ચારાતો Educate, educate, and educateનો પ્રજામન્ત્ર–એ દલપતમન્ત્ર ને પ્રજામન્ત્રમાં સામ્ય અધિકાં હતાં કે ભેદ?

એક ગરબીમાં કવીશ્વર વિશ્વવ્યાપી મર્યાદવેલને ગાય છેઃ

હાં હાં રે કે કનક કટાય નહિ;
હાં હાં રે નિધિ છલકાય નહિ.
હાં હાં રે પત્થર પલળે જ નહિ.

સખિ! જો આ શોભે સારાં રે પીંપર ઉપર પંખીડાં;
બહુ ટોળે મળી વસનારાં રે પીંપર ઉપર પંખીડાં.
કેવાં કલ્લોલ કરે છે રે! પીંપર ઉપર પંખીડાં;
સ્વર મધુર મધુર ઉચરે છે રે, પીંપર ઉપર પંખીડાં.
પરિપૂર્ણ પરસ્પર પ્રીતે રે, પીંપર ઉપર પંખીડાં;
રહે હળીમળી રૂડી રીતે રે, પીંપર ઉપર પંખીડાં.
× × × ×
છતમાં થોડા દિન છઈયે રે, પીંપર ઉપર પંખીડાં;
લડીને શીદ અપજશ લઈયે રે? પીંપર ઉપર પંખીડાં.

Man is a social animal–મનુષ્ય એ સમાજબંધારણમાં રહેનારૂં પ્રાણી છે એ સંસારસૂત્ર ગાતી એ દલપતગરબીનો તો, એમના સંપલક્ષ્મીસંવાદની પેઠે, નાળચામાં ભરી ભરીને આજના આપણા કુસંપીલા દેશ-

નેતાઓને સદુપદેશ પાવો નથી લેઈતો ? ૧૧૯૩માં હતી એવી જ દેશદશા આજ–૧૯૪૦માં નથી ? એક અને આદિ દલપતસૂત્ર એ હતું કે

દેશમાં સંપ કરો, સંપ કરો.

એક ગૃહિણીની કને ઠાલી ઠીંકરી ગઈ ને માગ્યું કે ત્હારા ઘરમાં મ્હને સમાસ દે. ગૃહિણીએ ઉત્તર વાળ્યો કે મ્હારા ઘરમાં નિરૂપયોગીને માટે માગ નથી. એ ઠાલી ઠીંકરીની ગરબી સુઘડ ગૃહિણીની ગૃહસામગ્રીનાં ગુણગૌરવ ગાય છે.

આજે દેશદેશમાં ફાટી નીકળેલી Class Warના મૂળમાં ફ્હેવાડા મારતી, સંસારી પરસ્પરતાનો–બીજા ગુરુત્વાકર્ષણ સમો–મહાસિદ્ધાન્ત ઉચ્ચરતી, એ ગરબીથી યે અધિકી ગરબી તો છે બેગરજુ કેશવાની.

'કોઈની ગરજ નથી' એમ કહેતો કેશવો,
કને હતા રૂપૈયા કોટી ચાર જો;
હીરા ખરીદ કરીને કીધો હારડો,
હમેશ હૈયા પર રાખે તે હાર જો:
'કોઈની ગરજ નથી' એમ કહેતો કેશવો.

જનતાથી અતરો ચાલે; સગાંકુટુંબી શું લ્હડતો ફરે; પાડોશીઓ શું વેરનાં જાળાં બાંધે.

અંદરકાંઠે જઈ બંધાવ્યો બંગલો,
વસ્તી તજીને ત્યાં જઈ કીધો વાસ જો;
ગરીબ લોકો ગરજે ત્યાં ચાકરી કરે,
કોઇનો પાડ ન માને કેશવદાસ જો:

'કોઈની ગરજ નથી' એમ કહેતો કેશવો.
કેશવો પૂછતો કે
પઇસા દઇને લઇયે એમાં પાડ શો?

પછી એકદા કેશવદાસ હોડીમાં હવા ખાવાને નીકળ્યા. ત્હાં થયુ તોફાન, હોડી તણાણી; એક નિર્જન બેટકાંઠે જઈને નાંગરી. એ બેટમાં કેશવદાસ કાંઠેથી ભીતરમાં ગયા, ભૂલા પડયા, વનફળ મળે તે ખાતા, હતાં તે વસ્ત્રો ફાટી ગયાં.

હાર હતો હીરાનો તે શા કામનો?

ખેતી કોણ કરી જાણે ખેડુ વિના?
હોય ખજાનો, પણ નાણુ ન ખવાય જો;
કંસારા વિણુ કોણ ઘડે વાસણુ ઘણાં?
ઘાંચી વિના ન ઘરમાં દીવો થાય જો:
'કોઈની ગરજ નથી' એમ કહેતો કેશવો.

કેશવદાસને રાંધી આપે કોણ? વસ્ત્રો વણી આપે કોણ? એકલમતિયા કેશવદાસ બહુ પીડાયા ને પસ્તાયા. પછી વિધવિધના વખાના માર્યા કેશવાએ ઉચ્ચાર્યું:

ઉચર્યો ઉંચે અવલોકી આકાશ જો!
ઓ પ્રભુ! સહુની ગરજ પડે સંસારમાં.

એકલવાદ–Individualismની ફિલસુફી સંસારશાસ્ત્રી કવીશ્વરની ફિલસુફી ન હતી. દલપતરામ લોકસંગ્રહવાદી હતા, એકલવાદી ન હતા ડાબા પાયના આધારે જમણો પાય, ને જમણા પાયના આધારે ડાબો પાયઃ પરસ્પરકટ્યાણુક એ લોકસંગ્રહવાદ દલપતસંસારશાસ્ત્રનો પાયો

પૂર્યો હતો. થાંભલાઓને આધારે ભીંતો ને ભીંતોને આધારે થાંભલા–અને એ સૌને આધારે સંસારહવેલી ઉભેલી છે એ દલપતવાદ હતો. પ્રજાગણને સંગાથે લેઇને પગલાં ભરવાં એ દલપતસુધારાવાદ. ઉદર અને અંગો–Belly and the Limbsની રોમન મર્મવાતોની બ્હેનડ આ કૈશવગરબી એટલી જ ત્રિકાળબોધિની અને અમર સત્યાંશોભરેલી છે. પારદર્શી સંસારશાસ્ત્રી હોય એ એવી મર્મવાતો કે કાવ્યવાતો લખે

પ્રેમની કવિતા કવીશ્વર ન્હોના લખતા એમ નહિ; પણ લખતા તે દામ્પત્યપ્રેમની લખતા. અતિશૃંગારને કે પરકીયાના શૃંગારને દલપતરામ બીભત્સ રસ માનતા, આભડછેટ જેટલો આળગો રાખતા. કૃષ્ણગરબાવળીમાં પતિરૂપી હીરા વિશે ગરબી છેઃ

એક હીરો આવ્યો છે મારા હાથમાં રે લોલ;
શું વખાણું સહિયરોના સાથમાં રે લોલ!
મને ઈશ્વરે કૃપા કરીને આપિયો રે લોલ;
મેં તો મસ્તકનો મોર કરી સ્થાપિયો રે લોલ.

× × × ×

મારી જીવનદોરી તો એક એ જ છે રે લોલ;
તે તો મારાં નેણાં તણું તેજ છે રે લોલ.

અને પ્રેમયુગલોની બીજી ગરબી છેઃ

સૂરજ હો ભલે શોભીત, તેથી શું થયુ રે લોલ?
ચિત્ત ચન્દ્રમાં ચકોરીનું વસ્યુ રે લોલ.
કોઈ ચન્દ્રને કહે સારો શોભીત છે રે લોલ;
પદ્મને તો સૂર્ય સાથે પ્રીત છે રે લોલ.

× × × ×

પૂરો પ્રેમ માંહોમાંહે રાખે દંપતી રે લોલ;
એકએકના વડે શોભે અતી રે લોલ.
શોભે નિશા વડે ચન્દ્ર, ચન્દ્રથી નિશા રે લોલ;
શોભે દિશા વડે કિરણ, કિરણથી દિશા રે લોલ.

વીજળીની ગરબીમાં કવીશ્વર ગાય છે કે

ચળક ચળક ચળકંતી દશ દિશ વીજળી ઉજળે અંગે રે;
સો વાતે એકલી નવ શોભે, શોભે વરસાદ સંગે રે.
જો વરસાદ વગર હોય વીજળી, ભડકા જેવી ભાસે રે.

વિયોગની ગરબી યે દલપતરામ લખતા; પણ તે દલપતકાવ્યમાં છે ત્હેવી સંસારિયાનાં રામસીતાઓના વિયોગની. કચ્છગરબાવળીમાં વિયોગની ગરબી છેઃ

પંખી ! તું તો મુજ પ્રાણ છે રે;
પરવર ઉડીને પરદેશ,
પિયુને કહેજો જઈ, પંખિડા રે !

× × + ×

વનમાં કોયલ ટોકા કરે રે, ભીતર ભેદે છે જેમ બાણ;
આંખે આંસુધારા વહે રે, પ્રેમદા કયમ કરી રાખે પ્રાણ ?
પિયુને કહેજો જઈ, પંખિડા રે !

નરસિંહ પ્રેમાનન્દ દયારામ—આપણા કવિવરો જીવન્પન્થે આત્મચેતવણીની કવિતાઓ ગાતા એવી સંસારાટવિની ને જુવાનપુરના રસ્તાની એ દલપતગરબીઓ પણ છે.

સંસાર વિકટ વન સરખો છે;

સંભાળીને સંચરજો, બહેન !
વચમાં રસ્તો વસમો છે.

× × × ×

ક્યાંઈ વાઘવરૂના સ્વર સુણશો;
ક્યાંઈ મોરબપૈયા બોલે, બહેન !
વચમાં રસ્તો વસમો છે.

ક્યાંઈ શીતળ છાયા સારી છે;
ક્યાંઈ તાપ તપે વણતોલે, બહેન !
વચમાં રસ્તો 'વસમો છે.

ગંભીર થજો, ગભરાશો મા.

ઉપનિષદો કહે છે કે घोर स्तम्र न मुह्यति: માટે ધીર થજો.

સતીઓ જે રસ્તે ગઈ સજ થઈ,
તે નકશો જોજો નિરખી, બહેન !
વચમાં રસ્તો વસમો છે.

અને જુવાનપુરને મારગે સંચરતાં ઉત્તરાઅભિમન્યુ-ઓને જુગજુગની દલપતચેતવણી છે કે

ચાલો ચાલો મુસાફર ! ચેતી જુવાનપુર જાતાં રે;
નહિ તો ફરી ફરી થાશે ફજેતી જુવાનપુર જાતાં રે.
હવા એવી ત્યાં આગળ આવે, જુવાનપુર જાતાં રે,
ભલા-ભલાને ભાન ભૂલાવે, જુવાનપુર જાતાં રે.
આવે ઉન્મત્તગંગા એવી, જુવાનપુર જાતાં રે;
તરી ન શકાય તુંબડે તેવી, જુવાનપુર જાતાં રે.
વાટે દુર્ગમ ડુંગરા દીસે, જુવાનપુર જાતાં રે;
એમાં અડચણ આવે અતીશે, જુવાનપુર જાતાં રે.

ઝાઝી મોહની આવે ઝાડી, જુવાનપુર જાતાં રે.

અને એક છે શીયળની ગરબી. માનવજાતના સદ્ગુણભંડારે કવીશ્વરને મન શીયળનો સદ્ગુણ અંકરૂપ હતો, અન્ય સદ્ગુણો પડખેનાં મીંડાંરૂપ હતાં. પશુ મટી માનવી થયો તે શીયળથી, ને સંસારની સજાવટ નભે છે શીયળથી. જગતભરના નીતિવેત્તાઓની જેમ દલપતરામ શીયળને સર્વશ્રેષ્ઠ–ચક્રવર્તી સદ્ગુણ માનતા.

સર્વેથી સરસ ગણાય શોભા શીયળની;
નહિ તો જયમ વ્યર્થ જણાય નદીઓ નિર્જળની.

× × × ×

ભણતરમાં તો ભડકો ઉઠયો, રૂપ વિશે પડી રાખ રે;
સ્નેહ સહિત શીયળ નવ પાળે, લાંછન લાગે લાખઃ
શોભા શીયળની.

× × × ×

અંક ઉપર મીંડાં મૂકે તો દસદસ ગણા ગુણાય રે;
અંક વિનાનાં મીંડાં સર્વે શૂન્યે શૂન્ય જણાયઃ
શોભા શીયળની.

શીયળવ્રતને અંક સમજજો, સદ્ગુણ મીંડાં માત્ર રે;
શીયળ વિના સદ્ગુણીને પણ સૌ કહેશે લોક કુપાત્રઃ
શોભા શીયળની..

× × × ×

સાળો કે સસરો કહેવાથી તામસ કરે તમામ રે;
સૌનો સાળો–સૌનો સસરો છે દ્વિજ દલપતરામઃ
શોભા શીયળની.

દલપતસૂરમાં સૂર ભેળવીને નવયુગના કિયા કિયા સાહિત્યસ્વામીઓ એ દલપતગરબીની છેલ્લી કડી ઉદ્‌ગાશે કે વયે સરખી સમાણી એ સૌ અમારે બ્હેનો છે ને ન્હાની એ સૌ અમારે પુત્રીઓ છે? દલપતઉપમાના અમરાક્ષરે બોલતાં આપણા નવયુગના સાહિત્યસ્વામીઓમાં કવીશ્વર એકમરૂપ હતા.

માંગલિક ગીનાવલિ જૂદી જાતની ગીતમાળા છે. પહેલી વયમાં વતનમાં દલપત વેદિયા ઉપનયનસંસ્કાર અને અન્ય વૈદિક સંસ્કારો વિધિવત્ કરાવતા. બીજી વયમાં સંસારઅભ્યાસી ઈતિહાસશિષ્ય અર્થજિજ્ઞાસુ ફારબસને એ સંસ્કારરૂઢીઓના અર્થમર્મ ભણાવતા. પછી ત્રીજી વયમાં ક્‌હાંક કાવ્યકલેવરમાં ગૂંથીને અને ક્‌હાંક સૂચક નોંધલાઘવની પ્યાલીઓમાં ભરીને આપણા સંસ્કારવિધાનોના અર્થમર્મ કવીશ્વરે આપ્યા છે. ભાંડુઓના ભાવ, સંસારસમારંભોની સંસ્કારિતા, પુરુષજનતાના સૌજન્યસંચય, સ્ત્રીજનતાના સોહાગભંડાર, સંસારનું સુભગ ને સુઘડ અંગલાલિત્ય, ત્‌હારે પ્રગટતા નવયુગના નવઅંકુરો, અને સોહાગિયા આદર્શોનાં ભાવી દિશાસૂચનઃ ભૂત વર્તમાન ને ભવિષ્યની ત્રણભાતીલી રસમય ફૂલગૂંથણી એ માંગલિક ગીનાવલિ. વૈદિક સંસ્કારો તે વેદસન્તાનોનું વારસાધન છે. ભૂતદૃષ્ટિએ બ્રાહ્મણદેવ ઈતિહાસ લક્ષ્મીનો સંરક્ષક છે, વર્તમાનદૃષ્ટિએ વર્ણોનાં ગુરુ બ્રાહ્મણપુરોહિત પ્રગતિની પ્રેરણા છે, ભવિષ્યદૃષ્ટિએ ચિરંતર દિશાદાખવતો બ્રહ્મસોમિયો છે. સાચો બ્રહ્મપુત્ર બ્રહ્મપાંખે ત્રણે કાળમાં વિચરે છે ને વિચરાવે છે. કવીશ્વર ત્રણે વયમાં દેશપુરોહિત હતા :માંગલિક ગીતાવલિ એ દલપત દેશપુરો-

હિતનો કાવ્યગ્રન્થ છે. માંગલિક ગીતાવલિમાં ત્રિરંગીલા ગુર્જરસંસારનું ભાવનાસુન્દર કાવ્યચિત્ર દલપતરામે ચિતરેલું છે.

હાલરડાં ગાતાં ગાતાં જ દલપતકવિતા ખીલી ઉઠે છેઃ

નેહે ભાઈનું મુખડું નિરખું, શોભે પૂરણ ચંદર સરખું.
ભાઈનાં નિર્મળ સુંદર નેણાં, ઉત્તમ અમૃત જેવાં વેણાં.

× × × ×

સોનુંરૂપુ તો છે સોંઘું, ભાઈનું મુખડું સૌથી મોંઘું.

× × × ×

રત્નાગરની લહેરો ખારી, ભાઈની સૂરત સૌથી સારી.

× × × ×

ભાઇને પારણે પોપટમોર, ભાઈને પારણે હીરની દોર.
ભાઇને પારણે ફૂલ્યાં ફૂલ, ભાઈના પારણાનું નહિ મૂલ.

× × × ×

ચાલે ચાલણગાડી વડે, કંકુ કેરાં પગલાં પડે.

બીજું હાલરડું છે દયારામ કવિવરના દેશવિખ્યાત ઢાળનું.

મારા લાડકડા કુંવરજી! પોઢો પારણે,
તમને પરમેશ્વરની રક્ષા દહાડોરાત;
મારી આંખોના તારા છો કુંવરજી! તમે,
તમો ઊપર વારી નાંખું મારી જાતઃ
મારા લાડકડા કુંવરજી! પોઢો પારણે.

× × × ×

તારૂં પારણિયુ મઢાવું માણેકમોતીએ,
ઉપર મેલું મેના પોપટ મોર ચકોર;

પારણિયાને ફરતી ઘમઘમ ઘમકે ઘૂઘરી,
હોરે હીંચોળું લઇ રૂડી રેશમદોરઃ
મારા લાડકડા કુંવરજી! પોઢો પારણે.
પછી માતા ઉરના કોડ ને મનના મનોરથ ગાય છે.
મારો નાનકડો થાશે મોટો નાણાવટી,
વહાણવટાનો વળી વિધવિધ કરશે વ્યાપાર;
રાજસભામાં પણ રૂડી રીતે બીરાજશે,
શાબ્બો શાબ્બો કહેશે સર્વ મળી સરદારઃ
મારા લાડકડા કુંવરજી! પોઢો પારણે

દલપતકવિતાને ભાવીની રાજસભાનાં સ્વપ્નાં આવે છે, ને ભૂતકાળની ગુર્જરમહાપ્રજાની સાગરસફરો એ ભૂલી જતી નથી. ખંભાત ઘોઘા સૂરતનાં બ્હારાંઓ અને નવી ગુર્જરસોહામણી મુંબઈનગરીમાં આવતા ઇતિહાસની પગલીઓ કવીશ્વરે દીઠી હતી.

ભાઈડા વીરની વર્ષગાંઠ કઈ વિધે ઉજવાય છે?
આજ માળી લાવ્યો ફુલછાબડી
ગૂંથી ગજરા તોરા ને હાર રે;
લાવ્યો તમોળી પાનનાં બીડલાં,
મળ્યા મિજલસમાં સરદાર રે.
× × × ×
દીધાં દાન ઘણાં જન દીનને,
આપ્યા સેવકને સિરપાવ રે;
પૂજ્યાં ગોરગોરાણીને પ્રીતથી
ભણે અંતરમાં ધરી ભાવ રે.

પછી નવવાંચનમાળાના કવીશ્વર નિશાળે બેસાડતાં એ નવનિશાળિયાને સદ્બોધે છેઃ

ભણતાં અર્થ સમજીને ધરજો અંતરે,
નવ કરશો પોપટના જેવો પાઠ રે.

આજ તો આધેડો 'અચરે અચરે રામ' ઉચ્ચારે છે ને પોપટના પાંજરાથી યે વજ્રઅધિકી ગુલામબેડીઓ સ્વતં-ત્રતાને નામે સરજાઈ છે ત્હાં દલપતસદ્બોધ એ નવગુલામ-મંડળમાંથી કોણ કોણ ઝીલવાના હતા?

પછી દલપતયુગના ઘડાતા ઈતિહાસનું ગીત છે, ને ગુજરાતભરમાં ઘૂમી ઘૂમીને નવયુગનું આંબાવાડિયું વાવનાર સ્વયં એ નવવિદ્યારૂપી આંબાની ગુણગીતા ગાય છે.

રાણી વિકટોરીઆના રાજ્યમાં
વિદ્યારૂપી રે રૂડો રસાળ
સાહેલી રે આંબો મ્હોરિયો.
આંબો રોપાયો મુંબઈ શહેરમાં;

શારદાપીઠનું સરસ્વતીમન્દિર મુંબઇનગરીમાં છે ને?—
ને પછી સિન્ધુદેશથી કર્ણાટક પર્યન્ત

દેશદેશમાં રે ફેલાઈ ડાળ;
સાહેલી રે! આંબો મ્હોરિયો.

× × × ×

ફૂલ સરસ સુધારાનાં પ્રગટિયાં;

દલપતભાષાકોશમાં સુધારાનો અર્થ છે New civilization એ આપણે પૂર્વે જાણ્યું છે.

રસ એનો રે જ્ઞાન ગણાય;
સાહેલી રે! આંબો મ્હોરિયો.

× × × ×

પત્રે પત્ર દીવા દીસે પ્રગટિયા;
તે તો ટાળે રે ઉરઅંધકાર,
સાહેલી રે! આંબો મ્હોરીઓ.
અજવાળું થયું આખા દેશમાં;
સમજાયું રે સારઅસારઃ
સાહેલી રે! આંબો મ્હોરિયો.

અમૃતફળ સમાં એ આંબાનાં અમરફળ પછી ગુજરાત પામ્યું છે કે નથી પામ્યું? ઘૂવડની આંખે ઈતિહાસ ભણવા હશે તે એમ ભણશે ને કાગડાની આંખે ઈતિહાસ ભણવા હશે તે એમ ભણશે. કવીશ્વર ઋષિવરની આંખે ઈતિહાસ ભણતા ને ભણાવતા કોઈ વાંચે કે ન વાંચેઃ ઈતિહાસની અમૃતાક્ષરી તારકાવલિ શી અનસ્ત તેજજ્યોતે ઝળહળે છે.

ભણીગણીને કુંવર પ્રફુલ્લેલા છોડ જેવા મ્હોટા થાય છે, ગામપરગામ સુવાસના મહેકી રહે છે, ત્હારે વેવિશાળિયા આવે-છે, ને વેવિશાળનું ગીત ગવાય છે

કહો, આપ ક્યાંથી પધારિયા? સુણો, શાણા સાહેબજી!
કહો આપની શી છે પેર રે? સુગુણવાન શાણા સાહેબજી!
રાજનગર થકી આવિયા, સુણો, શાણા સાહેબજી!
પૂછતાં આપને ઘેર રે, સગુણવાન શાણા સાહેબજી!
અરજ અમારી એક છે, સુણો, શાણા સાહેબજી!
કોડથી કરશો કબૂલ રે, સગુણવાન શાણા સાહેબજી!

ચંપાણું ચિત્તમાં ચાહીને
નિરખો સાસેરવેલ, લાયક વસન્ત લાવેલ;
ઓઢો ચળકતી ચુન્દડી.

ચુન્દડી છે ચોખા હીરની,
વણકર હાથે વણેલ, રંગરેજે રંગેલ;
ઓઢો ચળકતી ચુન્દડી.

× ‥ × × ×

ચીતરનારે તે ચુન્દડીમાં
ચીતરી છે રાશિ બાર, અમરવેલ આકાર;
ઓઢો ચળકતી ચુન્દડી.

ચીતર્યાં સૂરજ ને ચંદ્રમા,
ચીતર્યાં પુષ્પ અપાર, મનહર ચુન્દડી મોઝાર;
ઓઢો ચળકતી ચુન્દડી.

લગ્નની વરઘોમાં પછી પાપડ વણાય છે, વડીઓ મૂકાય છે, રાત્રે રાત્રે ગીત ગાતાં મધરાત જામે છે, ત્હારે ભાઈને બ્હેનડબા સાંભરે છે. હજી બ્હેનડબા નથી આવ્યાં એના અધૂરા ઓરતાનું કવીશ્વરનું બાંધવગીત છે. ભાઇને ઘેર ભગિની કે ભગિનીને ઘેર ભાઈ પધારે છે ત્હારે ત્હારે દલપતકવિતાનાં સુકુમાર-કુંળામાં કુંળા ભાવો જાગે છે.

વીરાની વરઘો વચમાં રહી હવે થોડી,
બ્હેની અદ્યાપિ કેમ ન આવિયાં રે?
શું એમના સસરાજીએ રજા ન આપી?
શું એમના સાસુએ અટકાવિયાં રે?

બહેની વિના તો મુજને કશું યે ન. સૂઝે;
કુળરીત કોણ બતાવશે રે?
રાતદિવસ હું તો જીવમાં રે ઝંખું
માડીની જાયી ક્યારે આવશે રે!

'માડીની જાયી' અને 'માડીનો જાયો' બોલતાં બોલતાં તો દલપતકવિતાનું જાણે ગ્હેકું ભરાય છે.

પછી મંગળતિથિએ ઘર રંગાવા મંડાણાં.

ચીતરવા ઘર ચીતારા બેસારિયા;
ચીતરે છે કાંઈ સુંદર ચિત્ર વિચિત્ર રે,
ચતુર ચીતારા રે ચીતર ચીતરે.

× × × ×

ચીતરી છે ક્યાંઈ ચૉરી બહુ ચતુરાઈથી.

× × × ×

ચીતર્યાં છે ક્યાંઈ નટના ખેલ નવાઈના.

× × × ×

ચીતરી છે ક્યાંઇ રાજસભા સોહામણી.

× × × ×

ચીતરી છે ક્યાંઈ ફૂલની ફૂલવાડી ઘણી.

× × × ×

ચીતરી છે ક્યાંઈ સેના સામાસામીઓ.

× × × ×

ક્યાંઈ તો ચીતરિયાં માણસ ચીનનાં.

× × × ×

ક્યાંઈ તો અગ્નિરથ નીતમ નીરખ્યા.

× × × ×

રીસ રૂદે નવ રાખશો, સુણો, શાણા સાહેબજી !
ભાસે તેમાં જો ભૂલ રે, સગુણવાન શાણા સાહેબજી !
છો જી મોટા કુળના તમે, સુણો, શાણા સાહેબજી !
મોટાં તમારાં છે ઘર રે, સગુણવાન શાણા સાહેબજી !
લાયક લક્ષણઆગળો, સુણો, શાણા સાહેબજી !
છે જી તમારો કુંવર રે, સગુણવાન શાણા સાહેબજી !
અમ ઘેર કન્યા કુંવારડી, સુણો, શાણા સાહેબજી !
આઠ વરસની એહ રે, સગુણવાન શાણા સાહેબજી !
લાયક લક્ષણવન્તી છે, સુણો, શાણા સાહેબજી !
તમ ઘર યોગ્ય છે તેહ રે, સગુણવાન શાણા સાહેબજી !
વરકન્યા છે હજી બાળુડાં, સુણો, શાણા સાહેબજી !
આપો અગાઉથી વચન રે, સગુણવાન શાણા સાહેબજી !
ઉમ્મર લાયક થયે એમનાં, સુણો, શાણા સાહેબજી !
લાયક કરવાં લગન રે, સગુણવાન શાણા સાહેબજી !
શક્તિ પ્રમાણે આપશું, સુણો, શાણા સાહેબજી !
સનમાન સારી રીત રે, સગુણવાન શાણા સાહેબજી !
તેટલી મુદ્દતમાં થશે, સુણો, શાણા સાહેબજી !
વરકન્યાને પૂરી પ્રીત રે, સગુણવાન શાણા સાહેબજી !

બાળાપણમાં સગપણ થયે સરઅવસરે વરકન્યા પરસ્પરને ઘેર આવે જાય; વારતહેવારે જમવાને ન્હોતરાય, ઉત્સવપર્વોએ મીઠાઈહારડા મોકલાય, વર સ્હમજે કે આ મ્હારી વધૂ ને કન્યાને થાય કે આ મ્હારો વર ને આ મ્હારૂં ઘર: અને એમ રસિક રીતરિવાજોમાંથી ઉરભાવ

જાગે ને દ્દીભૂત થાયઃ કવીશ્વરે ચીતરેલું એ આપણા સંસારનું સુઘડ સુન્દર રસચિત્ર.

વેવિશાળનું એક બીજું ગીત છે.

એક પાટણનો પોપટ પીળી પાંખનો રે;
તે તો ભમ્યો ભમ્યો દેશપરદેશ રે,
બીજે ક્યાંઈ મનડું માન્યું નહિ રે.

જ્યારે દીઠો જથો દાડમ ને દ્રાખનો રે,
ત્યારે હરખ્યો હરખ્યો હૈડામાં વિશેષ રે,
બીજે ક્યાંઈ મનડું માન્યું નહિ રે.

એક કોયલડી કાશ્મીર દેશની રે,
તે તો ભમી ભમી ભૂગોળખગોળ,
બીજે ક્યાંઇ મનડું માન્યું નહિ રે.

એને ખુશીમાં ખામી ન રહી લેશની રે,
જ્યારે આંબે દીઠી આંબાફળની ઓળ રે,
બીજે ક્યાંઈ મનડું માન્યું નહિ રે.

પાટણનો પોપટ ને કાશ્મીરની કોયલના લગ્નોત્સવ ૧૮૮૦માં કવીશ્વર કલ્પતા હતા. આજ—૧૯૩૬માં પાએક સદીથી કાશ્મીરનાં મહારાણી ગુજરાતણ છે. સાચેસાચ ! કાલની કવિતા એ આજનો ઈતિહાસ છે, ને આજની કવિતા એ કાલનો ઇતિહાસ છે.

પછી ચુન્દડી ઓઢાડવાને કન્યાનો શ્વસુરપક્ષ વ્હેવાઈઘેર જાય છે ત્હારનું દલપતગીત છે.

આવ્યાં ગોરગોરાણી સજોડલે;
દેખી હૃદયે થઈએ રળિયાત,
સજોડે સાજન મળ્યાં.

ભલે ભાઈ-ભોજાઈ પધારિયાં.

× × × ×

શાણાં નણંદ આવ્યાં નણદોઈ સાથે.

× × × ×

જેમ પુષ્પની સાથે સુવાસના;
જેમ વીજ સાથે વરસાદ,
સજોડે સાજન મળ્યાં.

જેમ ચંદ્ર સાથે શોભે ચાંદની;
જેમ મીઠાશની સાથે સ્વાદ,
સજોડે સાજન મળ્યાં.

જેમ જ્ઞાનની સાથે ગુણાવળી;
જેમ વિદ્યાની સાથે વિવેક,
સજોડે સાજન મળ્યાં.

જેમ ધર્મની સાથે દયા દીસે;
એવાં એવાં છે ગણતાં અનેક,
સજોડે સાજન મળ્યાં.

જેમ સાગરની સાથે લહેર છે;
જેમ વાણી છે અર્થની સાથ, (કાલિદાસ)
સજોડે સાજન મળ્યાં.

પરમાર્થ સાથે જેમ કીરતી;
એમ નારીની સાથે છે નાથ,'
સજોડે સાજન મળ્યાં.

કવીશ્વરને ત્ય્હારે સોહાગસોહગણના સજોડીલા કોડ હતા, અને પચ્ચાસે વર્ષે એ દલપતકોડ આજ આપણે સંસારે ફળ્યા છે. 'નારીની સાથે નાથ'ની દલપતઉપમાઓમાં નરનાં મૂલ મોંઘેરાં છે કે નારીનાં? કવીશ્વરે નારીનું માનપલ્લું નમતું રાખ્યું નથી.

પછી વર લાડકડાને ચંપાની ઉપમાએ ગાયો છે, ને વનમાંનાં સૂડલાકોયલડીનું-કે નગરવાસી સૂડલાકોયલડીનું? સંવાદગીત છે.

બાલૂડો વર પછી ભણી ઉતર્યો, પ્રવાસે જઈ આવ્યો, ધનુર્વિદ્યા શીખ્યો, 'પ્રવીણ પૂરા પણ પૂછવા' ને આવવા લાગ્યા.

'વૃદ્ધ સમાન વદે મુખ વાણી,
'ગંભીરતા ઉર આણી.
'દીસે ડાહ્યા સહુ થકી ડાહ્યો:'
એમ બાળ મટી જોબનઝોળે બેઠો એનું ગીત છે કે
લાડે લીધી લાયકી રે લાખેણી.

આટઆટલી વાનગીઓ ચાખ્યે રસ પડ્યો હોય તો વાંચક! બાકીની ગીતમાળા વાંચી જજે. વરકન્યાના કોડ, પરસ્પરને છબિઓ ને પ્રેમપત્રિકાઓ-પાઠવવાના રસલ્હાવ, મેળામન્દિરોમાંનાં દૃષ્ટિયોગ, પરસ્પરની ગુણપરીક્ષા, અને એવાં કલ્પનારંગેલી વાસ્તવિકતાનાં લલિત સંસારચિત્રો

કયાંઈ તો નામાંકિત કિલ્લો ચીતર્યો;
કયાંઈ તો મુંબઈનો ટાઉનહાલ,
ચતુર ચીતારા રે ચીતર ચીતરે.

કયાંઈ તો નામાંકિત પર્વત ત્યાં કર્યો;
કયાંઈ તો વળી તાજમહેલનો તાલ,
ચતુર ચીતારા રે ચીતર ચીતરે.

કવીશ્વરની Picture Gallary–ચિત્રસંગ્રહસ્થાન પ્રાચીનતા ને અર્વાચીનતામાં વિહરતા કો મહાકલાકારને શોભતું હતું. એમાં તાજમહેલે હતો અને મુંબઇનો ટાઉન હોલે હતો.

પછી લગ્નની કુંકુમપત્રિકાઓ લખાઈ.

સાતસેં સાંઢણીઓ શણુગારો રે;
નીરો એમને નાગરવેલનો ચારો રે.

કાગળ, કંકોતરીના લખાવો રે;
સોનેરી વરખથી તે શોભાવો રે.

સ્નેહી–સગાંને તેડવા કાજ રે;
એક–એક સાંઢણી મોકલો આજ રે.

બ્હેનડબા વીરને કંકોત્રી લખી મોકલે છે.

વીરા! છો તમે પ્રૌઢ પરાક્રમી રે;
વળી ધર્મધુરન્ધર ધીર રે,
વીરાજી! પગરણે વહેલા પધારજો રે.

× × × ×

વીરા ! વહેલાં અગાઉથી આવજો રે;
સર્વ કુટુંબને લાવજો સંગ રે,
વીરાજી ! પગરણે વહેલા પધારજો રે.

તમો આવ્યે દિવસ દેખું ઉજળો રે;
તમો આવ્યે રૂડા રહેશે રંગ રે,
વીરાજી ! પગરણે વહેલા પધારજો રે.

હું તો રાતદિવસ રહું ઝંખતી રે;
ક્યારે દેખું માડીજાયાનું મુખ રે,
વીરાજી ! પગરણે વહેલા પધારજો રે

પછી લાભ ચોઘડિયે શુભ અવસરનો મંડપ રોપાયો.

સરખી સાહેલીઓ સહુ મળી, આનંદ અદકેરો આજ રે;
સુકૃતની ઘડીઓ સફળ ફળી, આનંદ અદકેરો આજ રે.

× × + ×

અત્તર ગુલાબ છંટાવિયે, આનંદ અદકેરો આજ રે;
પાનનાં બીડાં વ્હેંચાવિયે, આનંદ અદકેરો આજ રે.

× × × ×

દૂધડે મેહુલા વરસિયા, આનંદ અદકેરો આજ રે;
સોનાના ડુંગર દરસિયા, આનંદ અદકેરો આજ રે.

એ મંગળમંડપમાં સજોડલે સાજનિયાં આવ્યાં ને ગાનારીઓ ગાજી ઉઠી.

રાજા સાથે રાણીજી, પધારિયાં;
આવ્યાં શેઠાણી શેઠ સંઘાત,
સજોડે સાજન મળ્યાં.

દીકરી! આંગણા માંહી તું ઉભી રહે;
નેહે એક વાર નિરખું તારૂં સુખ રે,
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

ગુર્જરસંસારના અવગુણો ને અધુરપોંની વ્યાખ્યાનમાળાઓ પાઠક! ત્હેં બહુબહુ સાંભળી હશે. ગુર્જરસંસારનાં ગુણગૌરવતા ને વડલા સમી ઘેરગંભીરતા નિરખવાં હોય તો કોક નવરાશની ઘડીએ માંગલિક ગીતાવલિની કાવ્યયાત્રા કરજે. ત્હાં ત્હને એ દેખાશે જે સુજનતાના માંડવછાંયડે દેખાય છે, ગુણવન્તાંનાં ગૃહસંસારે દેખાય છે, દેવમંદિરે દેખાય છે, દિલના દરિયાવમાં દેખાય છે.

માંગલિક ગીતાવલિ ગુર્જરસંસારનું ગૌરવચિત્ર છે.

મુંબઈમાં એક સંગીતરસિયા સાજન હતા. પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરની પાડોશમાં રહેતા. નિત્યનિત્યે રામજણીઓનાં સંગીત સાંભળવામાં અધઅડધી રાત્રી ગાળતા. એક વેળા ગજ્જર સાહેબને ત્હાં આ ચરિત્રઆલેખક મહેમાન હતો. ત્હાં એ સંગીતરસિયા પાડોશી મળ્યા અને આપણી વર્તમાન સંગીતદશાનો વાર્તાલાપ મંડાયો. ત્હારે અન્તરિયાળ એ બોલી ઉઠ્યા કે: ' ન્હાનાભાઈ! ગીત તો બહુ સાંભળ્યાં; માઝમ રાતના પ્રહરો ભરી ભરીને સાંભળ્યાં. પણ પેટલાદમાં એકદા સાંભળ્યુ હતું એ તે ગીતઃ દ્રાક્ષથી મધુરૂં ને સાકીથી સુન્દર.-વરઘોડાની વાડી પાછળ ગવાતું હતું: માલણ! ગૂંથી લાવ્ ગુણિયલ ગજરો.' એ સંગીતરસિયા કાંઈ સાહિત્યરસિયા ન હતા, ને જાણતા ન હતા કે એક દલપતગીતના પોતે પ્રશસ્તિબોલ બોલતા હતા. મ્હેં કહ્યું:

'બાઈ! એ તો આપના પિતાના મિત્રનું દલપતગીત,
સૂરત ને અમદાવાદ—સારૂં ગુજરાત ગાય છે એ ગીત.'
વાંચક! તું યે વાંચ ને ગા એ દલપતગીત. ઢાળ ન આવડતો
હોય તો ત્હારી બ્હેનને કે પત્નીને પૂછી લેજે.

માલણ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો;
તારા ગજરાનો માનીશું મજરોઃ
માલણ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

કવીશ્વરે જાણે 'વર લાડકડાને કાજે' કાવ્યગજરો
ગૂંથી લાવવાને કવિતામાલણીને વિનવી છે કે શું?

તારા ગજરાનુ આપીશું મૂલ;
મંહી ગૂંથજે ગુલાબનું ફૂલ;
તું જે કહીશ તે કરશું કબૂલઃ
માલણ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

જેવી હોય તારી ચતુરાઈ,
તેવી કરજે તેની સરસાઈ;
કાંઈ બાકી ન રાખીશ, બાઈ!
માલણ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

એવી કરજે કારીગરી એમાં,
જુક્તિ હોય જોવા જેવી જેમાં;
મોહ પામે મુનીવર તેમાંઃ
માલણ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

વર લાડકડાને રે કાજે,
એવો ગૂંથજે ગજરો તું આજે;

ત્હાં નિહાળાશે. અંહી તો એકાદબે બીજી વાનગીઓ ચખાડીને સમાપીશું.

'' બે હજાર વર્ષ પૂર્વે કવિવર કાલિદાસે શકુન્તલા વિદાયને અવસરે કણ્વ મહર્ષિની આંખેથી આંસુ પડાવ્યાં ત્હારથી આર્યસંસારે પુત્રીવિદાયને પ્રસંગે સંસારી માતાપિતાઓ આંસુ પાડતાં આવ્યાં છેઃ આનન્દઉત્સવની તિથિએ એ હર્ષાશ્રુ નથી, શોકાશ્રુ છે. વર કોડીલો છે, વ્હેવાઈ ગુણવન્ત છે, સાસરવેલ પ્રેમાળ છે. નવવધૂને સહુ સત્કારેસન્માને છે કે

> તમને વહાલી જેવી તેહ રે,
> અમને પણ એવી વહાલી એહ રે.

છતાં પ્રસંગ જ કોક અટપટો છે. એ વિદાયવેળાનાં જૂનાં ગીતો પણ અશ્રુઓ પડાવે છે, નવાં ગીતો પણ અશ્રુઓ પડાવે છે. જૂના ગીતમાં વિદાય લેતી પુત્રી ગાય છેઃ

> અમે રે લીલા તે વનની ચરકલડી, ઉડી જાશું પરદેશ જો;
> આજે દાદાજીના દેશમાં, કાલે જાશું પરદેશ જો.

દલપતગીત પણ કરુણરસની વિષાદઘટા જમાવે છે, ને ધરતીદઝાડતા અશ્રુછાંટા પડાવે છે.

> ચંપોખાઈને સાસરે વળાવતાં;
> માતા કનકાવતી વદે વેણુ રે,
> દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.
> દીકરી! જૂદાં પડયાનું જીવમાં લાવતાં
> મારાં નીરે ભરાઈ આવે છે નેણુ રે,
> દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

મારી છાતીથી કદિ, મેં છોડી નથી;
દીકરી! ધાર્યું મેં તુજ વિશે ધ્યાન રે,
દિલડાહી દિકરી! પરણીને પીયરથી પધારિયાં.

દીકરી! કદિ યે મેં તને તરછોડી નથી,
દિલમાં જાણી મેં દીકરા સમાન રે,
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

લાડકોડ હું તુજને લડાવતી,
હું તો જાણતી તુજને જીવનપ્રાણ રે;
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

× × ×

દીકરી! તારો વિજોગ નહિ વીસરે;
તારા સદ્‌ગુણ સાંભરશે સદાય રે,
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

દીકરી! તુજ વિના દિવસો નહિ નીસરે,
જેમ વચ્છ વિછોઈ પડી ગાય રે,
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

દીકરી! એક વાર નેહથી નિહાળ તું,
તારો ટળવળે સહિયરોનો સાથ રે,
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

તારાં ભાઈ–ભોજાઈ સામું ભાળ તું;
તેનાં હૈડાં તો રહેતાં નથી હાથ રે,
દિલડાહી દીકરી! પરણીને પીયરથી પધારિયાં.

ભજનઢાળ, ભોજનના ચાબખા, પ્રેમાનન્દશાઈ દેશીઓ, દયારામની ગરબીઓ, સ્ત્રીજનતાના રાજિયાપરજિયા, ને સંસારસંસ્કારપ્રસંગોનાં લોકગીતોમાંનાં વિધવિધભાવી સારંગપ્રલંબ ઘોળો. દહાડે દહાડે આજ આથમી જતી તળપદી ગુર્જર ગીતલક્ષ્મીના ગીતસંગ્રહો લેખે પણ કચ્છગરબાવલિનાં ને માંગલિક ગીતાવલિનાં મૂલ ઓછાં નથી. કવીશ્વરે ઢાળચરણો ટાંક્યાં છે એ આદ્યચરણોનાં પાંચ આખાં ગીતો ઉતરાવનારા આજના સાહિત્યસ્વામીઓ કોણ કોણ ? નવો કોઈ દલપત ને મળવે આપણાં શોકગીતો સંગ્રહાયાં–સચવાયાં નહિં, જીવનમાંથી ગયાં છે ને સ્મરણોમાંથી જવા બેઠાં છે આપણાં ઘણાં સંસ્કારગીતો અને સ્ત્રીસુન્દર ગરબીઓનાં ભાગ્યાંતૂટ્યાં અવશેષઅંગો ને ઇતિહાસસ્મરણો દલપતકવિતાનાં વિશાળ ગીતસંગ્રહોમાં સજીવન છે. કચ્છગરબાવળી ને માંગલિક ગીતાવલિ આપણી તળપદી ગુર્જરગીતલક્ષ્મીનાં અજોડ સંગ્રહસ્થાનો છે.

વેનચરિત્રમાંની દેશીઓની પેઠે કચ્છગરબાવળી ને માંગલિક ગીતાવલિનું ગીતસંગીત પણ સર્વાંગે ગુજરાતી જ છે.

અક્ષરમેળ સંસ્કૃત વૃત્તો ગુર્જરગિરામાં અર્વાચીન યુગ પૂર્વે ઉતરતાં પણ વિરલ ઉતરતાં તે દલપતકવિતાએ લોકપ્રચલિત કીધાં. દલપતપિંગળ એ આપણું પ્રથમ અને પ્રજાસન્માન્ય પિંગળશાસ્ત્ર. વ્રજભાષાનાં દૂહા સોરઠા ચોપાઈ હરિગીત ઝૂલણા–એ માત્રામેળ છન્દો છન્દનિષ્ણાતની નિપુણતાથી કવીશ્વરે લખ્યાં છે. 'કવિતમનહર તો દલપતરામના જ' એમ ત્હારે બોલાતું અને આજે ઉથાપાયુ નથી. વેન-

ચરિત્રમાં પ્રેમાનન્દશાંઇ દેશીઓનું છન્દસ્વામીત્વ એટલી જ કુશળતાથી કવીશ્વરે દાખવ્યું છે. દલપતગરબાવળી કચ્છ-ગરબાવળી ને માંગલિક ગીતાવલિમાં તાલમેળ ગરબીઓ અને ધોળોની દલપતસૂરાવટ સારંગીના સો-સો તારોથી ઓછી નથી. અક્ષરમેળ માત્રામેળ તાલમેળ-માત્ર છન્દ-સામગ્રીની જ વિવિધતાની કાવ્યકલાદૃષ્ટિએ નિહાળતાં દલપતકવિતાનું ગીતબાહુલ્ય આજના કેટકેટલાક કવિવરોમાં દેખાશે ? દલપતગેયતાની વિશાળતા સરસ્વતીના સપૂતશોભતી ગમ્ભીરવિસ્તારી આતમભર વીણાનાદની છે.

વાંચક ! દલપતકાવ્યમાંની અન્ય કવિતા તું નહિ વાંચે, અને માત્ર કચ્છગરબાવળી ને માંગલિક ગીતાવલિ-માંની જ દલપતકવિતા વાંચીશ ત્હોયે આ ગ્રન્થમાં વારંવાર ઉચ્ચારાયેલુ મહાસૂત્ર ત્હને પરખાશે કે કવીશ્વર ત્હારે ગુર્જરસંસારનું સૂકાન પ્રાચીનતાને આરેથી અર્વા-ચીનતાના આરા ભણી વાળતા હતા, ગયા યુગમાંથી ગુર્જરમહાપ્રજાને નવયુગમાં ઉતારતા હતા. દલપતકવિતા ગુર્જરનૌકાની સંસારસૂકાનધુના ધર્મ પાળતી. સંસ્કૃતિ-ઓનો સમન્વય, યુગયુગના કાળપ્રવાહોનો મહાસંગમ, જૂનાનવાની દેવભાતીગર ચિરંજીવ તત્ત્વગૂંથણી એ દલપત-જીવનનો ને દલપતકવિતાનો આતમબોલ છે. પેલી ઇંગ્રેજી કહેવત કે New wine in old bottle–જૂના બાટલામાં નવો દ્રાક્ષાસવ એનાં પ્રત્યક્ષ દર્શન કરવાં હોય તો કચ્છ-ગરબાવળી ને માંગલિક ગીતાવલિના કાવ્યભંડારે જોજો. જૂની ગીતમાળામાં ત્હાં કવીશ્વરે નવયુગનાં યુગઅજવાળાં

જેવો છત્રપતિને રે ! છાજે :
માલણ ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

ગજરો મૂલ પામે મૂલતાન;
સારો સારો કહે સુલતાન;
થાય ગુણિજન જોઈ ગુલતાન :
માલણ ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

એમાં જુગતી જોવા જોગ જાણી,
ઝાઝો અંગમાં ઉમંગ આણી;
રીઝે રાજા અને વળી રાણી :
માલણ ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

તને આપીશ હીરાનો હાર;
વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મહોર હજાર :
માલણ ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

કવિતાની કીમત ઉર આણે,
એ જ ગજરાનું મૂલ પ્રમાણે;
દાખે દલપત, બીજા શું જાણે ?
માલણ ! ગૂંથી લાવ ગુણિયલ ગજરો.

માલિનીતીરે હલેતી કો કણ્વકન્યા ટહુકતી હોય એવી કવિતાની કીંમત ' જાણણહારી ૨૦મી સદીની આપણી નવશકુન્તલાઓને મુખેથી મીઠપની બોલધારાઓ સમું નિર્ઝરતું આ દલપતગીત અનેક વેળા સાંભળેલું છે.

૧૯મી સદીના પૂર્વાર્ધમાં ગુજરાતને કવિવર દયારામભાઈની ને સ્વામીસંપ્રદાયની ગરબીઓ મળી હતી; ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતને કવીશ્વર દલપતરામની ગરબીઓ મળી. આખી યે ૧૯મી સદીમાં ગુજરાત અને ગુજરાતણો ગામેગામે ને પોળેપોળે ને ચોકેચોકે ગરબાગરબીઓના હિન્ડોળે હીંચકતાં.



## પ્રકરણ ૩ જું, ભાષાકવિતા

श्री राजदुर्गाख्य पुराधिनाथो
मेरामणाख्यो यदुवंशजातः
ग्रंथोऽयमीशांघ्रिरतेन तेन
कृतोऽस्ति रत्यै रसवज्जनानम्.

જાદવવંશમાં જન્મેલા, ઇશચરણમાં રતિવાળા, રાજકોટ નામના પુરના મહેરામણજી નામના રાજવી-તેમણે રસવન્તા જનોની પ્રીતિને અર્થે આ ( પ્રવીણસાગર ) ગ્રન્થ રચેલો છે. પ્રવીણસાગર, લહેર ૮૪; શ્લો. ૪૫.

संग तजी अधमको अंग पुनि कीजे स्वच्छ,
वचनसें मनहुसें तेसें ही बनीके रहो;
द्वय लोक दाई सुख लच्छीपति दहै दुःख,
सुखधाम वामदेव-द्वराको मिलन लहो.
श्रीपुरारी दया धारी रीझीके संपति देहै,
संडिके सो मूर्खता विद्वान करे तवे, अहो!
डर कोउका न रहे दसो दिशे रातिद्योस,
भूतलमें महासुख सेवो ज्यों तुम ही चहो.

પ્રવીણસાગર ગ્રન્થની છેલ્લી ૮૪ મી લહેરમાં પાઠકને આશીર્વાદાત્મક આ ૪૪ મું કવિત છે. એમાંના પ્રત્યેક ચરણમાંના પ્રથમાક્ષરે પંચમાક્ષરે નવમાક્ષરે ને ત્રયોદશાક્ષરે નીચેનો દુહો અન્તર્લાપિકાપણે ગૂંથેલો છે.

संवद्वसु मो खंड भू, अमदाबाद मुकाम,
अंते लहरी द्वादसे कीनो दलपतराम.

કવિતા કોઇ એક દેશનો કે એક ગામનો વારસો નથી.

લાડડો પાન ચાવે ને રસ ઢોળે,
લાડડો વળી વળી પાછું જુવે;
જાણે મ્હારા બાપા સાથે આવે,
જાણે મ્હારા સસરાનો રંગ રાખે.

કુંવર હેલ દઈ ઘોડે ચ્હડિયા,
ત્હેમના વેરીને ધ્રાસકા પડિયા.

અથવા

ગુલાબવાડી ચોટા વચ્ચે રો–ઓ–પી છેઃ

આપણી રસભરી લોકલક્ષ્મી સમાં વરઘોડાનાં એ સૈકાંઓજૂનાં લોકગીતો હજુ આથમ્યાં નથી ને નહિ આથમે. એ ગીતોમાંની કવિતા ને સંસારભાવ એવા અમર છે. ગજરાનું દલપતગીત પણ એમની અમરતાની હારમાં જઈને બેઠું છે, ને ગુર્જરી ગૃહકુંજો એ દલપતકવિતારસથી લીલીછંમ છે.

આપણા કાવ્યભંડારમાંના અક્ષરમેળ વૃત્તો માઘકાલિદાસની ગિર્વાણ વાણીમાંથી આવેલા છે; માત્રામેળ છન્દો, દોહા ચોપાઈ છપ્પય હરિગીત, ચન્દતુલસીની વ્રજભાષામાંથી આવેલા છે; લયબધ્ધ ઉસ્તાદી રાગરાગણીઓ દિલ્હી આગ્રા લાહોર બનારસની સંગીતવિશારદતામાંથી આવેલાં છે; ગઝલોનું ગઝલીસ્તાન ફારસીમાંથી આવેલું છે. ગુજરાતની તળપદી ગીતલક્ષ્મી તો છે નરસિંહમીરાં ને ભીમભાયુના

સંભર્યા છે. પ્રાચીનતાની સત્ત્વશાળી ગુણલક્ષ્મીનાં જતન કરીને દેશે ને કવિતાદેશે કવીશ્વરને ખીલાવવીમ્હોરાવવી હતી. સંસ્કૃતિઓના સંગમઘાટે કવીશ્વર બેઠા હતા અને એ સંગમતીર્થના કવીશ્વર પુણ્યનિર્મળા કવિતાદેવ હતા. ગુજરાત દલપતરામને ત્હારે એ ભાવે પૂજતો.

અર્વાચીનતાની ક્યારીઓમાં દલપત ગરબીભટ્ટે વાવેલા કાવ્યછોડને પછી આપણી રાસસમૃદ્ધિરૂપી ફૂલડાંઓ આજ પ્રફુલ્લી ઉઠ્યાં છે. પણ માંગલિક ગીતાવલિ તો–રાસમાળાની પેઠે–અધીં સદીભર અનુપમ જ રહી છે. આપણાં સંસ્કારગીતોની એવી કવિતાનિર્ઝરતી બીજી નવગીતાવલિ હજી પ્રગટી નથી. લોકઝીલાતી કવિતા લખવાને લોકહૈયાંની તીર્થયાત્રા કરવી પડે છે એમ સંસારકવિતા લખવાને સંસારહૈયાંની તીર્થયાત્રા કરવી પડે છે. દલપતરિસાયેલા આપણા કેટલાયેક નવીનોએ દલપતકવિતાના સર્વાનુભાવી સંસારપન્થ ને લોકસંગ્રહના રાજમાર્ગ ત્યાગીને સ્વાનુભવકવિતાની કેડીઓ ખેડી, અને એથી સંસારઝીલાતા ઓછા થયા. શાળાના પરિષદના કે શારદાપીઠના માત્ર દલપતરામ કવિ ન્હોતા, સમસ્ત દેશજનતાના–ગુર્જરમહાપ્રજાના કવીશ્વર હતા; કારણ કે લોકસંગ્રહ એ જ દલપતકવિતાનો મહદાશય હતો.

દલપતકવિતા ત્હારે ઘરઘરમાં ગવાતી ને હૈયેહૈયે વિરાજતી.

ગુજરાતની પુરુષજનતા ત્હારે ઝીલતી એટલી જ આતમભર દલપતકવિતાને ત્હારે ગુજરાતની સ્ત્રીજનતા ઝીલતી અને રસતરબોળ થઇ આનન્દતી.

પ્રવીણસાગર એટલે સાગરવિશાળો ને સાગરગુણ ગંભીરો મધ્યયુગનો હિન્દી ભાષાનો ગુર્જર મહાગ્રન્થ. એક રાજવી, એક દેવીપુત્ર, એક જતી, એક શાસ્ત્રી–એમ કાવ્યવિશારદ સપ્તર્ષિમંડળે યજ્ઞજ્વાળા સમી કાળી, કરાળી, વાદળશામળી, કાળમીઢી આજી નદીના આરાના દરબારગઢની અગાસીઓમાં વિ. સં. ૧૮૩૮ માં રચેલું એ મહાકાવ્ય. તે પછી બરાબર સોએ વર્ષે અને મધ્યયુગ ઉતરીને નવયુગ બેઠાના મહાન યુગપલટા પછી એ સપ્તર્ષિમંડળની મધ્યે ધ્રુવ તારલા સમા આઠમા કવીશ્વર દલપતરામ જઇને બિરાજ્યા. એ ઇતિહાસયોગ બન્યો શી વિધે ! ક્યહાં આજીતટતપતા રાજવી ને ક્યહાં સાબરતટનિવાસી વિપ્રદેવ ! ક્યહાં મધ્યયુગનો ગાજતો મહેરામણ ને ક્યહાં નવયુગનો ધીરગંભીર કવિતાકોડામણો કવીશ્વર ! મધ્યયુગનો ને નવયુગનો એ અદ્‌ભુત યોગ બન્યો શી રીતે ?

એ કાવ્યયોગ આમ બન્યો.

દલપતરામ જન્મે ગુજરાતી હતા અને અભ્યાસે હિન્દી હતા. ચન્દરાસાની પરાક્રમગાથાને કારણે ત્યહારે રાજદરબારોમાંની રાજભાષા હિન્દી હતી; સૂરદાસજીની સૂરાવટ મધુરી પદાવલિને કારણે કૃષ્ણમન્દિરોમાંની કીર્તનભાષા હિન્દી હતી; તુલસીકૃત રામકથાના મહાગ્રન્થને કારણે તીર્થતીર્થવાસી જોગીઓની જોગભાષા હિન્દી હતી; ભારતના પ્રાન્તપ્રાન્તે ઘૂમતી દેશીપરદેશી સેનાઓના સેનાનીઓની સૈન્યભાષા હિન્દી હતી. વિચારસાગર સમા સમર્થ વેદાન્ત ગ્રન્થો ત્યહારે હિન્દીમાં લખાતા, કાવ્યશાસ્ત્રો ત્યહારે હિન્દીમાં રચાતાં, આપણો મધ્યયુગનો જ્ઞાનભંડાર હિન્દી ભાષામાં

હતો. કો મહત્વાકાંક્ષીને ભારતવિખ્યાત મહાગ્રન્થ ગૂંથવો હોય તો ત્હારે હિન્દીમાં ગૂંથતા. પૂડી નિશાળનાં પગરણ, હિન્દી ભાષાજ્ઞાનનાં ભંડારદર્શન, ને સંસ્કૃત અભ્યાસની શાસ્ત્રીયતા એ–આજના વાણીવિભાગે–પ્રાથમિક માધ્યમિક ને ઉચ્ચ શિક્ષણનાં ત્હારે ક્રમિક પગથિયાં હતાં. એ જ્ઞાનત્રિસરણીનાં પગથિયાં કવીશ્વર યથાશક્તિમતિ ચ્હડયા હતા એ આપણે આ જીવનકથાગ્રન્થના કાવ્યદીક્ષાના ખંડ-માંનાં પ્રકરણોમાં વાંચી ગયા છીએ. કવીશ્વરની પ્રથમ વયની આયુષ્યસજાવટ મન્દિરછાયામાં થઈ હતી, સાધુ સન્તોએ કીધી હતી, શાસ્ત્રીય વિધિવિધાને થઈ હતી. સાબરમતીના ચાંદાસૂરજના મહેલમાં જ્ઞાનપંચમીની તિથિએ દલપતફારબસનો જીવનયોગ થયો ત્હારે એ બ્રિટિશ અધિકારીને આ ગુજરાતી કવિવરે એક હિન્દીને શોભે એમ હિન્દી કાવ્યસૂક્તો સંભળાવ્યાં હતાં.

પછી વિશ્વવિધાતાએ કવીશ્વરનો કર્તવ્યદેશ નિર્માણ કીધો ગુજરાત; અને ફારબસનો યે અભ્યાસદેશ નિર્મોયો હતો ગુજરાત. એટલે દલપતફારબસયોગની આદિ તિથિઓમાં જ કવીશ્વરની કાવ્યદિશા બદલાઈ અને ગુજરાતી થઇ. દલપતરામ પછી ગુજરાતીના કવીશ્વર થયા.

એક કોક ધન્ય સમાના અવસરયોગે દલપતરામ ને દલપતરામના ઈતિહાસશિષ્ય સાહેબબંગલાના ઓશરી-પટમાં બેઠા હતા. ઓફિસમાં રજાનો દિવસ હતો. તે તિથિનો અભ્યાસક્રમ પૂરો થયો હતો. સમી સ્હાંજ નમતી હતી, પડછાયા પ્રલંબાતા પગમાં પડતા, તડકા કુમળા ને નિમંળા થયા હતા. યુગયુગની આંખે નિરખતા ગુરુશિષ્ય દેશદેશની

વાતો કરતા હતા. ઘડીકમાં ફારબસ યૂરોપની કો ગુણવાર્તા કહેતો, તો ઘડીક પછી ગુજરાતની કો ગુણવાર્તા પૂછતો ભાગ્યવન્ત કો વિરલાને સાંપડે છે એવો, મચ્છંદરના ગોરખનાથ સમો, એ શિષ્યવર કલ્હારેક ગુરુવર્યનો યે ગુરુ થાય એવો હતો. વાર્તાન્તર્ગત ફારબસે દલપતરામને પૂછ્યું કવેશ્વર! ત્હમે જન્મે ગુજરાતી ને ત્હમારી માતૃભૂમિ ગુજરાત છતાં ગુજરાતી નહિ ને હિન્દી કવિતા કેમ કરો છો? કવીશ્વરે કહ્યું: અભ્યાસે મ્હારો એ છે ને રાજદરબારોમાંની કાવ્યભાષા યે એ છે, તેથી. શિષ્યવરે ફરીથી પૂછ્યું: પણ ખાતરી શી કે ગુણવન્તી હિન્દી ભાષા લખાય છે? વ્રજદેશમાં ત્હમે રહ્યા છો નહિ. શિષ્યવર ગુરુજીને પરીક્ષાના પ્રશ્નો પૂછતા હતા. ગુરુ બોલ્યા: સહુ શીખે છે એમ ગુરુજ્ઞાને શીખ્યો છું ને ભાષાગ્રન્થોમાંથી ભાષાઅભ્યાસ કીધો છે. સંસ્કૃત ભણનારો સંસ્કૃત બોલાતા કિયા દેશમાં જઈ ને ભણી આવે છે? ફારબસ અનુત્તર થયો. પણ અનુત્તરો કાંઇ હમ્મેશાં મળેલા ઉત્તરથી સન્તોખાતા નથી. વાત સમેટતાં ફારબસે કહ્યું: મ્હારી તો બે સૂચનાઓ છે. વિચારજો; ગળણે ગળીને ત્હમે પાણી પીઓ છો એમ ગળી ગળીને પીજો. એક તો એ કે ભાષાપરીક્ષાને અર્થે એકાદો હિન્દી કાવ્યગ્રન્થ રચીને વ્રજદેશમાં મોકલાવાય તો સારૂ, કે આપણને પ્રતીતિ થાય કે ભાષાગૌરવ ગુણવન્તું છે. અને બીજી એ કે આપણે ત્હહાં એ હિન્દી કવિતા સ્હમજશે કેટલાક? આપણે ગુજરાતમાં ફરવું છે, ત્હમારે ગુજરાતને સદુપદેશવો છે, ગુજરાતની વાડીઓમાં જ્ઞાનવેલીઓ વાવવાની છે. ગુજરાત સ્હમજે એવું ગાશો ને? ત્હમારી માતૃભૂમિ ગુજરાત છે, ત્હમારી માતૃભાષા ગુજરાતી છે. ગુજરા-

તીમાં કવિતા કરો તો ગુજરાતીઓ તરત સ્હમજે. શિષ્ય-સદ્બોધે ત્ય્હારથી દલપતરામ ગુજરાતી કવિ થયા.

ને બીજું ભાષાપરીક્ષાનું શિષ્યસૂચન પણ કવીશ્વર વીસર્યા ન હતા. એના કાળયોગની દલપતરામ વાટ જોતા હતા. આયુષ્યનાં છેલ્લાં વર્ષો સૂધી ભાષાકવિતા રચવાનું એ ગુજરાતી કવિવરે પરિત્યાગ્યું ન હતું. રાજદરબારોમાં તો ઘણું-ખરૂં ભાષાકવિતા સંભળાવતા. અભ્યાસબળે કવીશ્વરને હૈયે પ્રથમ ભાષાકવિતા સ્ફુરતી. શિષ્યસદ્બોધે દલપતરામ ગુજ-રાતી થયા, પણ હિન્દી મટયા ન હતા.

ત્ય્હારે કેટલાક એને ભૂલ કહેતા. આજે એને ભૂલ કોણ કહેશે ?

ત્ય્હાર પછી સોળેક વર્ષે, મોડા મોડા, ફારબસના યે દેવ થયા પછી, એ ભાષાપરીક્ષાનો કાળયોગ કવીશ્વરને આવ્યો.

કાશીથી પશ્ચિમે ચાળીશેક કોસ અને अवधसें उत्तरमें आज आठ योजनपें ઉત્તર હિન્દુસ્તાનમાં બળરામપુર નામનું સંસ્થાન છે. ત્ય્હાં મહારાજ અર્જુનસિંહજી નામે એક વિદ્યાવિલાસી રાજવી હતા. અર્જુનસિંહજી મહારાજે એક કવિરાજને રાજમહેમાનીએ આમન્ત્રીને અર્જુનવિલાસ નામના કાવ્યગ્રન્થનો આદર કીધો. પણ આદર્યાં સૌનાં પૂરાં થતાં નથી, અને એ ગ્રન્થ અપૂર્ણ મૂકીને મહારાજ દેવ થયા. પછી અર્જુનસિંહજીના યુવરાજ મહારાજ દિગ્વિજયસિંહજીએ કાશીથી કવિરાજને ન્હોતરીને એ અધૂરો રહેલો પિતૃગ્રન્થ પૂરો કરાવ્યો ને પિતૃમનોરથ પૂર્યો.

जैसे ल्यायो भगीरथ भागीरथी भूतलमें
प्रगट ही पितृकुल पावन करनको;
तैसे अरजुनसुत अर्जुनविलासगंग
इलामें चलाइ पितृजस प्रसरनको.

કવીશ્વર કહે છે કે

जो निजसे सुधर्यो न कछु, तो सपूतहुसे सबही सुधरेगो;
जो यश ही प्रसर्यो नहि पूर्न, सपूतहुसे यश सो प्रसरेगो;
जो भवसिंधु तर्यो न गयो ज, सपूतहुसे भव तात तरेगो;
जो मृत कोउ अपूर्न मनोरथ, पुत्र मनोरथ पूर्न करेगो.
पितामाताकीरत ही पृथ्वीमें प्रसिद्ध करै,
कहै दलपतिराम, सो सुत सपूत है.
जो नृप अर्जुनसिंहकी इच्छा रही अपूर्न,
सो दिग्विजय सपूतने पिछे करी परिपूर्न.
ग्रंथ प्रगट किय तातको, जो अर्जुन हि विलास.

દીપક કે કુળદીપક વિના પિતૃભવનમાં ભરેલા ભંડાર દેખાડે કોણુ ?

दीपक बिन देखात क्यों भरे पदारथ भौन ?
कुलदीपक बिन पितरयश, कहहु, प्रगटकर कौन ?

મહારાજ દિગ્વિજયસિંહજીએ પછી અર્જુનવિલાસ ગ્રન્થનું ભારતભરમાં સારસ્વત લ્હાણું કર્યું ને ભારતપ્રખ્યાત કવિવરોને એ ગ્રન્થપ્રતો મોકલાવી. દલપતકાવ્યકીર્તિ મ્હેકતી મ્હેકતી કાશીપ્રયાગ પર્યન્ત પ્રસરેલી હતી એટલે દલપતઘેર પણુ એ કાવ્યગંગા

दशहु दिशामें धाई आइ गुजरात देश.

કવીશ્વરને એ માત્ર એક ગ્રન્થભેટ ન હતી, પ્રસંગ-સંભારણું હતું. ફારણસસૂચવેલો, લાંબા વર્ષોથી વાટ જોવાતો એ તો હતો પેલો દૈવયોગ.

पितरभक्ति यह भूपकृत विश्वविदित भइ बात;<br>
जानौ जन्म्यो जगतमें श्रवण मुनी साक्षात.

બળરામપુરમહારાજની પિતૃભકિત નિહાળીને કવીશ્વરને શ્રવણાખ્યાન સ્મરણે ચ્હડયું.

जैसे इंदु देखीके विदेशमें विरही जन<br>
चंद्रवदनीको चित्ते चितवन पायो है;<br>
जैसे कोउ मयूरको सुनीके मधुर स्वर<br>
कोकिलाके स्वरको सुमिरि गुन गायो है;<br>
जैसे कोउ सागरकी संपूरन शोभा सुनी<br>
मान सरोवरमान मनहुमें ल्यायो है;<br>
महाराज दिग्विजयसिंहको सुयश सुनी<br>
पेसे मोंको श्रवनआख्यान याद आयो है.

૧૮૬૭ના એક બુદ્ધિપ્રકાશઅંકમાં અર્જુનવિલાસની પહોંચ કવીશ્વરે સ્વીકારી અને શ્રવણાખ્યાન રચવાને બેઠા. દલપત કવીશ્વરની એ શારદ ઋતુ હતી.

वालमीके वालमीकी रामायन रची, तामें<br>
जाके उसकी अयोध्याकांडमें कहानी है;<br>
त्रैसठ्ठिमा चौसठ्ठिमा सर्गमें प्रसिद्ध सिद्ध;<br>
रघुवंशमें हु नौमा सर्गमें समानी है;

એ શ્રવણકથા. પણ એ શ્રવણકથાઓ તો ગિર્વાણ વાણીમાં છે.

जाने तृषातुरकी आतुरता न टरे टेक,<br>
कहा भयो पृथिवीका पेटमंही पानो है ?

તે કારણે

> सबको सुलभ लाभकाम दलपतिराम
> श्रोनको कहानो देखी यानोमें बरानी है.

શ્રવણાખ્યાનના આદિ સર્ગમાં પોતાની પિછાન આપે છે ત્હાં પોતાના કવિધર્મનું અને ગુર્જરપ્રશસ્તિનું કવીશ્વરનું પેલું સાહિત્યપ્રખ્યાત કવિત છે.

> देश गुजरात दुनियामें जैसो दीसे वाग,
> अहमदावाद वामें उत्तम अटाली है;
> आसपास और प्रान्त सारे यो तो क्यारे जैसे,
> जामें प्रजा फूलवारी जैसी फूलीफाली है;
> सुधारेकी वेलो वोंव यामें जो साहीव लोक,
> सो में कवितारससे पोषी अरु पाली है;
> कहे दलपतिराम, सुनो दिग्विजयसिंह,
> जाति विप्र जानो, मेरी ज्ञाति तो श्रीमाली है.

કવીશ્વર કહે છે કે હું તો ગુર્જરવાડીની લક્ષ્મીનો માળી છું, ને સુધારા (Civilisation)ની વેલીઓને કવિતારસ પાઈ ને પાળુંપોષું છું.

पुत्र विना पितुमातु झूरे, उरमांहि रहे अहोनीस उदासी,
पुत्रनिमित्त करे जपयज्ञ, बने पुनि तीरथ तीरथवासी;
દૃષ્ટાન્ત લેખે કાલિદાસગાયેલી મહારાજ દિલીપની કથા કાવ્યજગતજાણીતી છે.

राजकी रिद्धि रु सिद्धि मिलै तउ पुत्र विना नरनारी निराशी.

પાઠક ! આ ચરણમાં કવીશ્વરની કે હિન્દી કવિતાશૈલીની અતિશયોક્તિ ત્હારી આંખને ભાસે છે ? તો ત્હારી

આંખ ઇતિહાસભૂલકણી છે. જા; નેપોલિયનના ને નૂરજહાંનનાં પુત્રવલખાંનાં ઈતિહાસો જઈને ફરીથી વાંચી જોજે. કવીશ્વરની કાવ્યવાણીની વાસ્તવિકતા એ ઇતિહાસો ત્હને કહેશે.

ઈતિહાસકાર અને કવિનો ભેદ ભાખતાં કવીશ્વર કહે છેઃ

हेम निकारनहार सम लिखनहार इतिहास;
सुकवितकर सोनार सम गढत घाट शुभ तास.

એ કલાસ્વામી સુકવિની કલારીતિએ

फछुक पुरानी वात, फछुक विख्यात वात,
फछु अलंकार मेरे मनतें मिलायो हे.

એમ '૯૭ના ઉત્તરાર્ધમાં કવીશ્વરે શ્રવણાખ્યાન રચ્યુ.

संवत श्रुति भुज भक्ति भू, जा दिन पर्व पवित्र,
मकरक्रांतिके द्यौत, भो पूरन श्रौन चरित्र.

અને પછી કવીશ્વરે

महाराज दिग्‌विजयके शारद संग्रहस्थानमें

શ્રવણાખ્યાનની હસ્તપ્રત મોકલાવી. મહારાજ તરફથી ઉત્તર મળ્યો કે 'આપનો ગ્રન્થ કાશીના કવિભૂષણ ગોકુળપ્રસાદજીને ભેજ્યો છે. પ્રમાણ થઈને આવ્યે છપાવીશું નહી પ્રમાણ થાય તો પાછો મોકલીશું' એમ કેટલા માસ વીત્યા. પછી એક તિથિએ આશાને ઉમંગાવતે બળરામપુરનો રાજકાગળ કવીશ્વરને મળ્યો. મંહી પાંચસો રૂપિયાની હુંડી હતી ને શ્રવણાખ્યાનની એકસો નકલોની

રેલ્વેરસીદ હતી. કવિરાજ ગોકુળપ્રસાદજીએ તીર્થરાજ પુષ્કરજીની ને સવિતાસુતા જમનાજીની ઉપમાઓએ દલપતકવિતાનો અભિપ્રાય મહારાજાને દર્શાવ્યો હતો.

सुभग अर्थगुन भरे सलिल शुभ तापपापहर,
छंद अनेकन भांति विराजत सोई जलचर;
मातपिताकी भक्ति प्रेम दृढ नेम थकै वर,
परमहंस मुनि महत परस्पर पच्छपातकर;
लहो वेद पुरान अनेक मत सत्संगति शुचि विमल मति,
व्रज दरशि परशि सद्गति लहै श्रोनकथा तीरथनृपति.

छद्परबंध रीति जलचर जीव ज्यामें,
मात औ पिताकी भक्ति वारी अभिरामकी;
चारु चित्र भूपन, तरल है तरंग तुंग,
भ्रमत भंवर भूरी, द्युति है विरामकी;
राजे गुनबीज, गहीराइ है गमीरताइ,
नरपरभाव भाश्र घाट विश्रामकी;
सवितासुता सी व्रज पावन करन हेत
आइ कविताइ कवि दलपतिरामकी

કવિભૂષણ ગોકુળપ્રસાદજી કહે છે કે વ્રજને પાવન કરવાને જમનાજીના જેવી કવિ દલપતરામની કવિતા આવી છે.

ગુજરાતેથી કાવ્યજમનાજી એમ વ્રજદેશમાં ગયાં.

કવીશ્વરનાં હિન્દી કવિતો આ પ્રકરણમાં અને આ ગ્રન્થના પ્રથમ ખંડમાં આપણે ઘણાં વાંચ્યાં છે. એક અધિકું ઉમેરી વિરમીશું.

માતપિતાને સેતબિન્દ રામેશ્વરની તીર્થયાત્રા કરાવીને વળતાં શ્રવણ માર્ગે રટતો હતો કે હવે કાવેરીનાં સ્નાનેદર્શને જવું છે. એકએક પુણ્યપલ્લામાં પિતરોને બેસાડેલી, શ્રવણસ્કન્ધે નિજ હૃદયોર્મિઓ સમાં ઝોલાં ખાતી, પિતૃકાવડ નિરખી નિરખીને એ શ્રવણવચને લોક કહેતાં કેઃ

> सुनि पुनि सब जन यों कहै, सुनहु अरज हमारि;
> कावेरी कोटिक नहो कावरि तुल्य तिहारि.
>
> कावरीकी तुला तुल्य खगोल भूगोल नांहि;
> परम पुनित मोक्षपदवीकी पावरी;
> त्रिवेनीको तत्त्व ताकी त्रिरज्जुके तुल्य नांहि,
> कौन गिनतीमें गंगा गोमती गोदावरी ?
> कावरीको दंड यमदंडको विखंडकारी,
> कावरी नही है, भवनिधिकी है नावरी;
> 'कावेरी' 'कावेरी' कहा कहत हो ? कृपानाथ !
> कावेरीको कृतारथकारी तोरी कावरी.

કવીશ્વરે ત્રણ મ્હોટા હિન્દી કાવ્યગ્રન્થો રચ્યા છે શ્રવણાખ્યાન, પ્રવીણસાગરની છેલ્લી બાર લહેરો, અને પુરુષોત્તમપ્રકાશ. પુરુષોત્તમપ્રકાશ કવીશ્વરનો ધર્મગ્રન્થ છે એટલે એની કથા હવે પછીના ધર્મનાં ત્રણ નામના પ્રકરણમાં કહીશું. રાજકોટને રાજદ્વારે, ચાલો, જઇ આવિયે. કવિકુળને રાજાણાનો સંબંધ ન્હાનાલાલથી શરૂ નથી થતો; છેલ્લ ૬૫ વર્ષોથી–દલપતરામથી અણભૂંસાતો સંકળાયેલો છે.

શ્રવણાખ્યાન પછી ચોદે વર્ષે, વયના ૬૨ મા સંવત્સરે દલપતરામ મહેરામણજીના કાવ્યમહેરામણકાંઠે જઇ

બેઠા. સ્વર્ગસ્થ મિત્રનું વચન પાળ્યું હતું; ફારબસઆલને સન્તોષ્યો હતો. હવે કવીશ્વર હિન્દી કાવ્યદેશમાં વિરહવાને પાછા છુટા હતા.

આલાઓની પાટગાદીએ કાવ્યોપાસક રાજવીઓની પરંપરા થઈ છે, અને કવ્હારેક કવ્હારેક એ કાવ્યરસિક રાજવીઓને કવિતરસિયા દિવાનોનો યોગ પણ સાંપડયો છે. ઈસ્વી ૧૮૮૦ ના અરસામાં ધ્રાંગધ્રાની ગાદીએ રાજ માનસિંહજી હતા અને શ્રીયુત્ હરિશંકર પ્રાણજીવન દિવાનપદે હતા. રાજવીદિવાન બન્ને કાવ્યરસિકો હતા. હરિશંકરભાઈ મહેરામણનગરના વતની હતા, મહેરામણકાવ્યના ભ ક્ત હતા. એમના વડિલો વિદ્વાન ને શાસ્ત્રવિદ્ હતા, એક વડિલ તો મહેરામણકાવ્યના સપ્તર્ષિમંડળમાં પણ બિરાજતા. કાવ્યરસિયા હરિશંકરભાઈ નગરગૌરવશાળી પણ હતા. એક દહાડો કાવ્યવિનોદે આનન્દતાં આનન્દતાં રાજ માનસિંહજીએ એ શાસ્ત્રકુલદીપકને પ્રવીણોક્તિનો એક છન્દ કહ્યો અને અર્થ પૂછયો. દિવાનજીને અર્થ ન બેઠો ને ઝંખવાણા. હરિશંકરભાઈને થયું કે આ યુગમાં પ્રવીણસાગરની અર્થમાર્મિકતા દુર્ગમ થઈ છે, અને એ કારણે નિજ નગરીનો મોતીસર્યો મહેરામણ વણપ્રીછયો રહે છે, લોકભોગ્ય યો થતો નથી. પ્રવીણસાગરનું ગુજરાતી ભાષાન્તર થાય તો એ સાગરમાંનાં મોતી લોકગમ્ય થાય. દિવાનજીએ ત્હાં જ ગાંઠ વાળી.

પ્રવીણસાગરની કાવ્યરચના પછી રાજકોટની ગાદીએ ત્હારે ચોથી પેઢી ચાલતી હતી; અને મહેરામણસુત ભાભાજી, ભાભાજીસુત સૂરાજી, સૂરાજીસુત બીજા મહેરામણજી,

અને બીજા મહેરામણજીસુત બાવાજીરાજ ગાદીપતિ હતા. પાણીદાર હીરા સમા બાવાજીરાજ તેજસ્વી રાજવી હતા. એમનાં રાજતેજ કોકને ખૂંચતાં, એમનાં કિરણો કોકને બાણ થઇ વાગતાં. પણ રાજાણુંનો રાજગઢ ત્હારે રાજરાજેશ્વરી હતો.

રાજકોટના ગઢમાં એવે એક રણમલ બ્હારોટ રહેતા. એમના પિતાનું નામ અદાભાઈ. રણમલ બ્હારોટ રાજદરબારોમાં સન્માનાતા કવિરાજ હતા, સૌરાષ્ટ્રપ્રખ્યાત હતા. સ્વવતની કવિરાજને હરિશંકરભાઇએ વાત કરી. કવિરાજ પોરહાયા ને બોલ્યાઃ હા, ભા ! એ અવસર ક્ય્હાંથી ? અમારા ને ત્હમારા વડિલો મહેરામણનાં રત્નો હતાં. એમણે મહેરામણને ઉજળો કીધો. આજ આપણે મહેરામણને ઉજળો કરિયે. લોક શું જાણશે કે રાજાણુંના ગઢમાં આવા આવા કાવ્યવીર પાકયા છે. ત્હમે નાણું ખરચો, ને હું વિદ્યા ખરચું. વતનને ઉજાળિયે. કવિરાજે ભાષાન્તરગ્રન્થનો આરંભ કીધો. રણમલ કવિરાજ ભાષાકવિતા રચતા, પણ સાહિત્યજગતની ગુર્જરગિરાનો પરિચય માઠો હતો. અડધેરોક ભાષાન્તગ્રન્થ થયો; પણ પછી હરિશંકરભાઈને થયુ કે એ ભાષાન્તર સાહિત્યજગત નહિ પ્રમાણે. વળી વચમાં વચમાં અટપટા છન્દો કો અર્થાન્તર વિનાના પણ રહ્યા હતા. એ રાજપ્રવીણ નરે કાર્યસિદ્ધિ ફરીથી વિચારી જોઈ, અને નિર્ધાર્યું કે કોઈ અધિકા ગુર્જરસાહિત્યપરિચિત સાક્ષરજન ભાષાન્તર કરે તો સાહિત્યસન્માનાતો ચિરંજીવ ગ્રન્થ ગૂંથાય. પછી પ્રવીણસાગર ગ્રન્થમાંની અધરીઅટપટી પચ્ચાશેક છન્દાવલિનું એક ચોપાનિયું હરિશંકરભાઇએ છપાવ્યું અને

સં. ૧૯૩૭ માં દેશદેશાન્તરના વિદ્વદ્વરોને એની બસ્સેંક પ્રતો પાઠવી. મંહી અર્થમર્મ માટે વિનતિ કરી હતી ને લખ્યુ હતું કે પ્રમાણુ થશે ત્હેમને બક્ષિસ અપાશે. કઇંક દિશેથી અર્થો આવ્યા, પણ એથી કાવ્યરસિક આત્મા આનન્દ્યો નહિ.

કાર્યસાધક હરિશંકરભાઇ મૂંઝાયા કે મનોરથ અપૂર્ણું રહેશે કે શું? પણ રાજપુરુષોનો રહસ્યમન્ત્ર પેલો ગીતાભાખ્યો શ્લોકાર્ધ છે કે योगः कर्मसु कौशलम्. નિરાશા નેપોલિયનને ને રાજપુરુષોને ચોપડે નથી. નવાંનવાં સાધન શોધવાં એ જ એમનો આયુષ્યઉદ્યોગ. ચહુદિશમાં હરિશંકરભાઈએ નજર નાંખી જોઈ તો દ્દષ્ટિકિરણો ગુર્જરદેશની પાટનગરીએ જઈને ઠર્યાં. ઈસ્વી. ૧૮૭૬ માં રાજકોટ રાજ્યે પ્રવીણસાગર ગ્રન્થ છપાવવાનો હક્ક રાજફરમાનથી કવીશ્વરને આપ્યો હતો; અને એ રાજફરમાન ત્ય્હારના બુદ્ધિપ્રકાશ અંકમાં છપાયેલ છે. મૂંઝાયેલા નરે મૂંઝવણઉકેલને અર્થે લઘુબન્ધુ શાસ્ત્રી ચતુર્ભુજને કવીશ્વર કને અમદાવાદ મોકલ્યા. શાસ્ત્રીજી આવીને સ્વામીમન્દિરમાં ઉતર્યા ને કવીશ્વરને મળ્યા. કવીશ્વરે પૂછ્યુ, કહો, શું છે? શાસ્ત્રીજીએ કાવ્યમૂંઝવણુની વાત કહી, ને કાવ્યસહાયતા માગી. પછી શાસ્ત્રીપૂછ્યા છન્દોના સરળ અર્થ કવીશ્વરે કરી આપ્યા. છન્દોનો જેમજેમ અર્થવિસ્તાર થતો ગયો તેમતેમ શાસ્ત્રીજીનો કાવ્યાનન્દ વધતો ગયો, ને નિરાશામાં આશા ઉગી. એ અર્થસમુચ્ચય શાસ્ત્રીએ હરિશંકરભાઈને ધાંગધ્રે મોકલાવ્યો અને લખ્યુ કે ખરચ્યું નાણું ઉગશે, કવીશ્વર આપનો મનોરથ પૂરશે. દિવાને શાસ્ત્રીને ઉત્તર

વાળ્યો કે ત્હમે અમદાવાદમાં જ રોકાવ, ને માગ્યાં મૂલે કાવ્યાર્થ પૂરા કરાવો. શાસ્ત્રી ચતુર્ભુજ અને બીજા એક ગોવિન્દરામ ગૌરીશંકર ભટ્ટ અમદાવાદમાં કવીશ્વર કને રહ્યા. એક હજારની નાદર રકમ કવીશ્વરને આપવાની નિર્ધારી. કવીશ્વરે પૂર્વાર્ધનું ભાષાન્તર સુધાર્યું, વચમાંના પડ્યાઆખડ્યા છન્દોના ભાષાન્તરપાઠ પૂર્યા, અને ઉત્તરાર્ધનું ભાષાન્તર આરંભ્યુ.

એમ મારગ સરળ થયો ત્હારે બીજો આડકોટ આવીને ઉભો. કાવ્યવાયકા દેશમાં એવી ચાલતી હતી કે પ્રવીણસાગર ૮૪ લહેરોનો ગ્રન્થમહેરામણ છે. ઈસ્વી ૧૮૬૭ માં ૬૦ લહેરોનો મહેરામણગ્રન્થ ઈડર રાજ્યના દરબારી શિલામુદ્રણાલયમાં છપાયો હતો. હરિશંકરભાઇ પાસે એક પ્રત એ હતી. અને બીજી પ્રત રાજકોટ દરબારગઢમાંથી મળી હતી. ત્રીજી પ્રત કવીશ્વર કને હતી. અને ચોથી પ્રત રાજાણા સમીપના ભાયાતી ગામ ગવરીદડેથી મળી હતી. ગવરીદડ દરબાર શ્રી પ્રતાપસિંહજીની હસ્તપ્રતનો ગ્રન્થશોક કવિજનવિખ્યાત હતો. એમ મહેરામણગ્રન્થની ૭૨ લહેરો હસ્તગત થઈ હતી અને એ ૭૨ મહેરામણલહેરોનું શુદ્ધ ને સરળ ગુજરાતી ભાષાન્તર કવીશ્વરે કીધું. પછી રથ અટકીને ઉભો. પરિપૂરણ પ્રવીણસાગરની તો ૮૪ લહેરો લોકવાણી બોલતી. હરિશંકરભાઈએ નિજ જાહેરખબરમાં પરિપૂરણ ગ્રન્થ છાપવાનું બીડું ઝડપ્યું હતું. હવે એ અપ્રાપ્ય છેલ્લી ૧૨ લહેરો લાવવી ક્ય્હાંથી! રાજકોટગોરનીને મ્હોટું ધર્મસંકટ આવી પડ્યું.

આ હતો તો દુર્ગમ આડકોટ. પણ સરધારી ધાર-માંથી પ્રગટતાં આજીનાં વહેણને કાળમીંઢના કિલ્લા યે અન્તરાયે પડી અવરોધતા નથી. કવીશ્વરની કાવ્યસરિતાએ પછી એ આડકોટને યે વિદાર્યો.

હરિશંકરભાઈએ કવીશ્વરને લખ્યું કે આપ તો ભાષા-કાવ્યવિશારદ છો; કાશીપ્રખ્યાત કવીશ્વર છો. મહેરામણ કાવ્ય અધૂરૂં રહે તો મ્હને ન્હાનમ લાગે કે વડિલોનો ને વતનનો મહાગ્રન્થ અધૂરો છપાવ્યો. મહેરામણ અધૂરો હોય નહિ. મહેરામણની મોતીમાળા તો પૂરી ૮૪ લહેરોની હોય. આપ કાવ્યમહેરામણ છો. ખૂટતી મોતીસેરે ન પૂરો ? હું તો શું–રાજકોટ ને કાવ્યજગત ગુણ નહિ ભૂલે, સદાકાળ સંભારશે. કવીશ્વરે પછી કવિતસરિતાએ વહેતી મૂકી ને અધૂરા મહેરામણને ભર્યો.

રાજ માનસિંહજીના દિવાને પછી ભાષાન્તર સહિત ૮૪ લહેરોનો મહેરામણમહાગ્રન્થ પ્રગટ કર્યો. દલપતકાવ્યથી દળમાં ત્રણગણો છે. બાર રૂપિયા કીંમત રાખી હતી. પાંચસો નકલો ભાષાન્તર વિનાના મૂળ ગ્રન્થની જૂદી કઢાવી હતી. કાવ્યરસિયા હરિશંકરભાઇનો મનોરથ પૂરો થયો. ગુજરાતનું મધ્યયુગનું મહાકાવ્ય પુસ્તકભંડારેથી અજવાળામાં આવ્યું. એક સૈકા પૂર્વેના કાવ્યસપ્તર્ષિઓની મધ્યે જઈને કવીશ્વરે ચિરસ્થાયી આસન માંડ્યું.

દસ માસે પ્રવીણસાગરનો સમસ્ત કાવ્યધર્મ દલપતરામ સમેટી રહ્યા. ગુણજ્ઞ ને હૃદયરળિયાત દિવાનજીએ પછી નિર્ધારેલી રકમથી સવાઈ બક્ષિસ ને પોશાક રાજ-

રીતે કવીશ્વરને અર્પ્યો. રાજદરબારો હરખ્યા કે રાજવી-બન્ધુનો અપ્રાપ્ય મહેરામણગ્રન્થ પ્રાપ્ય થયો. વિદ્વદ્જનો હરખ્યા કે સોએ વર્ષે કાવ્યસાગર ગુજરાતીમાં ઠલવાયો. જનતાએ જાણ્યું કે મહેરામણ છલકાયો. પણ ગણ્યાગાંઠ્યા રહસ્યભેદુઓ શિવાયનો લોકસમુદાય ત્હારે નહોતો પ્રીછતો કે દલપતરામ સાગરને યે સંપૂરણ કરે છે.

કવીશ્વરે એમ અધૂરા મહેરામણને પૂર્યો.

પછીને વર્ષે રાજકોટપાર લાધીકા દરબારમાં રહીને કવીશ્વરે પુરુષોત્તમચરિત્રનો એમનો ત્રીજો હિન્દી ગ્રન્થ રચ્યો, ને '૮૪માં અમદાવાદમાં રહીને છન્દરત્નાવલિનો ભાષાન્તરગ્રન્થ રચ્યો એ હિન્દી સંપ્રદાયગ્રન્થોના કથાપ્રસંગો સંપ્રદાયનાં ઋણના પ્રકરણમાં આપણે વાંચીશું.

પ્રકીણ છન્દાવલિઓ અને પ્રથમાવસ્થાના આદર્યા અધૂરા રહેલા ભાષાગ્રન્થો જ્ઞાનચાતુરી ને કાવ્યચાતુરી ઉપરાન્ત હિન્દી ભાષાની દલપતકૃત કાવ્યચોસર છેઃ શ્રવણાખ્યાન, મહેરામણજીના કાવ્યમહેરામણની છેલ્લી ૧૨ લહેરો, પુરુષોત્તમચરિત્ર, ને છન્દરત્નાવલિભાષાન્તર અને મંહીનાં કેટલાંક છન્દરત્નો. હિન્દી કાવ્યગ્રન્થોનો એ ચોક પૂરીને પ્રથમાવસ્થાનો અભ્યાસક્રમ કવીશ્વરે સાર્થક કીધો છે ને ફારણસપૂછી પરીક્ષા પાસ કીધી છે. દલપતકવિતાના મહેરામણમાં દેવાનન્દ સ્વામીનો ગુરુભાગ ઓછોઅધૂરો નથી.

પ્રેરણાપ્રતિભાએ કવીશ્વર ઇશ્વરદત્ત બક્ષીસવન્તા હતા, તેટલા કાવ્યકલાએ કવીશ્વર ત્હારની રાજભાષાના આપણા

રાજસન્તાન હતા–હિન્દીના આપણા પરમ હિન્દીસન્તાન હતા. યૂરોપના અતિમોહનો આપણા દેશે તેમ જ કાવ્યદેશે એક મોહયુગ હતો, જ્હારે વ્યાસવાલ્મીકિ ને બાણુમાઘકાલિદાસના ને ચન્દતુલસીસૂરના કેટલાએક સ્વદેશીઓ કાવ્યભાવના શીખવાને પણ યૂરોપચરણે બેસતા. એમનો એ આત્મદોષ ન હતો, નવયુગનો એ શિક્ષણદોષ હતો. મોહયુગના એવા નવશિક્ષિતોની પેઢી ત્હારે એમ બોલતી કે દલપતરામ ઈંગ્રેજી ભણ્યા નથી, ને સંસ્કૃતહિન્દી–માત્ર જૂનવાણીના સન્તાન છે. પણ એ યુગ પલટાયો છે આજ. રાજયોગીન્દ્ર ભર્તૃહરિ કહે છે તેમ સંસાર તો સદા પરિવર્તનશાળી છે. આજનું નવું કાલે જૂનું થાય છે, કાલનું જૂનું પરમે નવઅવતારે અવતરે છે. અને એ ન્યાયે એક કાળચક્રાવો ખાઇને આપણો સંસાર હિન્દી ભાષાના દલપતદાખવ્યા રાજમાર્ગે આવીને પાછો ઉભો છે. ગાયકવાડ સરકારે ૨૫ લાખ ગુજરાતીઓને હિન્દી ભણવાનો રાજઆદેશ ઉચ્ચાર્યો છે. હિન્દી ભાષા હિન્દમાં જૂની છે કે નવી? હિન્દની ધરતીની પેઠે હિન્દી ભાષા સર્વસંચારી છે. ચન્દતુલસીસૂરના કાવ્યયુગથી ભારતની રાજભાષા મન્દિરભાષા જોગભાષા સૈન્યભાષા સાહિત્યભાષા હિન્દી ભાષા છે. દલપતરામ એ જાણતા, એ ભણતા, એ હિન્દી આદર્શને સેવતા. ચારેક દાયકાપૂર્વે એ દલપતઆદર્શને ટીકાકારો જૂનવાણી આદર્શ કહેતા. આજનું નવભારત એ જોતું જાણતું ભણતું અને દલપતઆદર્શને ચીલે ચાલતું થયું છે. History repeats itself : ઇતિહાસ વળી કાળચક્રાવો

ખાય છે. મધ્યયુગના ભારતની રાજભાષા હિન્દી હતી; કાલના યે ભારતની રાજભાષા હિન્દી થશે ને દલપતઆદર્શ વિજયવન્ત નીવડશે.

દલપતરામ ભારતની રાજભાષાના કાવ્યસન્તાન હતા. કવીશ્વરની આર્ષદૃષ્ટિ ગયા સૈકાઓને જોતી તેટલા આવતા સૈકાઓને પણ જોતી.



ત્‍હારે દલપતકવિતા ગાજતી. વકીલપરિવાર વ્યવહારજીવનની સફળતા માણતો હતો.

ભદ્રના ચોક વચ્ચે ત્‍હારે એક ન્‍હાનકડો બાગ હતો, ને બાગની સજાવટ, સુન્દરતાની કયારી સમી, રસરંગીલી હતી. બગીચાની વચ્ચે વંકવેળામણો જળભરપૂર કુંડ હતો, ને કુંડજળ ઉપર ફુવઉજળો લફ્ફડપૂલ હતો. બાગને પૂર્વ-પડખે લતામંડપની શીતળતામાં ફૂવારો ઉડતો, પશ્ચિમપડખે કૃત્રિમ ટેકરીધારે વેલછાયી ઉંચી બેઠકો હતી. દુર્વાછવાયેલો બાગ પોપટની પાંખ જેવો લીલોછંમ રહેતો. બાગ ન્‍હાનકડો પણ કલાસુશોભિત હતો. એ બાગની ઉત્તરદિશે અમદાવાદની ત્‍હારની હાઈસ્કુલ હતી. અને હાઈસ્કુલની પશ્ચિમપાંખે દલપતપ્રેરણાના શારદફળ રૂપ હેમાભાઈ ઈન્‌સ્ટિટયુટમાં ફારબસસ્થાપી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી બેસતી. દલ-પતરામનું એ પ્રવૃત્તિમન્દિર અને ત્‍હારના ગુજરાતનું એ સાહિત્યકેન્દ્ર. કવીશ્વરની લોકકવિપદની ગાદી ત્‍હાં હતી. ભદ્રના ચોકને બીજે પડખે બેઠા ઘાટનો વાદળિયારંગી ત્‍હા-રનો નવરોજજીનિવાસ હતો. લોકસભાઓ ગજાવતાં ને સોસાયટીમાંથી ઘેર જતાંઆવતાં નવરોજજીભાઈ મૂર્તિમન્ત સાદાઈ સમા કવીશ્વરને જોતા ખરા, પણ એ કાવ્યપરિચિતને કવિપરિચય નહિ જેવો હતો. પછી દલપતરામ વાનપ્રસ્થ થયા, અને ૧૮૭૯ના બેસતા વર્ષથી અમદાવાદને કવીશ્વરનાં નિત્યદર્શન બન્ધ થયાં. તે પછી ચારેક વર્ષે, '૮૩ની ઉતરતી તિથિઓમાં, કવીશ્વરની શરીરઅસ્વસ્થતા સાંભળીને એક વેળા અરદેશર લાલકાકાને લઈને નવરોજજીભાઈ કવીશ્વરને

# પ્રકરણ ૪ થું, દલપતમહોત્સવ

પછી ઈ. સ. ૧૮૮૭ના જૂલાઇની ૧૨મી તારીખે અમદાવાદમાં દલપતમહોત્સવ ઉજવાયો.

પણ એ દલપતમહોત્સવની પૂર્વતૈયારીઓ ત્રણેક વર્ષોથી ચાલતી હતી.

અમદાવાદમાં એક ખાનદાન પારસીકુટુંબ છે—સર નવરોજજી પેસ્તનજી વકીલનું. મીરઝાપુરને રસ્તે વડમાળાની છાયાઓમાં એમનું ન્હાનકડું બંગલાપરૂં છે; ભદ્રના ચોકમાં કાર્ંજની પાંખમાં એમની ઓફિસો છે. નવરોજજીભાઈ અગરના ટ્રસ્ટી હતા, બે પૈસા કમાયા હતા, સુખી હતા, સાહેબલોકમાં વગવસીલાવાળા હતા. ઠરેલ, મિલનસાર, નિરભિમાની, ગુણજ્ઞ, મ્હોટા મનના, વિવેકભારે ઝૂકીનમી જતા—સાચા શેઠિયાવર્ગની ઘણી સુવાસનાઓ નવરોજજીભાઇમાં હતી. ગૃહસ્થાશ્રમીઓ ઘણાખરા પુત્રપરિવારે કુળઉજળા હોય છે, થોડાક પુત્રીપરિવારે કુળઉજળા હોય છે. નવરોજજીભાઈ નો પુત્રીપાંખડીઓનો પરિવાર હતો, અને એ પુત્રીઓ ઘરમાં દલપતગીતો ગાતી. નવરોજજીભાઇના એક જમાતૃ અરદેશર લાલકાકા કરીને હતા, અને તેઓ થોડાંક વર્ષો અમદાવાદની સરકારી હાઈસ્કુલમાં શિક્ષક પણ હતા. બોડા ખામણાના, સદા સ્મિત ફરકતા, સાહિત્યરસિયા, કેળવણીખાતાના નબીરા અરદેશરજી શેઠ વારંવાર દલપતઘેર મળવાને જતાઆવતા. નવરોજજીભાઇના કાવ્યરસિક કુટુંબવાસમાં

ત્ય્હારે દલપતકવિતા ગાજતી. વકીલપરિવાર વ્યવહારજીવનની સફળતા માણતો હતો.

ભદ્રના ચોક વચ્ચે ત્ય્હારે એક ન્હાનકડો બાગ હતો, ને બાગની સજાવટ, સુન્દરતાની ક્યારી સમી, રસરંગીલી હતી. બગીચાની વચ્ચે વંકવોળામણો જળભરપૂર કુંડ હતો, ને કુંડજળ ઉપર દૂધઉજ્જ્વળો લક્કડપૂલ હતો. બાગને પૂર્વ-પડખે લતામંડપની શીતળતામાં ફૂવારો ઉડતો, પશ્ચિમપડખે કૃત્રિમ ટેકરીધારે વેલછાયી ઉંચી બેઠકો હતી. દુર્વાછવાયેલો બાગ પોપટની પાંખ જેવો લીલોછંમ રહેતો બાગ ન્હાનકડો પણ કલાસુશોભિત હતો એ બાગની ઉત્તરદિશે અમદાવાદની ત્ય્હારની હાઈસ્કુલ હતી. અને હાઈસ્કુલની પશ્ચિમપાંખે દલપતપ્રેરણાના શારદફળ રૂપ હેમાભાઈ ઈન્સ્ટિટયુટમાં ફારબસસ્થાપી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી બેસતી. દલ-પતરામનું એ પ્રવૃત્તિમન્દિર અને ત્ય્હારના ગુજરાતનું એ સાહિત્યકેન્દ્ર. કવીશ્વરની લોકકવિપદની ગાદી ત્ય્હાં હતી. ભદ્રના ચોકને બીજે પડખે બેઠા ઘાટનો વાદળિયારંગી ત્ય્હા-રનો નવરોજજીનિવાસ હતો. લોકસભાઓ ગજાવતાં ને સોસાયટીમાંથી ઘેર જતાંઆવતાં નવરોજજીભાઈ મૂર્તિમન્ત સાદાઈ સમા કવીશ્વરને જોતા ખરા, પણ એ કાવ્યપરિચિતને કવિપરિચય નહિ જેવો હતો. પછી દલપતરામ વાનપ્રસ્થ થયા, અને ૧૮૭૯ના બેસતા વર્ષથી અમદાવાદને કવીશ્વરનાં નિત્યદર્શન બન્ધ થયાં. તે પછી ચારેક વર્ષે, '૮૩ની ઉતરતી તિથિઓમાં, કવીશ્વરની શરીરઅસ્વસ્થતા સાંભળીને એક વેળા અરદેશર લાલકાકાને લઈ ને નવરોજજીભાઈ કવીશ્વરને

ઘેર મળવાને ગયા. નવી ને જૂની, સાહિત્યજગતની ઘણી ઘણી વાતો ત્હાં થઈ. પછી નવરોજજીભાઈએ પૂછ્યું કે કવીશ્વર! શરીરસુખાકારીને ખાતર પણ ત્હમે ખુલ્લી હવામાં ફરવા જતા હો તો? દલપતરામે કહ્યું: એક તો આંખે અપંગ છું; ને બીજું ઘેર ગાડી નથી. સ્હવારેસ્હાંજરે મન્દિર જાઉં છું, ત્હાં ઉર ને દેહ આનન્દે છે. ઘરઆંગણે આ ચોગઠું છે એ આરોગ્ય પૂરે છે. તે તિથિએ એક મહાન નિશ્ચય કરીને નવરોજજીભાઈ ઘેર ગયા.

કૃતનિશ્ચયીને હોય પછી પ્રવૃત્તિધર્મ. નગરશેઠ પ્રેમાભાઈ, હઠીસિંગ શેઠના કુળદીપક શેઠ જેશીંગભાઈ, છોટેચરદાસ અંબાઈદાસ, રણછોડલાલ છોટાલાલ—ત્ય્હારની અમદાવાદની કવિગુણજ્ઞ શેઠિયામંડળીને જેમજેમ મળવાનું થતું તેમતેમ નવરોજજીભાઈ નિજ મનનો મનોરથ ઉઘાડતા ગયા. પછી ખાનગી સભા ભરી, કમિટિ નીમાવી, પોતે સેક્રેટરી થયા, ગુજરાતની જનતાને વિજ્ઞપ્તિ છપાવી, ફંડના હેતુઓ નિર્ધારીને આદર કીધો. '૮૪ના જૂનના બુદ્ધિપ્રકાશઅંકમાં 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ' શીર્ષકની, એ લોકવિજ્ઞપ્તિનો સમર્થક તન્ત્રીલેખ છે. એ તન્ત્રીલેખમાં કવીશ્વરના સમસ્ત પ્રવૃત્તિજીવનના સાથી મહીપતરામભાઈ લખે કે

'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનું નામ આખા ગુજરાત પ્રાંતમાં છેક નાના છોકરાથી તે વૃદ્ધ માણસ સૂધી સર્વેના જાણવામાં છે. એ કવીશ્વરે પોતાના સ્વાર્થનો ભોગ આપીને ગુજરાત અને ગુજરાતી ભાષાની ઘણી ઉત્તમ સેવા બજાવી છે.' એ શબ્દાવલિએ આદર કીધો અન્ય દલપતસેવાઓનો.

એ તન્ત્રીલેખે ઉલ્લેખ કર્યો છે કે 'ગુજરાતીઓમાં વાંચવા-ભણવાનો શોખ ઉત્પન્ન કરવામાં એમણે આગેવાની કરી છે.' 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી....ને આબાદ કરવામાં એ કવીશ્વરે અથાગ મહેનત કરી છે.' સરકારી નોકરીની 'જગોએ જો તે રહ્યા હોત તો ... આજે ઓછામાં ઓછા રૂ. ૧૦૦) થી વધારે પેનશન લેતા હોત.' 'મળવાના મોટા પગાર અને હોદ્દાનો ભોગ આપી, **જેમ કોઇ સાધુ થઈ જાય તેમ,** સોસાયટીના કામમાં...**આપણા એ સ્વદેશ**-**ભક્ત કવીશ્વર**....જોડાયા.' '**એમણે બજાવેલી દેશસેવા** વિશે લખવા બેશિયે તો તેનો પાર આવે નહિ; અને તે **જગજાહેર છે**.' 'દેશસેવાના કામમાં તન મન અને ધન અર્પણ કરી મંડ્યા રહેવાથી ... વિશેષ પૂંજીનો સંગ્રહ તે કરી શક્યા નથી.' ત્હેમની સહાયતાને અર્થે અને ત્હેમનું નામ સદા કાયમ રહે એ માટે જાહેર ઉઘરાણું કરવાનો કેટલાક કદરદાન સદ્‍ગૃહસ્થોએ પોતાના મનનો વિચાર બહાર પાડ્યો છે, અને મુંબઇ કાઠિયાવાડ તથા ગુજરાતના મુખ્ય મુખ્ય શહેરોમાંથી આગેવાન ગૃહસ્થોની મંડળી સ્થપાઇ છે. '**કવીશ્વર દલપતરામે કરેલા ઉપ-કારનો બદલો વાળી આપવો મુશ્કેલ છે.**' 'કવીશ્વરનાં સ્વદેશસેવાનાં કામ....અજાણ્યાં નથી.' અમદાવાદના પારસી સદ્‍ગૃહસ્થ શેઠ નવરોજજી પેસ્તનજી વકીલ આ કામમાં શરૂઆતથી ઘણો સ્તુતિપાત્ર શ્રમ લે છે. 'દેશસેવા બજાવ-નારને માટે દરેક જાતના દેશીના મનમાં કેવો નિર્મળ પ્રેમ ઉત્પન્ન થાય છે તેનું આ એક દૃષ્ટાન્ત છે.' સર મંગળ-

દાસ નથુભાઈ, રા. બ. રણછોડલાલ છોટાલાલ, ને રા. બ. ખ્હેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. એ દલપતફંડના ટ્રસ્ટીઓ છે. 'તા. ૨૫મી મે સૂધીમાં આશરે ૨૫૦૦ રૂપીઆ એ ફંડમાં ભરાયા છે.'

મહીપતરામભાઈનો તન્ત્રીલેખ ઉચ્ચ સ્વરે બોલે છે કે સ્વદેશસેવાવ્રત કે દેશને કાજે 'સાધુ થઈ જવું' એ કાંઈ ૨૦મી સદીમાં ફૂટી નીકળેલી નવી પુણ્યવેલ નથી. એના વાવેતરિયા તો ૧૯મી સદીમાં થઈ ગયા. એ પુણ્યવેલ તો કવીશ્વર દલપતરામે ૧૮૫૫ના જૂનમાં ગુર્જરપાટનગરીના ભદ્રના ચોકમાં વાવેલી છે.

સૂરત મુંબઈ અમદાવાદ—નિરનિરાળી નગરીઓ કવીશ્વરને આ પૂર્વે ઈ.સ. ૧૮૫૧થી સન્માનતી હતી. સોસાયટીએ કવીશ્વરને કાવ્યચન્દ્રક અર્પ્યો હતો. ભાવનગર ઈડર વઢવાણ જૂનાગઢના દલપતકાવ્યગુણજ્ઞ રાજમહારાજાઓ કવીશ્વરને વર્ષાસન આપતા અને સેરઅવસરે નિમન્ત્રી સિરપાવ નિવાજતા. ગુજરાતના પાટનગરે સરકારી દરબારો ભરાતા, ત્ય્હાં કવીશ્વરને શાલપાઘ બક્ષિસ થતાં—'કવિને નવી પાઘશાલો નિવાજે'—અને હિન્દી સલ્તનતના સન્મિત્ર —Companion of the Indian Empire—નો ઇલ્કાબ તાજેતરમાં બ્રિટિશ સરકારે કવીશ્વરને આપ્યો હતો. એમ નિરનિરાળી નગરીઓએ, આયુષ્યસેવેલી સોસાયટીએ, કાવ્યગુણજ્ઞ રાજવીઓએ, બ્રિટિશ સરકારે દલપતગુણગૌરવ પ્રીછ્યાં પ્રમાણ્યાં બહલાવ્યાં હતાં. નવરોજજીભાઈની મહોત્સવકમિટિ તો કાઠિયાવાડ ગુજરાત ને મુંબઈ—મહાગુજરાતની હતી.

દલપતમહોત્સવ ઉજવવાને એમ ગુજરાત ટોળે મળ્યુ.

અહીં આ ઘટમાળ ચાલતી હતી ત્હારે કાળચક્ર કાંઈ થભી ગયુ ન હતું. ત્હેણે કાળની બીજી ઘટમાળ ચાલતી હતી, અને દલપતકુળક્યારીએ કળીઓ ખીલી ફૂલડાં થતાં, ને પ્રફુલ્લેલી ફૂલવેલો કરમાઈ પડતી.

પણ સંક્ષેપમાં યે એ દલપતકુળકથા જાણવાને દાયકો-બે દાયકા પાછળ જવું પડશે.

૧૮૫૭ થી ’ ૬૫ એ અઠ્ઠાઈ દલપતરામ સંસાર દુઃખિયા સમા હતા. રાસમાળા છપાવીને વિલાયતેથી વળ્યા, પછી ફ્રરબાસ ગુજરાતમાં થોડુક જ રહ્યો હતો બળવાના વર્ષમાં દલપતઘરમાં યે બળવો જાગ્યો હતો, અને મૂળીમાના ઘરકંકાસથી ગોળાનાં પાણી ઉન્હાં રહેતાં. આખે અપંગતા આવી. વાઘ તડૂકે એમ પ્રતિસ્પર્ધી માથે તડૂકી ગયો કાશીબાએ તો થોડોક કાળ જ દલપતઘેર ઘરમહેમાન રહી, ચાર વાસાની બાળકીનો જતનભાર દલપતશિરે ઢોળી, સ્વર્ગવાટ લીધી હતી. ’ ૬૪ માં બડી ધામધૂમથી વાસ્તુ ઉજવેલો કવિનિવાસ ’ ૬૫ માં લહેણિયાત બેંકને હાથે જઇ પડ્યો મૂળીમા ને ત્હેમનો ત્રણ સન્તાનોનો પરિવાર વતનમાં વઢવાણ રહેતો; એટલે ’ ૬૩ માં ત્રીજા લગ્નનાં પત્નીગંગી દલપતઘેર આવ્યાં ત્હારે ૪૩ની વયે દલપતકુટુંબ વર વહુ અને એક બાળપાંખડીનુ હતું. દલપતસંસારનાં ત્હારે છાછરપાણી હતાં.

મૃત્યુશય્યામાં પડ્યા પડ્યા ફારબસે પરમ મિત્રધર્મ ને શિષ્યધર્મ બજાવી કવિનિવાસ કવીશ્વરને પાછો સોંપાવ્યો,

અને પછી વર્ષાની વાદળી આવી ખેતર ધનધાન્યે ભરે એમ સ્નેહસ્રોત દલપતવાસ રૈવાબાએ ભર્યોભાદર્યો કીધો એ જીવન-કથાપ્રસંગો આ ગ્રન્થત્રયીના બીજા ભાગના ઉત્તરાર્ધનાં પ્રકરણોમાં આપણે વિસ્તારે વાંચ્યા છે. ફારબસ ને રૈવાબા દલપતસંસારના કલ્યાણફિરીશ્તાઓ હતાં.

માનવી એકલપંડે જન્મે છે ને એકલપંડે મરે છે. પણ ચીનાઈ કાગળપંખો ઉઘડે અને બીડાય, અને અન્તર્ગોળે રંગબેરંગીલો પટ વિસ્તારે એમ મનુષ્યનો ચે સંસારવિસ્તાર યથાભાગ્ય ફૂલેફાલે છે. એકાકી માનવી લગ્નતિથિએ દ્વિકુળ દંપતી થાય છે; અને પછી એ દંપતીવેલને કળીઓ પ્રગટ્યે કુળમાંડવડો રચાય છે. એ કુળમાંડવની પુષ્પપરિમળસોહાગી ડાળીઓ પછી જ્યહારે અન્ય કુળમંડપોની ડાળીઓ શું ગૂંથાય ત્યહારે એટલું અને એવડું એનું સંસારઉદ્યાન સરજાય. દલપતકુળની કળીડાળીઓ હવે અન્ય કુળમંડપોની કળી-ડાળીઓ શું ગૂંથાવા લાગી, અને દલપતસંસારનો ઘટાઘેર વિસ્તરવા મંડ્યો.

રૈવાબાના પ્રથમ પુષ્પ હતા મગનલાલ. શાસ્ત્રભાખ્યા આઠ વર્ષે, ’ ૭૩ ના ફેબ્રુવારીની ૨૯મી–મહા વદ પડવેની તિથિએ કવીશ્વરે મગનલાલનો ઉપનયનસંસ્કાર કીધો અને નમાયી પુત્રી વીજકુંવરને પરણાવી. રૈવાબાને તો સગી દીક-રીના લગ્નોત્સવ જેટલો હર્ષોત્સવ હતો. એ પૂર્વે ’૬૯ માં મણિ જેવાં સૌમ્યજ્યોત મણિબાએ અને ’ ૭૧ માં છોટાલાલે દલપતઘેર પગલાં કીધાં હતાં. ’ ૭૫ ના મહા માસમાં કવિકુળમાં બે લગ્નોત્સવો ઉજવાયા હતાઃ વદ દશમે અમદા-

વાદમાં મગનલાલનો, અને શુદ અષ્ટમીએ સૂરતમાં મોહન-લાલનો-જ્હારે કવિબન્ધુ નર્મદને વરઘોડામાં ન્હોતરી પહેરામણીપ્રસંગે દલપતરામે અગ્રપૂજા કરાવી હતી. પછી ' ૭૭ના ગુડી પડવાની ઈતિહાસજાણીતી તિથિએ આ ચરિત્ર-આલેખક દુનિયાં નિરખવાને દલપતકુળપાંખે ઉતર્યો. દલપતકુળપ્રથા જાણે એવીક હતી કે સંસારપ્રસંગો જોડકે ઉજવવા; જેથી દોઢા ખર્ચે બે પ્રસંગો સચવાય, અને અઠવાડીયુંપખવાડીયું સગાંસંબંધીઓનો સહવાસ રહે. એટલે ' ૮૦ના મેની ૩૦મીએ-વૈશાખ વદ સપ્તમીએ મણિબાનાં લગ્ન લીધાં ને છોટાલાલનાં ઉપનયન કીધાં. જાનવિદાયની જ તિથિએ-૬ ઠ્ઠી જૂનને દિવસે રેવાબાએ ચોથા પુત્રને જન્મ આપી દલપતકુળનો ચોક પૂર્યો. ચાર પુત્રો અને ચાર ભાઈઓની મોંઘામૂલી બ્હેન એમ પંચાયતન મૂર્તિથી રેવાબાએ કવિકુલવાસ ભર્યો ભર્યો કરી દીધોઃ હાથની આંગળીએ આંગળીએ વળગીને દલપતઆંગણે બાળકો રમતાં.

એમ આંબો ખીલી દલપતકુળ આંબાવાડીયું થયું.

પણ નદીનાં પાણી આવે છે તે જવાને. દલપતજીવનમાં યે પાણી ચ્હડતાં હતાં અને ઓસરતાં હતાં.

૧૮૮૨માં દલપતરામની બાંધવબેલડી તૂટી અને દિનકરરામ દેવલોકે ગયા. આગલે જ વર્ષે મહારાણા દાજીરાજજીને વઢવાણમાં સંસ્થાનઅધિકાર સોંપાયો ત્યહારે રાજ્યતેડાવ્યા દલપતરામ વતનમાં ગયા હતા, અને ત્યહારે અડવાડિયુંપખવાડિયું બે વૃદ્ધ ભાઈઓ છેલ્લાવેલ્લા ભેળા રહ્યા હતા. કર્મકાંડી દિનકર વેદિયાએ વતનમાં વૈદિક

કર્મકાંડની પિતૃગાદી સાચવી હતી. આછે ધને સુખી હતા, લોકપૂજ્ય હતા.

" દલપતરામની ડાળો કપાવા માંડી.

પણ પેલો સંસારકોયડાનો સનાતન પ્રશ્ન પૂછતો રાજ-સંન્યાસી ભર્તૃહરિનો ગેબની ગહનતામાં દૃષ્ટિ પરોવતો શ્લોક દલપતમુખે ઉચ્ચારાવે છે કે

न जाने संसारः किममृतमयः, किम् विषमयः ?

એવા સંવત્સરો તો પછી ઉગ્યા બેઃ ૧૮૮૫ ને ૧૮૮૭. એ સંવત્સરતિથિઓએ દલપતજીવનમાં દિવસનાં હર્ષઅજવાળાં યે ઢોળ્યાં છે, અને રાત્રિનાં વિષાદઅન્ધારાં યે ઢોળ્યાં છે. દુનિયા દેખતી કે દલપતહંસલો યે હર્ષશોકની બે પાંખે આયુષ્યના આભમાં ઉડે છે.

'૮૪ બેસતાં કવીશ્વરે બીજી આંખેથી મોતિયો ઉતરાવ્યો અને ડાબી આંખે કંઈક અજવાળું થયું. પુત્ર મગનલાલ મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયાના સમાચાર આવ્યા. છન્દરત્નાવલિનું ભાષાન્તર કીધું, માંગલિક ગીતાવલિ છપાઈ, હરિલીલામૃતના મહાગ્રન્થનો આદર મંડાયો. વયને ૬૪મે વર્ષે દલપતરામ સાહિત્યનિવૃત્ત ન્હોતા, મહાગ્રન્થનો આદર માંડતા હતા.

એ જ સાલની અધવચાળ-જૂનની ૧૬મીએ અમદાવાદ ઉપર અગ્નિકોપ ઉતર્યો, રતનપોળની મ્હોટી આગની ઝાળો ઉડી, કંઈ કંઈ રતન રાખમાં રોળાયાં, પન્દર લાખનું નુકસાન અંકાયું. આગ હોલવવાને કાંપમાંથી લશ્કર આવ્યું હતું. કોદાળા પાવડા વાંશીઓ લઈને દલપતધર્મીંદી

સ્વામી નારાયણી પાળાઓની શ્વેત પલ્ટન જૈનોની વ્હારે ધાઈ ન હોત તો અગ્નિદવ હજી અધિકું બાળત. પછી પાએક સદી સુધી એ રતનખંડેરો ખંડેરો જ રહ્યાં હતાં. કવીશ્વરની ચેઠે કવીશ્વરના સ્વામીપન્થીઓનો સેવાધર્મ સંપ્રદાયોની વાડીથી વિશાળો હતો.

એ સાલમાં ચાર દલપતપ્રશસ્તિઓ છપાઇ હતી; બે મહીપતરામભાઇના બુદ્ધિપ્રકાશઅંકોમાં ને બે નવલરામ ભાઇના શાળાપત્રઅંકોમાં. એપ્રિલના શાળાપત્રમાં કવીશ્વરના પટ્ટશિષ્ય અને આ આલેખકના આદિ કાવ્યગુરુ કવિ શ્રી બુલાખીરામ ચકુભાઈના કાવ્યકૌસ્તુભ નામના ગ્રન્થનું અવલોકન કરતાં બુલાખીરામના કાવ્યગુરુ વિશે શાળાપત્ર કહે છે કે ' લોક એ કવીશ્વરની વાણીથી રાજી રાજી થઇ જાય છે.' અને મેના શાળાપત્રમાં નિજ 'સંસ્કૃતમય ગુજરાતી'ના લેખમાં નવલરામભાઈ લખે છે કે ' આ બાબતમાં લોકવિચારને માન આપવાનો કવિ દલપતરામને દાખલો નકલ કરવા જોગ છે. આ લખનારની સાથે એ વખત ભાષાની સરળતાનો વિષય નીકળતાં મને કવિએ કહ્યું કે મારો એવો ધારો છે કે હું ચિત્રકાવ્યો કરૂં છું તો પણ તે પ્રથમ સાધારણ સ્ત્રીપુરુષો, જેને સુધારાવાળા કદાપિ અભણ જ ગણે, તેની આગળ હું વાંચું છું. અને જો માલમ પડે કે તેમનાથી કવિતા સમજાતી નથી તો કાઢી જ નાંખું છું. બેશક એ કવિએ પોતાના અભ્યાસ કાળમાં એમ જ કર્યું હશે, અને તેથી જ તેમની શૈલીમાં સમયાનુકૂળ શુદ્ધિની સાથે યથેચ્છ સરળતા આવી છે

એવા પ્રયાસનું ફળ પણ પ્રત્યક્ષ છે. દલપતરામની કવિતાના રસ કે ગાંભીર્ય વિશે ટૂંકા સાક્ષરમંડળમાં ગમે એવા અભિપ્રાય હો, પણ એ વાત તો નિશ્ચય છે કે લોકના સાધારણ સમૂહમાં સર્વોપરિ જનપ્રિય કવિ આ જમાનામાં આપણા ગુજરાત પ્રાન્તખાતે દલપતરામ છે.'

નર્મદઅવસાન પૂર્વેના નર્મદમિત્ર નવલરામના આ ઉદ્ગાર. ગોવર્ધનરામભાઈ નવલજીવનકથામાં કહે છે કે વલરામની બુદ્ધિતુલા અન્તે ઠેકાણે આવી હતી. મહર્ષિ ઇ બોલે છે કે વાડા વાળી બેઠેલા ' ટૂંકા સાક્ષરમંડ લોકમંડળ વચ્ચે શારદાપીઠની પહેલી પેઢીથી જ, આવું કાં અન્તર પડવા માંડયું હતું; જેણે આજે યે કાંઈ ાક્ષરતાને વાડાપૂરી ને ગિન્નાતી રાખી છે.

જૂનનાં બુદ્ધિપ્રકાશઅંકમાંનો, દલપતમહોત્સવકમિટિ મારંભકાર્ય વિશેનો, તન્ત્રીલેખ તો આ પ્રકરણના આદિ આપણે વાંચ્યો છે. એ પછીના જુલાઈઅંકમાં શ્રી વસંત ત્રભુંજનાં દલપતગુણાવલિ ઉચ્ચરતાં લેખ ને કવિતા છે

' વર્તમાન સમયમાં કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ અદ્વિતીય પુરુષ છે. . . . એમની વિદ્વત્તા સ્વધર્મનિષ્ઠા નીતિનિપુણતા અને સજ્જનતા વગેરે સ્તુત્ય ગુણોવાળી અત્યુત્કૃષ્ટ પ્રકૃતિએ એવી રીતે લોકોને રંજન કરી લીધેલા છે કે સ્વાભાવિકપણે જ્યારે એમના વિશે કોઇ ઠેકાણે પ્રસંગોપાતવાત નીકળે છે ત્યારે એક સ્વરે બધા જનો એમનાં વખાણ કરે છે. ' અને પછી દલપતરામનો ચતુર્ધા શ્લેષ ઉચ્ચરતો દૂહો છે કે

યાદવ-દલ-પતિ રામ, વળિ રાઘવ-દલ-પતિ રામ;
દ્વિજવર-દલ-પતિ રામ, ત્યમ કવિવર-દલ-પતિ રામ.

લોકવિચારને સન્માને ત્હેને લોક સન્માને. સાતમે દાયકે કવીશ્વર દલપતરામને કાવ્યપ્રશસ્તિના બોલ શાં ? જમાનાના મહાજનોને દલપતરામ પ્રશસ્તિબોલે બિરદાવતા અને દલપતશિષ્યોના હવે પ્રશસ્તિબોલ બોલાતા. પણ આ અવતરણો તો ઇતિહાસભૂલેલા કો આજનાઓના જ્ઞાનાર્થે છે. એપ્રિલ મે જૂન ને જૂલાઈની શાળાપત્ર ને બુદ્ધિપ્રકાશઅંકોમાંની નિરનિરાળા સાક્ષરોની લેખમાળા આજના જમાનાને કહે છે કે 'સાધુ સમો સ્વાર્થત્યાગ, તનમનધનથી દાયકાઓની અખંડિત સ્વદેશસેવા,' પ્રજાવિશાળા કાવ્યગુણોથી એ 'અદ્વિતીય પુરુષ' લોકહૈયાના સિંહાસને સ્થપાયા હતા.

ઢંઢેરાના જેવા ઉદાર ભાવે હિન્દને સ્થાનિક સ્વરાજ્ય અક્ષનાર મહાનુભાવ રીપન મહારાજનો રીપનમહોત્સવ ૭મી ડિસેમ્બરે અપૂર્વ ઉત્સાહભરતીએ ભારતભરમાં ઉજવીને આનન્દમંગળે '૮૪ની સાલની પૂર્ણાહુતિ થઈ.

પછી હર્ષશોકની તેજછાયા નાંખતી '૮૫ની સાલ ઉગી

ગ્રેટબ્રીટનની સરકાર એ અરસામાં સાહિત્યસન્માનને મોજે ચ્હડી હતી. બ્રીટનના લોકપ્રિય રાજકવિને ઓવામાં ઉમરાવપદ અર્પાયું હતું; અને મુંબઇકલકત્તાની સરકારો કને એવા રાજકવિ કે સાહિત્યાચાર્યનું નામ સન્માનાર્થે મંગાયું હતું. હોપવાંચનમાળાવાળા સર થિયોડાર હોપ ત્હારે કલકત્તે વાઇસરોય કને હતા. ત્હેમણે

હતો; તે પછી ચારેક દાયકે ઈંગ્રેજ સરકારે દલપતમણિને પ્રીછયો.

પછી તો છાપાંઓમાં ને માસિકોમાં કવીશ્વરની ગુણ-ભેરીઓ વાગી રહી. રાજામહારાજાઓના ને ઈંગ્રેજમિત્રોના અભિનન્દનપત્રો આવ્યા. ૨૦મી જૂલાઈએ અમદાવાદના મહાજનોની સભા મળી. ડાહ્યા વેદિયાના ને ત્ર્યંબક વેદિયાના વતન જામનગરમાં ૨૨મીએ બ્રહ્મસમાજ મળ્યો. ઓગસ્ટમાં અમદાવાદમાં સ્વજ્ઞાતિબન્ધુ ઓઝા શિવશંકર ભવાનીશંકરને ઘેર ધોળકા જામનગર વડોદરાનાં જ્ઞાતિસન્માનપત્રો અર્પાયાં. દિશાદિશામાંથી પ્રસંગાનુકૂળ શિષ્ટાચાર થયા. પ્રજાએ જાણ્યું કે પરદેશી સરકાર પણ ગુર્જરકવિતાને સન્માને છે ખરી.

એવામાં એક છાપાએ છાપ્યું હતું કે ગુજરાતના કવિને સરકારે આવો ઈલ્કાબ બક્ષ્યો છે તો મુંબઈના કવિને અદકેરો બક્ષવો જોઈયે.

દલપતરામને દુનિયાં ઉજળી ભાસી.

પણ છાંયડા વિનાનાં તેજ કોઇએ દીઠાં છે?'૮૫ની સાલમાં દલપતઆયુષ્યઉપવનમાંનો સ્હોંજની મધુરપમાં હર્ષનાં તેજ ઢોળાતાં તેમ શોકના પડછાયા યે પડતા.

માસબેમાસ ઉપર મધ્યગ્રીષ્મની ઝાળો ઝાલાવાડના વેરાનપટમાં ઉઠતી હતી ત્હારે પાંચમી મેએ સોરઠનો હીરો, રાજકુમાર કોલેજનું રત્ન, વઢવાણનો ઉગતો સૂર્ય, કવિતાનો ગુણજ્ઞ, કવીશ્વરનો કદરદાન, વતનનો વ્હાલપસહોયો પ્રતાપી રાજવી મહારાણો દાજીરાજજી આથમી ગયો.

દલપતરામને કાળની કટારી વાગી. ફારબસઅવસાન પછી એવો મિત્રયમંડળ ગઈ વીશીમાં કવીશ્વરને વાગ્યો ન હતો. દલપતરામને વતન વ્હાલું હતું, વતનનો રાજવંશ વ્હાલો હતો; એટલે વઢવાણ લૌકિકે ગયા. પણ વિદ્યાવૃદ્ધિની હૈયાધગશ અમદાવાદ મૂકીને ગયા ન્હોતા. 'જ્યહાં જ્યહાં દલપતરામ, ત્યહાં ત્યહાં નવવિદ્યાનો યુગબોધ' એ તો એ જમાનાનો ઘરગતુ ઇતિહાસમંત્ર હતો. વઢવાણમાં દાજી-રાજજીનું રાજસ્મારક હોય જ. વર્ધમાનપુરીની ગગનચું-બતી રાજઅટારીઓની છાયામાં ઠાકોર સાહેબ બાલસિં-હજીની તખ્તનશીનીનો દરબાર ભરાયો. કાળનાં બાણુ જેવા કવિબોલ એ રાજદરબારમાં પડ્યા કેઃ દાજીરાજજી ફરમી પુરુષ હતા. એમનો હવામહેલ અધૂરો રહ્યો; એમનાં સ્મારક અધૂરાં રહેવાનાં ન હોય. હું વઢવાણની વસ્તી છું. વસ્તીની જીભ થઈ વિનવું છું કે દાજીરાજજી હાઇસ્કુલ સ્થાપવી ને પ્રજાના પુત્રોને ભણાવીગણાવી અનેક નવદાજી-રાજો સરજવા. તે તિથિએ વઢવાણમાં દાજીરાજ હાઇસ્કુલ સ્થપાઈ, ને નવકેળવણીની દિશા પૂરી ઉઘડી

દલપતજીવનમાંની લાંબી પાનખર ઋતુ એમ બેઠી.

અને પછી માસે-ચાર માસે આવી પેલી જગહત્યારી શરદઋતુ. વેદકાળથી શરદને વિષજ્વરની ઋતુ કહી છે. શરદ ઉતર્યો, એ વર્ષ ઉતર્યો. હજ્જૂરો વર્ષોથી શતં જીવ શરદો વર્ધમાનઃ એ પરમ આશીર્વાદમન્ત્ર ઉચ્ચારાય છે. તિથિ જ ભારે હતી-અન્ધારિયાની ચતુર્દશીની. પક્ષે ભારે હતો પિતરસંભારતા શ્રાદ્ધપક્ષનો. ભરજોબનનું વર્ષ હતું ૩૬ મું.

તથા મુંબઈ સરકારે દલપતરામની સલામણ કીધી. દલપતરામ ને ટેનીસનનાં જીવનમાં ને કવનમાં ઘણું સામ્ય છે. એકને અંહી ને બીજાને ત્હાં–આજે તો બન્નેયને નવનવતરિયાઓ જૂનવાણી કવિઓ ભાખે છે; પણ, ત્હાં કે અંહી, એકકે નવીનાચાર્ય એમનાં જેવાં કે જેટલાં લોકપૂજન પામ્યા નથી, કે કોએ એમની લોકપ્રિયતાના કાવ્યપેંગડામાં પગ મૂકયો નથી. દેશદાઝ, લોકપ્રશ્નોની કાવ્યછણાવટ, મિત્રવિરહો, નવવિજ્ઞાનના આદર, વાણીવ્હેણુની સરળતા, ઉર્મિઉછાળાઓનો સંયમ, દામ્પત્યભાવની ઘોષણા, દેશવિશાળી લોકપ્રિયતા ને કવીશ્વરતાઃ એ દલપતટેનીસનના સામ્યધર્મ. ચોખૂટ ગુજરાતે ઘૂમવાં, ઠામઠામ નવકેળવણીનાં બીજ વાવવાં, નવસંસ્કૃતિની વેલીઓને કવિતાજળ પાવાં, નવયુગના કાળવ્હેણમાં પ્રજાને સફળતાપૂર્વક વાળવી, મહાપ્રવાહી સંસ્કૃતિઓના સંગમ સજવામાં સમર્થ સહાયતાઃ દલપતપક્ષે એ પ્રવૃત્તિધર્મોની વિશેષતાઓ હતી. બન્ને ય Evolutionવાદી હતા, Revolutionવાદની સ્હામે ઉભતા. વિલાયતમાં ટેનીસનનું રાજસન્માન થયું એવામાં જ ગુર્જરદેશે કવીશ્વરનું રાજસન્માન થયું.

જૂન પાંચમીએ જઈ મળે રવિ મૃગશર નિર્ભ્રાન્ત;
એ જૂનની પાંચમીએ કલકત્તેથી કવીશ્વરને હોપ સાહેબનો તાર મળ્યો કે હાર્દિક મુબારકબાદી; સરકારે સી. આઈ. ઈ. નો ઈલ્કાબ આપને બક્ષ્યો છે. સુદામાજીને સુવર્ણમન્દિરમાળિયાં જોઇને થયું હતું તેમ પ્રથમ તો દલપતરામની નિરભિમાનતાએ વાત માની નહિ. એવડેરોક ઈલ્કાબ મુજ રંકને ક્યહાંથી હોય ? ક્ષણેક ધાર્યું કે મહીપતરામને મુબા-

રકબાદીનો તાર દલપતરામને આપવાની તારખાતાની ભૂલ હશે. ત્હાં તો વળતે દિવસે છાપાંઓએ એ આનન્દસમાચાર જગજાહેર કીધા ને પ્રજા વતી હર્ષોદ્ગાર ઉચ્ચાર્યો. હોપનો ચે કાગળ આવ્યો કે 'હવેના વખતમાં ભલે બીજા વિદ્વાનો થાય. પણ પ્રજાકેળવણીનો પાયો નાંખવામાં જે સર્જનો હતા તે આવા માનને પ્રથમ અને પૂર્ણરીતે લાયક છે.'

પછી પેન્શન લઇ સ્વદેશ જતાં જતાં ગુજરાતમાંના જૂના મિત્રમંડળને મળવાને સર ટી. સી. હોપ '૮૮ના જાનેવારીની ૬ઠ્ઠી તારીખે અમદાવાદ આવ્યા હતા. લશ્કરીને કાચબંગલે દિલ્હી દરવાજે અમદાવાદના મહાજનોની મિજલસ ભરાઇ હતી. કવીશ્વરે ત્હાં કવિતા ગાઈને એક દોહરામાં હૈયાભાવ ઉચ્ચાર્યો હતો કે

> હોપ નામ આશા તણું, સુણજો સજન તમામ;
> ગુજરાતીમાં તો કહું 'સાહેબ આશારામ.'

ફારબસ હોપ અને કરટિસ એ કવીશ્વરની પરમ હિતસ્વિની ત્રિમૂર્તિઓ હતી. 'આશાના આરામ' હોપ સાહેબને કવીશ્વરે એ કવિતાબોલે છેલ્લી વિદાય દીધી હતી.

મોડી મોડી પણ ઇંગ્રેજ સરકાર જાગે છે ખરી; જગાડણહારો જોઇયે. કે છઆઠ હજાર માઈલોને અન્તરે બેઠેલી બ્રિટિશ સરકારને કાને પડઘા પહોચતાં વર્ષો વીતે છે? દલપતઆયુષ્યને ૬૬મે વર્ષે બ્રીટનને થયું કે કવીશ્વર ઈલ્કાબપૂજ્ય છે! ૧૮૪૮માં ફારબસે દલપતહીરલો શોધ્યો

હતો; તે પછી ચારેક દાયકે ઈંગ્રેજ સરકારે દલપતમણિને પ્રીછયો.

પછી તો છાપાંઓમાં ને માસિકોમાં કવીશ્વરની ગુણ-ભેરીઓ વાગી રહી. રાજામહારાજાઓના ને ઈંગ્રેજમિત્રોના અભિનન્દનપત્રો આવ્યા. ૨૦મી જૂલાઈએ અમદાવાદના મહાજનોની સભા મળી. ડાહ્યા વેદિયાના ને ત્ર્યંબક વેદિયાના વતન જામનગરમાં ૨૨મીએ બ્રહ્મસમાજ મળ્યો. ઓગસ્ટમાં અમદાવાદમાં સ્વજ્ઞાતિબન્ધુ ઓઝા શિવશંકર ભવાનીશંકરને ઘેર ધોળકા જામનગર વડોદરાનાં જ્ઞાતિસન્માનપત્રો અર્પાયાં. દિશાદિશામાંથી પ્રસંગાનુકૂળ શિષ્ટાચાર થયા. પ્રજાએ જાણ્યું કે પરદેશી સરકાર પણ ગુર્જરકવિતાને સન્માને છે ખરી.

એવામાં એક છાપાએ છાપ્યું હતું કે ગુજરાતના કવિને સરકારે આવો ઈલ્કાબ બક્ષ્યો છે તો મુંબઈના કવિને અદકેરો બક્ષવો જોઈયે

દલપતરામને દુનિયાં ઉજળી ભાસી.

પણ છાંયડા વિનાનાં તેજ કોઇએ દીઠાં છે? ’૮૫ની સાલમાં દલપતઆયુષ્યઉપવનમાંની સ્હાંજની મધુરપમાં હર્ષનાં તેજ ઢોળાતાં તેમ શોકના પડછાયા યે પડતા.

માસબેમાસ ઉપર મધ્યગ્રીષ્મની ઝાળે ઝાલાવાડના વેરાનપટમાં ઉઠતી હતી ત્હારે પાંચમી મેએ સોરઠનો હીરો, રાજકુમાર કૉલેજનું રત્ન, વઢવાણનો ઉગતો સૂર્ય, કવિતાનો ગુણજ્ઞ, કવીશ્વરનો કદરદાન, વતનનો વ્હાલપસ્હોયો પ્રતાપી રાજવી મહારાણો દાજીરાજજી આથમી ગયો.

દલપતરામને કાળની કટારી વાગી. ફારબસઅવસાન પછી એવો મિત્રયમડંખ ગઈ વીશીમાં કવીશ્વરને વાગ્યો ન હતો. દલપતરામને વતન વ્હાલું હતું, વતનનો રાજવંશ વ્હાલો હતો; એટલે વઢવાણ લોકિકે ગયા. પણ વિદ્યાવૃદ્ધિની હૈયાધગશ અમદાવાદ મૂકીને ગયા ન્હોતા. 'જ્યહાં જ્યહાં દલપતરામ, ત્યહાં ત્યહાં નવવિદ્યાનો યુગબોધ' એ તો એ જમાનાનો ઘરગતુ ઇતિહાસમંત્ર હતો. વઢવાણમાં દાજીરાજજીનું રાજસ્મારક હોય જ. વર્ધમાનપુરીની ગગનચુંબતી રાજઅટારીઓની છાયામાં ઠાકોર સાહેબ બાલસિંહજીની તખ્તનશીનીનો દરબાર ભરાયો. કાળનાં બાણ જેવા કવિબોલ એ રાજદરબારમાં પડયા કેઃ દાજીરાજજી કરમી પુરુષ હતા. એમનો હવામહેલ અધૂરો રહ્યો; એમનાં સ્મારક અધૂરાં રહેવાનાં ન હોય. હું વઢવાણની વસ્તી છું. વસ્તીની જીભ થઈ વિનવું છું કે દાજીરાજજી હાઇસ્કુલ સ્થાપવી ને પ્રજાના પુત્રોને ભણાવીગણાવી અનેક નવદાજીરાજો સરજવા. તે તિથિએ વઢવાણમાં દાજીરાજ હાઇસ્કુલ સ્થપાઈ, ને નવકેળવણીની દિશા પૂરી ઉઘડી.

દલપતજીવનમાંની લાંબી પાનખર ઋતુ એમ બેઠી.

અને પછી માસે-ચાર માસે આવી પેલી જગહત્યારી શરદઋતુ. વેદકાળથી શરદને વિષજ્વરની ઋતુ કહી છે. શરદ ઉતર્યો, એ વર્ષ ઉતર્યો. હજારો વર્ષોથી શતં જીવ શરદો વર્ધમાનઃ એ પરમ આશીર્વાદમન્ત્ર ઉચ્ચારાય છે. તિથિ જ ભારે હતી-અન્ધારિયાની ચતુર્દશીની. પક્ષે ભારે હતો પિતરસંભારતા શ્રાદ્ધપક્ષનો. મરજોબનનું વર્ષ હતું ૩૬ મં.

શરદનો વિષજ્વર દલપતઘેર આવ્યો અને ફળીફૂલી ગૃહણી-વેલને ઝડપી ગયો. રેવાબાની સંવત્સરી ને શ્રાદ્ધતિથિ એક જ છે. દલપતવાસને સન્તાનફૂલડે ભરીને, કવીશ્વરનો બળબળતો ગૃહસંસાર સુખછાંટણે છાંટીને, કવિકુટુંબની સુવાસના સગાંસંબંધીઓમાં ફેલાવીને, ૨૩ વર્ષો દલપત સૌભાગ્યચુન્દડી ઓઢીને એ સૌભાગ્યચુન્દડીએ જ રેવાબા અક્ષરવાસી થયાં. વલખતાં-ટળવળતાં ન્હાનાં બાળકડાંઓ નમાયાં થયાં; કવીશ્વરની કુળદીવડી હોલવાઈ. ઉત્તરક્રિયાની તિથિઓમાં આશ્વાસનાર્થે કવીશ્વરે ભગવદ્‌ગીતા વંચાવી લોક ત્ય્હારે કહેતા કે મહેમાની તો મ્હોટા મનનાં રેવાબાની.

કાંઇકે અધૂરી હશે તો દલપતરામને પ્રતીતિ થઈ કે આયુષ્ય મોંઘાં છે.

બહુ ગવાયેલું આપણું એક કાવ્યચરણ છે કે

સદ્‌ગુરુએ અમને મારેલ શબ્દોનાં બાણ.

પ્રાચીન યુગમાં ભર્તૃહરિનાં જેવાં શતકોમાંનાં મણિઓ હતાં, શુભાષિતાચાર્યોનાં જેવાં મુક્તકો હતાં, ત્હેવા મધ્ય-યુગમાં તુલસી બિહારી કેશવના સતસૈયા હતા. એ કવિ-વરોનો એકએક દૂહો એટલે શબ્દોનું બાણ. એવા મુક્તકોની, અનુભવની ટીકડીઓ સમોવડા-હૈયાવેધક વાગ્બાણ જેવા સાતસેં દલપતદોહાઓની એ ઓગસ્ટ માસમાં દલપતસત-સઈ પ્રગટ થઈ હતી. કેટલાંક મોતીઓ જૂનાં હતાં, કેટલાંક નવાં વીણેલાં હતાં. '૮૩ થી આફ્રિકામાં વસતા ને '૯૩માં પૃથ્વીપરકમ્માવાસી પીરાજીના મેમણ ગૃહસ્થ હાજી સુલેમાન શાહ મહમ્મદ પોતાની પૃથ્વીપરકમ્મામાં દલપતકાવ્યને સદા ઓશીકા નીચે રાખતા, દલપતસતસઈને પોતાનું

તાવીજ માનતા.

'૮૫ ઉતરતાં લોર્ડ રે કવીશ્વરને વઠતાલમાં મળ્યા હતા. વડતાલવાસો અને કવિતાપ્રવૃત્તિ કવીશ્વરના દિલદિલાસા હતા.

એ '૮૫ ની નાતાલમાં ઈલબર્ટ બીલમાંથી મુંબઈમાં નેશનલ કોંગ્રેસ જન્મી; ભારતમાં એ તણખો પડયો જેણે પછી દેશના રાજપ્રકરણમાં દવાનળ સળગાવ્યો.

લાંબા આયુષ્ય એટલે વ્હાલાંઓના વિજોગ; સ્વજન વિરહો ઝીલવા ને જીરવવા. દલપતઆયુષ્યની પાનખર ઋતુ બેઠી તો હતી જ; ત્હેમાં ય તે '૮૬ માં તો વનવેડતો વંટોળ વાયો. જેની જોડે જીવનના અટાપટા ખેલ્યા–ને વાળ્યા–એ ગર્જતોતર્જતો પ્રતિસ્થી નર્મદ ફેબ્રુઆરીની ૨૫ મીએ કાળધર્મ પામ્યો. વઢવાણ મૂકાવી અમદાવાદ–વાસના કારણભૂત, શિષ્ય, સ્નેહી, હિતસ્વી, સૌમ્યમૂર્તિ ભોળાનાથભાઇ એપ્રિલની ૧૧ મીએ સ્વર્ગવાસી થયા. જૂલાઈની ૭ મીએ પ્રતાપી પટ્ટશિષ્ય બુલાખીનો ઉગતો તારો બરજોબનાવસ્થામાં અસ્ત પામ્યો. એ જ માસની ૧૨ મીએ સોરઠના સમર્થ રાજપુરુષ સ્નેહીવર્ય ગગા ઓઝા સંસાર ઉતારી, ભગવાં પહેરી, સ્વામી સચ્ચિદાનન્દ સરસ્વતી થયા સાચેસાચ! યમરાજે વાડી વેડવા માંડી.

'૮૭ ના વર્ષનાં પગરણ મંડાણાં જાનેવારીમાં પેલ. ડુંગરધારોના અધિષ્ઠાતા લૂણાવાડાનરેશને ઈલ્કાબ અર્પવાની મિજલસોથી. હઠીભાઈની વાડીએ દરબાર ભરાયો. મહાજનો મળ્યા. કવીશ્વરે કવિતા ગાઈ. રાત્રે રોશની થઈ, ને રાત્રીનો દિવસ કીધો. સંસ્થાનોમાં એટલા યે અજવાળાં દિવસે

ઉગતાં હોત તો દલપતરામને યે ક્હેવાથે ગાવું પડ્યું ન હોત કે

દિવા નથી દરબારમાં, છે અન્ધારૂં ઘોર.

પછી ફેબ્રુઆરી માસમાં ૧૬ મી ને ૧૭ મીએ દેશભરમાં મહારાણી વિક્ટોરિયા પાટ બેઠાનો સુવર્ણમહોત્સવ ઉજવાયો. મહારાણીજી ભારતના તખ્તે આવ્યાંને તો ત્રીશેક વર્ષ થયાં હતાં, પણ ઈંગ્લાંડને તખ્તે આવ્યાંને અર્ધી સદી વીતી હતી. મહારાણીના રાજ્યપદનાં પાંચ દાયકાઓમાં કવીશ્વરના પ્રવૃત્તિધર્મના ચાર દાયકા સમાતા. જગતઇતિહાસના થોડાક ધન્યભાગ રાજવીઓ પાચસસાઠ વર્ષનાં રાજપદ ભોગવે છે. અને ત્હેમાંયે મહારાણીની અર્ધી સદી તો ઇતિહાસ યશસ્વિની હતી, ભરતખંડે યુગપલટાની અર્ધી સદી હતી. ક્ય્હાં એ ૧૮૩૭, કે '૪૮, કે '૫૮? અને ક્ય્હાં આ ૧૮૮૭? ઇંગ્લાંડમાં યે ત્યહારે આગગાડી ને તાર બાળપગલીઓ ભરતાં. વોટરલુવિજયી વેલિંગ્ટન લંડનની સડકોમાં ફરતો ને જંગમ જયસ્તંભ ને ઈતિહાસસ્તંભ સમો નેપોલિયનને ને ફ્રેંચવિપ્લવને સ્મરાવતો. કેથોલિકોને નાગરિક હક્ક, ગુલામોને સ્વતન્ત્રતા, પાર્લમેન્ટની સુધારણા—એ પ્રજાજુબેશોના તાજા પડઘા ત્ય્હારે સંભળાતા, અને અન્નઆયાતના બિનજકાતી વ્યાપારનો કૉબ્ડનબ્રાઈટનો પ્રજાપોકાર તો હજી ભાવીના કાળ ગર્ભમાં હતો. આપણે ત્ય્હાં તેમ જ ત્ય્હાં '૮૭માં દુનિયાનાં નવદર્શન થતાં હતાં. આગગાડીઓ અને આગબોટો અટારાઓ જેટજેટલી દોડતી; તારની વીજળીઓ પંખીઓથી યે અદકેરી ઉડતી. ચારદાપીઠો ને ચારદાપીઠોનો પરિવાર—શાળાઓ

કન્યાશાળાઓ હાઈસ્કુલો કૉલેજો-પાંગર્યાં હતાં. છાપાંઓ અને પુસ્તકશાળાઓની જ્ઞાનપરબો મંડાઈ હતી. હુન્નર નરેશનાં પગલાં હિન્દમાં થયાં હતાં ને વણાટમીલો સ્થપાઈ હતી. ઇસ્પિતાલોનું નવવૈદક નગરનગરના રોગ નિવારતું. ભારતભરમાં નવયુગનાં અજવાળાં ઉગ્યાં હતાં. માનવીને જાણે નવી આંખો આવી હતી. વિદ્યાહુન્નર ખીલ્યાં હતાં, દેશપ્રદર્શનો ભરાતાં હતાં, કલા કવિતા સાહિત્ય ફૂલવાડી જેવાં પ્રફુલ્લ્યાં હતાં. નેશનલ કોંગ્રેસ જન્મી હતી. સંસારસુધારાની પડઘમો ગાજી ગઈ; રાજસુધારાની પડઘમો ગાજવા માંડી. ભારતની પ્રધાન નગરીઓ સ્થાનિક સ્વરાજ્ય ભોગવતી થઈ. મહારાણીજીનો સુવર્ણમહોત્સવ વસ્તુતઃ એ ઇતિહાસયશસ્વિની અર્ધી સદીનો સુવર્ણમહોત્સવ હતો, દલપતગાયા 'સુધારા'નો મહોત્સવ હતો.

અમદાવાદમાં પ્રથમ દિવસે સમારંભ બાદશાહીજૂના લાલ દરવાજે થયો. ૧૬મીની સ્હવારે પ્રથમ પ્રહરે અમદાવાદમાંની ગામઠી ને સરકારી બાળશાળાઓ ને કન્યાશાળાઓ ધજાપતાકાઓ ફરકાવતી ને 'જીવો વિક્ટોરિયા'નું દલપતગીત ગાતી ગાતી લાલ દરવાજાના બાદશાહી ચોકમાં ચોકવિશાળી ચન્દની નીચે એકઠી મળી. નવસંસ્કૃતિની પેલી દલપતવર્ણવી પલ્ટણો પ્રજાજનોએ પ્રત્યક્ષ નિહાળી. નગરબાળકોને ત્હાં પેંડાકાજૂ વ્હેંચાયા, મ્હોં મીઠાં થયાં. 'આ કામની વ્યવસ્થા કરવામાં રા. સા. મહીપતરામ રૂપરામ સી. આઇ. ઈ. ઘણી ઉલટથી ભાગ લેતા હતા.' પછી મધ્યાહ્ને કાગડાપીઠમાં શહેરનાં ગરીબગુરબાંને અન્નદાન અપાયું. અમદાવાદ ખેડા સૂરત ભરૂચ જીલ્લાઓના

જે તાલુકદારો જ્યૂબિલિમહોત્સવમાં પધાર્યાં હતા ત્હેમની પછી મધ્યાહ્નોત્તર સવારી ન્હડી. સહુનાં નિરનિરાળાં નિશાનો ફરકતાં, ડંકા વાગતા, વાજીંત્રો ગાજતાં. 'દરેક તાલુકદારનાં નિશાન હાથી ઉપર રાખવામાં આવ્યાં હતાં.' સવારી પાંચકૂવે દરવાજેથી ઉપડીને લાલ દરવાજાના સભા-મંડપે ઉતરી. ચાર વાગતાં ત્હાં કલેક્ટર મિ. રીડે દરબાર ભર્યો. એ દરબારમાં મહારાણીજીના સમકાલીન હતા કવીશ્વર. કવીશ્વરે તથા રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે દરબારમાં કવિતાઓ ગાઈ. પાટડીના દરબાર શ્રીએ કવીશ્વરને શેલુ ને પાઘ બક્ષ્યાં; નગરશેઠે પાઘડી અર્પી; 'રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. તરફની શાલ મહેરબાન રીડ સાહેબે' ઓઢાડી. પછી રાજ્યવધામણાંનો વિધિ થયો. રાજસંરક્ષિણી બેયોનેટને ફૂલહાર પ્હેરાવાયા, મહારાણીજીની છબિને પાનબીડાં ધરાવાયાં, પાટડી દરબારે રૂપાફૂલડે મહારાણીને વધાવ્યાં. બે દિવસ રાત્રે રાત્રે નગર-રોશની થઈ હતી, શહેર અજવાળે ઉજળું થયું હતું. બન્ને દિવસ કાંકરિયે મેળો ભરાયો હતો. મન્દિરમસીદોમાં રાણીજીના દીર્ઘાયુષ્યની પ્રાર્થનાઓ થઇ હતી. 'રાત્રે કાર્ંજના બાગ આગળ લશ્કરી વાજું વાગતું હતું.'

અને ૧૭મીની બધી ધામધૂમ કરણદેવના કાંકરિયાના ઘટામંડળમાં હતી સરોવરપાળે માંડવા નંખાયા હતા, ને મેળામાં નાટકચેટકના ખેલ થતા. 'દેશી પલટણ અને અંગ્રેજ સોલજરો વચ્ચે દોડવાની શરત રમાઈ હતી.' રાત્રિએ નગીનાવાડીમાં, પૂલનાં પગથિયાંકાંકરે, ને તળાવ ફરતી પાળે પાળે દીપમાળા પ્રગટી હતી. સરોવરજળમાં

તે તિથિએ દીપમાળાનાં ને તારકમાળાનાં બેવડાં બિમ્બ-પ્રતિબિમ્બો તરતાં. નગીનાવાડીની અગાસીમાં લશ્કરી વાજું વાગતું. 'ચોમેર તળાવની પાળે પાળે ને વાડીમાં માણુંસ –માણુસ જ દેખાતાં.' આતસબાજીના ગગનધડાકાઓ પછી મોડી રાતે લોકમેદની વિખેરાઈ.

૧૮મીની રાત્રિએ પાટડી દરબારશ્રીની વતી નગર-રોશની થઈ હતી. કોઠ દરબાર શ્રીએ તાલુકદારબન્ધુઓને મિજબાની આપી હતી.

જ્યૂબિલિપ્રસંગે સરકારે મહામહોપાધ્યાય ને શમ્સ –ઉલ-ઉલમાના, હિન્દુ ઇસ્લામી પંડિતવર્યોને કાજે, વર્ષાસનો સાથેના નવઈલ્કાબો સ્થાપ્યા હતા; ત્રેવીસ હજારેક કેદીઓને છોડયા હતા; મોરબી સંસ્થાનને રાજસ્થાનોના પહેલા વર્ગમાં મૂકયું હતું; જસ્ટિસ રાનડે અને કવિવર વર્ડ્ઝવર્થના પૌત્ર પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થને સી. આઈ. ઈ.ના ઈલ્કાબો બક્ષ્યા હતા. 'દિવાની બંધીવાનો, જેમનું દેવું રૂ. ૧૦૦થી વધારે નહિ....તેમનું દેવું સરકારે આપ્યું.'

ગામડાં કસબા અને મ્હોટાં શહેરોમાં મહારાણીજીના સુવર્ણમહોત્સવની તિથિઓએ 'યથાશક્તિ રોશની આતસબાજી રમતગમતનાં મેળામિજબાની થયાં હતાં.' અમદાવાદમાં સંપૂરણ રાજરીતે રાજમહોત્સવ ઉજવાયો. પ્રજાહૈયે રાજભાવની ભરતી રહ્ડી. એકે પુત્રી જન્મી ત્હેનું યે નામ જ્યૂબિલિ પાડયું.

પછી દલપતઘેર લગ્નોત્સવ થયો. વસન્તપંચમીએ ખંભાતમાં ચિ. છોટાલાલનાં લગ્ન કીધાં, ને દલપતકુળ-

દીવડી સમાં ગંગાજીને કવીશ્વર ઘેર લાવ્યા. આણું દઇ પગરસ્તે ખંભાત જતાં પેટલાદમાં રા. બ. મણિભાઈને હવેલીએ કવિજાને મહેમાની માણી હતી. નરસિંહ મહેત સમા કવીશ્વરની જાનનો જાનીવાસો ખંભાતમાં ઉત્તમરામજી મહારાજના મન્દિરમાં હતો.

તે પછીને પખવાડિયે, મહા વદ છઠની તિથિએ કુળગોત્રમાં નવાં પધારેલાં ગંગા ભાભીના વરદ હસ્તે ન્હાના ન્હમનના ઉપનયનસંસ્કાર થયા.

આપણા સંસારે સંવત્સરે સંવત્સરે બે રાત્રિઓ અઘોર આવે છેઃ એક કાળી ચૌદશની ને બીજી મહાશિવરાત્રીની. બન્ને ય રાત્રિઓ જગતે જાણે અન્ધકારના ચન્દરવા બાંધે છે. '૮૭ની મહાશિવરાત્રીએ દલપતસંસારે સદાયનો અન્ધારચન્દરવો બંધાયો. દરિયાપાર દેશવટે જઈને રહ્યાં હતાં એ અમારાં મૂળીમા તે તિથિએ પુત્રઘેર છેલ્લી સ્હોડ વાળીને પોઢયાં. અમદાવાદ તાર આવ્યો. દલપતરામને પાંખો હતી નહિ કે ઉડીને જાય. અને જવાના યે શા જય રહ્યા હતા ! રિસામણાંમનામણાંથી પર મૂળીમા પરવર્યાં હતાં. કવીશ્વરને ત્‍હારે સુદામાશાથી રંકતાનો નિજ પ્રથમાશ્રમ સાંભરી આવ્યોઃ

તૂટી સરખી ઝૂંપડી, ને લૂંટી સરખી નાર,
સડયાં સરખાં છોકરાં મને મળ્યાં ન બીજી વાર.

બીજાંઓ તો સંપત્તિવર્ષોનાં સંગાથી હતાં; મૂળીમા વિપત્તિવર્ષોનાં સગાં હતાં. વતનમાં કવીશ્વર લોટે જતા ને માગી લાવતા ત્‍હેના મૂળીમા રોટલા ઘડતા. જારબાજરાના

એ રોટલા ત્હારે મીઠા મેવા સમા લાગતા. અને પછીનું સુખસ્વપ્નું યે સાંભર્યું. મહીકાંઠાનાં વનડુંગરાઓમાં ચાર-ચાર સ્વારોની રખેવાળીએ દંપતી ફરતાં, સાહેબના ગુરુ-ગોરાણીની સાહેબી માણતાં, રાજદરબારોમાં સન્માનાતાં, ફારબસને ત્હાંથી મેવામીઠાઈના રાજભાગ આવતા, સાદરેથી મેનામાં બેસીને અમદાવાદ ગયાં હતાં–એ સૌ સંસારકથાઓ કાલે જ બની હોય એમ કવીશ્વરને પ્રત્યક્ષ થઈ. અને પછી સાંભરી આવી એ ગોઝારી બળવાની કાળવર્ષી. ત્હારે આયુષ્યભરનાં રિસામણાં રોપાયાં, પાણિયારાની ગોળી ફૂટે એમ ઘર ફૂટી ગયુ, દલપતસંસાર ખારોઝેર થયો. એ સૌ જીવનસ્મરણોએ પહાડ જેવું દલપતહૈયુ પીગળી ગયુ. સૂકા ગિરનારમાંથી ઝરણુ ટપકે છે એમ આંખોમાંથી આંસુટપકાં ટપકયાં. ત્રણત્રણ પત્નીઓએ દલપતઘર ગૃહિણીસૂનું થયુ, બાળકો માતાવિહોણાં થયાં. મૂળીમા દલપતઘેર પહેલ્લાં આવ્યાં ને છેલ્લાં ગયા. કવીશ્વરને ગૃહસંસાર સમેટાયો લાગ્યો. પગ નીચેથી પૃથ્વી જાણે સરી ગઈ.

ડાહ્યા વેદિયાનાં ને મૂળીમાનાં દલપતવંશે એવાં જનમરિસામણાં હતાં.

એ પછી મહિનામાસે, માર્ચની ૨૪મીએ, મગનલાલના પુત્ર દશરથપ્રસાદનો જન્મ થયો અને દલપતરામે પૌત્રદર્શન કીધાં.

દલપતકુળનાં નીર ઠલવાતાં હતાં ને ભરાતાં હતાં. કવીશ્વરની કુટુંબઘટમાળ અંહી ભરાતી હતી તે

મ્હોંઘે મહોત્સવકમિટિની યે ઘટમાળ ભરાતી જતી હતી.

નવરોજજીભાઈનો શ્રમ અથાક હતો. રાજદરબારો, ઈંગ્રેજ અમલદારો, શેઠશાહુકારો–ગુજરાતની સાહિત્યરસિક આલમમાં એમની ઝોળી ફરતી હતી. કેટલાકોએ હા કહી, કેટલાકોએ વિચારીશું કહ્યું, કોઈએ ના પાડી નહિ. વ્યાપારીને નકારનું અપમાને હોય નહિ. પોતાનો સઘળો વગવસીલો નવરોજજીભાઈએ ત્હારે દલપતસેવામાં ખરચ્યો. ઘરમાં નિત્યનિત્ય પુત્રીઓ જેમ પૂછતી કે 'સફરની સફળતામાં કેટલેક પહોંચ્યા છો?' તેમ તેમ પગલાં લેખીલાં ઉપડતાં. કોઈકના ચેક આવે ને હુંડી આવે તેમ તેમ હૈયામાં હુંફ ર્હહતી. દલપતમહોત્સવને અંગે વકીલબંગલે જૂદી ઓફિસ ને જૂદો કારકુન બેસતાં. જરૂર જણાય ત્હાં ત્હાં નવરોજજી શેઠ જાતે મળવાને જતા. એમ ત્રણેક વર્ષના શ્રમપરિપાકે સ્હાડા બાર હજાર રૂપીઆ દલપતમહોત્સવફંડમાં ભરાયા. ત્હારના સ્હાડા બાર હજાર એટલે આજના ત્રીશેક હજાર.

પછી મહોત્સવકમિટિએ ઉત્સવનાં પગરણ આદર્યાં. મહોત્સવકમિટિનો પ્રથમ નિર્ધાર એ હતો કે

'૧, (જે ફંડ થાય) એ રકમમાંના આશરે એક હજાર રૂપીઆ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની છબિ કરાવવામાં ખર્ચવા.'

ઇસ્વી ૧૮૫૫ થી તે ૧૮૯૯–૧૯મી સદીના ઉત્તરાર્ધમાં અમદાવાદનું નગરમન્દિર હતું હેમાભાઈ હોલ. હજાર બે હજાર પાંચ હજારની મેદનીના આજના સાહિત્યોત્સવોને

તો એ રમકડું લાગે; પણ ત્હારની લોકસભાઓને હેમાભાઈ હોલ ઘણી વેળા ન્હોટો પડતો નજરે દીઠો છે. ૨૦ મી સદીમાં હેમાભાઇ હોલનું સ્થાન લીધું છે ત્હેના સપૂત પ્રેમાભાઈ હોલે. પણ ત્હારે હેમાભાઇ હોલ અમદાવાદની લોકસભાઓનું કેન્દ્રભવન હતો. નિત્યનિત્યે નગરશેઠની હવેલીએ જઈને, નિજ કવિતાથી રીઝવીને, પુસ્તકશાળાના પ્રજાકલ્યાણક નવયુગના નવમાર્ગે હેમાભાઈ નગરશેઠને કવીશ્વરે કેવી રીતે વાળ્યા એ ઈતિહાસરેખાવલિ આ જીવનકથાગ્રન્થના બીજા ભાગના પૂર્વાર્ધમાં આપણે વાંચી છે. દલપતમહોત્સવકમિટિએ કવીશ્વરના ઉત્તમાંગનું તૈલચિત્ર ચીતરાવીને અમદાવાદના એ દલપતસ્થાપ્યા નગરમન્દિરે સ્થાપવાનું નિર્ધાર્યું. અને એ અર્થે '૮૭ના મે માસમાં કવીશ્વરને કમિટિ મુંબઇ તેડી ગઈ.

૧૮૫૦ માં પ્રથમવારકા દલપતરામ ફારબસ સંગાથે વહાણમાં બેસીને મુંબઈ આવ્યા હતા ને મહાલક્ષ્મીના સાગરકાંઠે તંબૂકનાતોમાં ઉતર્યા હતા ત્હેનાથી આજની મુંબઈનગરી નિરાળી હતી. હવે મુંબઇને કિલ્લાકોટ ન હતા. કોટ ફરતી દુર્ગખાડી પૂરાઈને ધોરી રાજમાર્ગ સરજાયો હતો. એ રાજમાર્ગને એક છેડે કલાના શિખર સમું ભૂખરૂ બોરીબંદરનું સ્ટેશન સ્થપાયુ હતું, બીજે છેડે ઈલાકામાં જ્ઞાનગંગા વહાવતો, ગંગોત્રીના કો મન્દિરમુગટ સમો, શારદાપીઠનો સારસ્વત મિનારો કાળ માપતો હતો કે આટલા સંવત્સરોમાં વિદ્વત્તાનાં આટલાં પુષ્પો પ્રફુલ્લ્યાં. સરકારી ગવ્હર્નરબંગલો મલબારની ટેકરીછાયામાં હતો તે કોલાબાની દીવાદાંડીની સ્હામે, બીજી અડધપા દીવાદાંડી

સમો, પશ્ચિમસાગરની ભૂશિરના અગ્રિઅગ્રે જઈને બેઠો હતો. પરેલ મટીને કોટ પાલવા ને મલબાર ટેકરી મુંબઈનાં કેન્દ્ર બન્યાં હતાં. ચાર લાખની વસ્તી દસ લાખની થઈ હતી. બાદશાહી પહેરામણીની નગરી વસન્તની વાડી સમી પ્રફુલ્લી ઉઠી હતી. શુક્લ પક્ષની તિથિઓના સમી મુંબઈમાં તેજભરતી ચ્હડતી હતી. લોકગીતમાં 'મુંબઈ અલબેલી' કહેવાતી ને ગવાતી.

આ વેળા મુંબઈમાં કવીશ્વરનો ઉતારો હતો એમના જૂના મિત્ર અને કાવ્યગુણજ્ઞ સર મંગળદાસની વાડીએ. શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ પ્રેમચન્દ રાયચન્દ, શેઠ ગોકુળદાસ તેજપાળ, બાટલીવાળા ખાનદાનના નબીરાઓઃ– એ સહુ પૂર્વપરિચિત સ્નેહીમંડળને કવીશ્વર મળ્યા. લાડની વાડી, ગંગાદાસનો માળો, બુદ્ધિવર્ધકનું સભાગૃહ, દાક્તર ભાઉ દાજીનું વિદ્વદ્ભવન, નાના શંકર શેઠની આતિથ્યવાડી– પૂર્વાવસ્થાનાં એ સાહિત્યતીર્થોની બની એ યાત્રા કીધી. સમકાલીન સાહિત્યાચાર્યો તો કોક રહ્યા હતા. સાહિત્યરસિકોની નવી પેઢી નવયુગના સાહિત્યઈતિહાસની પ્રતિમા સમા કવીશ્વરને દર્શને આવતી. માધવબાગમાં ત્હારે એક સભાપ્રસંગ બન્યો હતો, અને ત્હાં દલપતકવિતાનો પ્રતિભાચમકારો એના નિત્યપ્રકાશમાં ઝબકી ઉઠ્યો હતો.

મહારાણી વિક્ટોરિયા એટલે '૫૮નો ઢંઢેરો ઉચ્ચારીને ભારતના લોકહૈયે બિરાજેલાં બ્રિટિશ મહારાજ્યમંડળનાં સામ્રાજ્ઞી. અને મુંબઈનગરી છે ઈલાકાની પાટનગરી. મહારાણીજીના જન્મદિવસે પાટનગરીના પ્રજાજનો ત્હારે હોંશેહોંશે ઉત્સવ ઉજવતા. ઢંઢેરાને હિન્દી પ્રજા ત્હારે

પોતાનું હક્કપત્ર ગણતી, હિન્દબીટનના રાજ્યયોગને દૈવયોગ માનતી, મહારાણીજીના નામોચ્ચારે આબાલવૃદ્ધ સૌનું મ્હોં ભરાતું. ઢંઢેરાને લૉર્ડ કર્ઝને ધોઇ નાંખ્યો ન હોત ને મહારાણીની જન્મતિથિને Empire Day કહીને Imperialismના રંગ ચ્હડાવવાને બદલે ઢંઢેરાના પ્રજાહક્કપત્રનું ખાતમુહૂર્ત ઠરાવાઇ હોત તો ૨૪મી મેનો આજે ય તે હિન્દી મહાપ્રજા ઉત્સવ પાળતી હોત. પણ ઈતિહાસના પરાજ્યોની પેઠે ઈતિહાસની ભૂલો યે અમર નીવડે છે.

કવીશ્વર મુંબઈમાં હતા ત્હેવામાં ૨૪મી મેની તિથિ ઉગી એ તિથિએ તિથિએ મહારાણીજીનું દીર્ઘાયુષ ઇચ્છવાને માધવબાગમાં હિન્દુ જનતાની વર્ષોવર્ષ વિરાટસભા મળતી. આ વર્ષે પણ એ લોકસભાનું કવીશ્વરને આમંત્રણ આવ્યું. પ્રતિવર્ષનાથી આ વર્ષના મહારાણીજન્મોત્સવનો રંગ નિરાળો હતો. ત્રણેક માસ ઉપર જ મહારાણીજીના રાજ્યયુગનો સુવર્ણમહોત્સવ ભારતભરમાં નગરનગરે ઉજવાઇ ગયો હતો અને પ્રજાઉરમાં ભાવભરતીનાં પૂર તાજાં ચ્હડેલાં હતાં. પૂર્ણિમાના ભરતીપ્રહરના સમી ગંજાવર લોકસભા એ ૨૪મી મેએ માધવબાગમાં મળી હતી. રાજપ્રકરણના વ્યાપારપ્રાન્તના સાહિત્યદેશના પ્રજાઅગ્રેસરોનું મહામંડળ ત્હોં જામ્યું હતું. મધ્યગ્રીષ્મમાં શરદના ચોક સમો માધવબાગનો ચોક ઉભરાતો. વર્ષાની નવરંગ વેલીઓ સમી ધજાપતાકાઓ ફરફરતી. પ્રજ્ઞાચક્ષુ પંડિતવર્ય ગટુલાલજી પણ મહારાણીજીને આશીર્વાદ અર્પવાને પધારેલા હતા. માધવબાગમાં જનતાની લહરીઓ છલકાતી.

શ્રી ઝવેરીલાલભાઇએ તુલનાત્મક રાજપ્રસંગોથી

સભાઆરંભ કીધો. શ્રી ઈચ્છારામભાઈએ વર્તમાનપત્રશાથી વિવેકઅંજલિ અર્પી. શ્રી મનઃસુખરામભાઈએ ફિલસુફીનાં કંઇક ઘૂંચળાં ઉખેળ્યાં. અન્ય વ્યાખ્યાનધારાઓ વરસી ગઈ. લોકપૂજ્ય ગટુલાલજીએ સંસ્કૃત શ્લોકો ભણી, અર્થવિસ્તાર કરી, મહારાણીજીને આશીર્વાદ દીધો. પછી ઉઠયા સરસ્વતીના હંસલા સમા દલપતરામ. હંસપાંખોની તેજનિર્મળી પિચ્છાવલિ સમો એમના અંગરખાનો ગંભીર ઘટાઘેર ફરફરતો.

પોતાની સર્વજાણીતી શૈલીએ કવીશ્વરે મહારાણીજીને આશીર્વાદ દીધો, દીર્ઘાયુષ્ય ઈચ્છ્યુ, રાજપ્રસંશા કરી, ન્યાયકેળવણીની સ્તુતિ ઉચ્ચારી; ધર્મવિચારમાં નર્મદ કહે છે કે ૧૧૯૩ પછીના સૈકાઓમાં ભારતવર્ષે આવું રાજ્ય થયું નથી એવો, ૧૮૨૦ થી આરંભાતા દીર્ઘ સ્વાનુભવનો સારોદ્ધાર કવીશ્વરે ઉચ્ચાર્યો. દલપતરામે મધ્યયુગની ઉતરતી રજની જોઈ હતી, નવયુગનું ઉઘડતું પ્હરોડ નિરખ્યુ હતું; અને એ બન્ને ય ઈતિહાસની આરસી સમા નિજ દલપતઋતુવર્ણનમાં ગાયાં હતાં. મિતાક્ષરાએ કવીશ્વરે એનો સરવાળો કહ્યો. પછી નિજના જ એ પ્રશસ્તિબોલમાં સ્વયંશંકા નાંખી કે ઈંગ્રેજના આ રાજ્યન્યાયમાં યે મ્હોટાન્હાનાના ભેદભાવની અન્યાયછાયા કોકને ભાસશે.

> કોઈ કહેશે સમભાવ ક્યાં છે ?
> મોટા તણો પક્ષ જ રાજ્યમાં છે.
> બચાવવાને ધનને લગાર,
> ગરીબના બંધ કરે પગાર.

કોઇક કહેશે કે સમભાવ ક્યહાં છે? કરકસર કરવાની હોય તો કારકુનપટાવાળા કમી કરાય છે, એમના ટૂંકા પગારે કાપ મૂકાય છે. મ્હોટી કો પદવી કે પદવીના પગાર કપાતા નથી. અને એ સ્વયંશંકાનો પછી કવીશ્વરે જ ઉત્તર દીધો કે અરે ભાઇ! મ્હોટેરાઓનો પક્ષપાત એ તો જગતમાં દેવઘેરથી ઉતરી આવેલો વારસો છે.

તો ત્યાં કહું છું સુણજો સભા ય,
એવો જ છે ઇશ્વરઘેર ન્યાય.
જેવી દિઠી ઈશ્વર કેરિ રીતિ,
એવી અહીં ઈંગ્લિશ રાજનીતિ.

લોકસભા તો વિસ્મયચકિત થઈ કે કવીશ્વર આ બોલે છે શું? આશ્ચર્યની આંખે જનતા નિરખતી ને કોતુકને કાને સાંભળતી. દલપતરામની મુદ્રામાં પહાડ સમી નિશ્ચયાત્મકતા હતી. કવીશ્વરના કાવ્યવ્યાખ્યાનનું વહેણ વહતું હતું.

અજદેવને તો આઠ આંખો, રૂદ્રને ત્રણબાર છે,
વળિ ઈન્દ્ર એક હજાર આંખ, અહીંદ્ર જોડ હજાર છે.

ચાર માથાળા બ્રહ્માજીને આઠ આંખો પરમેશ્વરે દીધી. પ્રત્યેક રૂદ્રને ત્રણ એમ બાર રૂદ્રોને છત્રીસ આંખો આપી. ઈન્દ્રદેવને એક હજાર ને સહસ્રમુખાળા શેષનાગને બે હજાર આંખો સૃષ્ટિના સરજનહારે બક્ષી. એમ

પરમેશ્વરે પણ શ્રેષ્ટનો કરી પક્ષ નેણ ઘણાં દીધાં,
ગટુલાલ-દલપતરામ જેવા ગરીબનાં છીનવી લીધાં.

ભાઈઓ! પરમેશ્વરે પણ પોતાના રાજદરબારી અમીરઉમરાવોને હજાર હજાર આંખો બક્ષી, અને ગટુલાલદલપતરામ

જેવા નિજ કારકુનોની આંખો સાવ લઈ લીધી. એ નિ
અમીરઉમરાવોને એકએક આંખ ઓછી આપી હોત તો એ
ઓછું દેખત ? અને અમને એકએક રાખી હોત તો આ
અમે જગત જોતા હોત.

કાવ્યચમત્કારના રસાનન્દે ન્હ્ડેલી જનતાની હર્ષો
મિંઓ ઉછાળે ન્હડી ને મેઘગર્જના સમા તાલીનાદે કવી
શ્વરને વધાવી લીધા. એ દલપતલોકજયિની કવિતા.

કવીશ્વરના દીર્ધાયુષ્યે મમતાળુ મહારાણીજીનો, સમસ્ત
ભારતજયિની કંપની સરકારનો, અને ત્હેની યે પૂર્વેના એક
ચક્રશૂન્ય અવ્યવસ્થાયુગનો એ ત્રણે ય રાજ્યકાળ દીઠા હતા
એ ઈતિહાસયુગોના તુલનાત્મક દલપતભાવ દાયકાઓથી
દલપતકવિતામાં લોકજાણીતા હતા. ત્હેમાં ય તે આ હતુ
સુવર્ણમહોત્સવનું ઉત્સવપર્વ. હિન્દી પ્રજા સુજનતાને મોજે
ન્હ્ડી હતી. ભારતીય પ્રજાસમુદાય ઉદાર આંખે બ્રિટિશ
રાજઅમલની ગુણાવલિ સંભારતોસંઘરતો, અધૂરપો વિસા-
રતો ને ગળી જતો. કવિબોલ એટલે પ્રજાહૈયાનો પડઘો.
દલપતરામ પ્રજાહૃદય વાંચતા ને વાંચતા તે ઉચ્ચરતા. લોક-
હૈયાનું ને કવિહૈયાનું તાદાત્મ્ય જામ્યુ હતું. લોકસભામાં આ
કવિચમકારથી વીજઝબકાર જેવો અણધાર્યો ઝબકારો થયો.
કવીશ્વરે લોકને રંજન કીધા અને નિજ સભાજયિની કાવ્ય-
શૈલીએ સરકારને પણ સંભળાવ્યુ. કવીશ્વર લોકબોલ
બોલતા હતા.

મુંબઈનગરીમાં દલપતકવિતાનો એ છેલ્લો વીજચમકાર.
દલપતરામની એ છેલ્લી મુંબઈમુસાફરી.

એમના ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણની દેવછાયામાં મુંબઈ ને કવીશ્વરનાં છેલ્લાં દર્શન થયાં. પછી, પારસીઓના જલસાનાં સન્માન માણી, બોર્ન અને શેફર્ડ કંપનીમાં ચિત્રવિધાન પરિસમાપ્ત્યે મે ઉતરતાં કવીશ્વર અમદાવાદ ગયા. મુંબઈ-નગરીની જનતા ત્ય્હારે ન્હોતી જાણતી કે કવીશ્વરનાં આ છેલ્લવેલ્લાં દેહદર્શન હતાં.

એ પછી દોઢેક માસે ૧૨મી જૂલાઈનો સૂર્ય અમદા-વાદમાં ઉગ્યો. અમદાવાદના ને ગુજરાતના તે તિથિએ સાહિત્યસૂર્ય હતા દલપતરામ.

અર્ધી સદી પૂર્વેની આ સાહિત્યવાર્તા છે કલ્પનાની પાંખો પાઠક! પ્રસારજે, પચ્ચાસ વર્ષોનાં અજવાળાંઅન્ધારાં ઓળંગાય તો ઓળંગજે, ને ત્ય્હારના રંગો નિહાળજે.

૧૮૮૭ની પૂર્વે નર્મદ દેવ થયો હતો. શ્રી મણિલાલ નભુભાઈનાં કાન્તા ગુલાબસિંહ ને ઉત્તરરામનું ભાષાન્તર છપાયાં હતાં. શ્રી બાલાશંકરની ગઝલોનાં ગીતગુંજન થતાં હતાં. શ્રી હરિ હર્ષદ ધ્રુવની સ્થાનિક સ્વરાજ્ય ગીતાવલિ ને આર્યોત્કર્ષ ગાજતાં હતાં. શ્રી કેશવ હર્ષદ ધ્રુવની ભાષા-ન્તરમાળાનો આરંભ મંડાણો હતો શ્રી છગનલાલ પંડ્યાનું આણુકાદંબરીનું વિપુલવૈભવી ભાષાન્તર પ્રગટ થઈ ગયું હતું. એ જ વર્ષમાં શ્રી નરસિંહરાવની, ઇંગ્રેજી સંગીતકાવ્યોના ગુણમહેકતી, કુસુમમાળા છપાઈ હતી. અને એ જ સંવત્સરમ ગુજરાતી નવલકથાસાહિત્યને જગત્સાહિત્યમાં સિંહાસન અપાવતો, આપણા જગત્સાક્ષર ગોવર્ધનરામભાઇના સરસ્વ-તીચન્દ્રના મહાગ્રન્થનો પ્રથમ ભાગ પ્રગટ થયો હતો. એ

૧૮૮૭થી મુંબઈની નવશારદાપીઠનો પ્રથમ ગુજરાતફાલ ઉતરવા માંડ્યો હતો, અને પ્રધાનતઃ સંસ્કૃત ફારસી ને ઈંગ્રેજી સાહિત્યપાંખડીઓથી ને પુષ્પગુચ્છોથી ગુર્જરસાહિત્યને શણગારતો. ૧૯મી સદીના છેલ્લા દસકાની આપણી એ સાક્ષરનક્ષત્રમાળાની ત્હારે ઉગતી તિથિઓ હતી. કવીશ્વર દલપતરામની ત્હારે પૂર્ણિમા પ્રકાશતી. અને સમસ્ત ગુર્જરદેશ ત્હારે ટોળે મળીને એ પૌર્ણમાસિક સાહિત્યયજ્ઞ ગુજરાતની પાટનગરીમાં ઉજવતો હતો. દલપતમહોત્સવ હતો આપણા નવયુગની ગુજરાતી કવિતાનો પ્રથમ ગુર્જરમહોત્સવ

'૯૯ના બુદ્ધિપ્રકાશના ઓગસ્ટ અંકમાં 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઇ. સ્મારકફંડ' ના શીર્ષકથી દલપતમહોત્સવ વર્ણવતો એ કાવ્યોત્સવને નજરે નિરખનારનો તન્ત્રીલેખ છે

આષાઢસ્ય પ્રથમદિવસે વાળી કાલિદાસપ્રખ્યાત વર્ષાતિથિ ઉગી ગયે ત્રણેક અઠવાડિયાં વીત્યાં હતાં. બળબળતી ધરતીને મેઘઝડીઓએ ઠારી હતી. ઉનાળો ઉતર્યો હતો, વર્ષા બેઠી હતી. એ વર્ષાધારાઓ ઝીલન્તાં સમીપની હાઈસ્કુલનાં વૃક્ષો નમતાંઝૂકતાં. સન્મુખનાં બાગપુષ્પો મેઘબિન્દુડાંનાં મોતીતેજસ્વી પ્રફુલ્લતાંપ્રકાશતાં. માંગલ્યકારી મંગળવાર હતો. સોસાયટીને અને હેમાભાઈ ઇનસ્ટિટ્યૂટને જાણે નવપાંખડીઓ પ્રગટી હોય એમ રંગબેરંગી ધજાપતાકાઓથી શણગાર્યાં હતાં. સોસાયટી અને શાળાના કોટપૂંઠે દેશી બેન્ડ ઉભું હતું, અને આગન્તુક સાહિત્યઉત્સવરસિકોને દલપતકવિતાના સમા મધુરા સરોદે સન્માનતું હતું.

સ્હાંજના સ્હાડા પાંચનો સમય હતો. કવિજીવનની સ્હાંજની મધુરપ સમા તડકા નિર્મળા ને કુમળા હતા. અમદાવાદના નગરમન્દિરે દલપતમહોત્સવનો સભાસમારંભ મંડાણો.

દલપતરામ સર્વ કોમોના કવીશ્વર હતા એટલે દલપતમહોત્સવસભા તે તો હિન્દુ મુસલમાન પારસી ઇંગ્રેજોનો જમેલો હતો. શેઠિયાઓ લોકઅગ્રેસરો અમલદારો શિક્ષણાચાર્યો—દલપતકવિતા પી ઉછેરેલા નવયુગના નવશિક્ષિતોની એ ઉત્સવસભા હતી. કલેકટર, આસિસ્ટન્ટ કલેકટર, સિવિલ સર્જન, પાદરી અને અન્ય થોડાક ઈંગ્રેજ ગૃહસ્થો; રા. બ. બહેચરદાસ અંબાઈદાસ સી. એસ. આઈ, રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ, શ્રી ગિરધરલાલ ઉત્તમરામ, શ્રી ચમનલાલ કપૂરચન્દઃ એ લોકઅગ્રેસરો; નગરશેઠ મણિભાઈ પ્રેમાભાઈ, શેઠ જેશીંગભાઈ હઠીસિંહ શેઠ સારાભાઈ મગનભાઈ કરમચંદ, શેઠ ત્રીકમલાલ વાડીલાલની શ્રેષ્ઠિમંડળી; ઇસ્લામી કોમના ત્ય્હારના મસ્તકમણિરૂપ શ્રી મૂસા મિયાં; નવરોજજીભાઈ ને ત્હેમન અનુજ જહાંગીરજીભાઈ, કારંજસ્વામી કાવસજી કારંજ વાળા, પેલા અરદેશર લાલકાકા અને અન્ય પારસીમંડળ ગુજરાત પ્રાન્તના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર મિ. જાઈલ્ર ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ મિ. જમસેદજી દલાલ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ મહ પતરામભાઈ, સંસ્કૃતના પ્રોફેસર કાથવટે–પ્રજાકેળવણી એ શિક્ષણાચાર્યો; ખાન બહાદુરો એદલજી ડોસાભા બરજોરજી મોદી, નવરોજજી ખંડાળાવાળા, ફિરોઝ હોશ દસ્તુર, ને રાવ સાહેબો નરસીલાલ રેવાદાસ, જેઠાલ

વરજભાઈ, મનસુખરામ મૂળજીનો અમલદારવર્ગ: ગુર્જર-પાટનગરીનું મહાજનમંડળ ગુજરાતના કવીશ્વરને સન્માનવાને તે ગુર્જરસાહિત્યોત્સવની ધન્ય તિથિએ હેમાભાઈ હૉલના નગરમન્દિરે મળ્યું હતું. 'સભાસ્થાનમાં આશરે બસેં બેઠકો હતી તે બધી નીમેલા વખતની અંદર સંભાવિત ગૃહસ્થોથી ભરાઈ ગઈ હતી, અને નીચે તથા બહાર આસપાસ પુષ્કળ માણસોની ઠઠ જામેલી હતી.'

સમસ્ત ગુજરાતનો આ પ્રથમ સાહિત્યોત્સવ હતો; દલપતરામ જનતાના કવીશ્વર હતા; અમદાવાદ ન જોયેલું નિરખતું હતું. કાવ્યસ્વામીનો—દલપતયુગનો સુગસમારંભ હતો. એટલે હેમાભાઈ ઈન્સ્ટિટ્યૂટ ફરતી ત્રિદિશની સડકો અને સન્મુખનો નગરચોક લોકોત્સાહના ભર્યા સરોવર સમાં માનવમેદનીથી છલકાતાં.

મહોત્સવસભામાંનાં વ્યાખ્યાનો પણ દલપતયુગની સંસ્કૃતિઓના સંગમઘાટની લાક્ષણિકતાએ લોકભાષા અને રાજભાષા—ગુજરાતીમાં તેમ જ ઈંગ્રેજીમાં થતાં હતાં. લશ્કરી શેઠની દરખાસ્તે અને નગરશેઠના ટેકાથી અમદાવાદના કલેક્ટર મિ. રીડે પ્રમુખપદ લીધું. શિષ્ટાચારની મિતાક્ષરીએ મિ. રીડે કવીશ્વરની દેશકીર્તિ કહી સંભળાવી; ને પછી મહોત્સવફંડના મન્ત્રીજીને રિપોર્ટ વાંચવાને વિનવ્યું. અવસરભારેખમ મન્ત્રીજી પછી ઉઠયા—જાણે સુજનતા ને કાવ્યગુણજ્ઞતાની મૂર્તિ ઉઠી. નવરોજજીભાઈએ પ્રથમ તો સમસ્ત ગુજરાતવાસી ધનદાતાર કાવ્યરસિકોની મુખ્તેસર નામાવલિ વાંચી, કવિજીવનની અમૃતાક્ષરી કહી, કવીશ્વરના કાવ્યગ્રન્થોની પ્રશસ્તિ ઉચ્ચારી, અને એમ હેયાભાવ

હાલવ્યા. પછી કાર્યકુશળ મન્ત્રીજીએ કાર્યસિદ્ધિ કહી કે કવીશ્વરના ઉત્તમાંગનું તૈલચિત્ર 'હમણાં જ આપણા આચાળુ કલેક્ટર સાહેબ ખુલ્લું મૂકશે,' ને હેમાભાઇ ઇનસ્ટિટ્યૂટે છબિ મૂકવા દીધી ત્હેના ઉપકારદર્શનનો વિવેક કીધો. પછી મહોત્સવફંડની વિગતો વિસ્તારતાં બોલ્યા કે છબિમાં ને બીજું-મળીને બેએક હજારનું ખર્ચ થયુ છે, ને વધેલાં નાણાંની વ્યવસ્થા મૂળ ઠરાવ તથા કવીશ્વરની ઈચ્છાને અનુસરીને કીધી છે.

૧, રૂ. ૧૦૦૦૦ની સરકારી નોટો ખરીદીને મુંબઇ બેંકમાં અનામત મૂકી છે, ને બેંકરસીદો હમણાં પ્રમુખ સાહેબ ટ્રસ્ટીઓને સોંપશે.

૨, એ નોટોનુ વ્યાજ વર્ષોવર્ષ ટ્રસ્ટીઓ કવીશ્વરને આપશે.

૩, કવીશ્વરનો સૌથી નાનો પુત્ર ચીમનલાલ ૨૧ની વયનો થાય ત્હારે એ રકમનો ⅔ ભાગ કવીશ્વરના પાંચે પુત્રોને સમભાગે વ્હેંચી આપવો.

૪, બાકીના ત્રીજા ભાગમાંથી રૂ. ૧૦૦૦ હેમાભાઈ ઇનસ્ટિટ્યૂટને અને વધે તે બધી રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આપવાં. ઇનસ્ટિટ્યૂટે એના વ્યાજમાંથી પુસ્તકો ખરીદી, કવીશ્વરના નામાક્ષરો લખી, પોતાની લાયબ્રેરીમાં રાખવાં. સોસાયટીએ વ્યાજમાંથી ઈનામ આપી કવિતાઓ રચાવવી ને એ કવિતાઓને 'કવીશ્વર દલપતરામ સ્મારક-કવિતા' નામ આપવું.

સમસ્ત ગુર્જરપ્રજાએ નિજ કવીશ્વરને એમ મોટું

મોડું, પણ કો રાજમહારાજાએ ન્હોતું આપ્યું એટલું ત્રણુસોચારસોનું વર્ષાસન એ મહોત્સવપર્વે બક્ષ્યું. પ્રજા પૂરે ન્હડે છે ત્યારે ખડકોના સમા સરકારદરબારને પણ પ્રજાન્હેણ પાછળ પાડે છે.

પ્રજાવર્ષાસનનો રૂક્કો વાંચીને મહોત્સવમન્ત્રી બેઠા. પછી સમારંભઅધ્યક્ષે 'ખુશાલીની તાળીઓ વચ્ચે કવીશ્વરની છબિ ઉપરનો પડદો' ખસેડયો....અને 'પ્રોમીસરી નોટોની પહોંચો તાસની થેલીમાં મૂકીને ટ્રસ્ટીઓને આપી.'

'ત્યારબાદ રા. સા. મહીપતરામ ઉભા થયા.' ૧૮૫૦માં સૂરતની મીશન સ્કુલમાં મહીપતરામભાઈ શાળાવિદ્યાર્થી હતા, પરહેજગાર મંડળીના મન્ત્રી હતા, કિલ્લાના મેદાનમાં મદ્યપાનનિષેધની ગરબીઓ ગાવાને કવીશ્વરને ન્હોતરી જતા, ત્ય્હારથી મહીપતરામ દલપતરામને માનભાવે પિછાનતા. '૮૬માં ભોળાનાથભાઈ સ્વર્ગવાસી થયા પછી અમદાવાદમાં તેમ મહોત્સવસભામાં દલપતજીવનના દીર્ઘપરિચિત હવે મહીપતરામભાઈ શિવાય કોક જ હતા. એ ૩૭ વર્ષોના કવીશ્વરના જીવનૃઇતિહાસનો આરોદ્ધાર મહીપતરામે સભાજનોને સંભળાવ્યો, ને આળીશેક વર્ષો પૂર્વેનું ગુજરાતદર્શન કરાવ્યું. દલપતફારબસનો ઐતિહાસિક મૈત્રીયોગ; એ યોગથી ગુર્જરદેશના નિરનિરાળા ભાગોમાંનાં કવિપર્યટણો; એ દેશપર્યટણોમાં કવીશ્વરે દીધેલી વિદ્યા હુન્નર ને ધર્મનીતિની વ્યાખ્યાનાવલિઓ; સુધારાના ને સ્વદેશસેવાના ફારબસસમાગમે કવિહૃદયમાં ફૂટેલા ફણગા; સરકારી નોકરી ત્યાગી સોસાયટીને તનમનધનથી કેવી સેવી ને આબાદ દીધી; ગદ્યપદ્ય ગ્રન્થોલેખોથી

ગુજરાતી ભાષાને ખિલાવી; લોકોમાં નવવિદ્યાની ને વાંચનની અભિરૂચી ઉત્પન્ન કરીઃ એવાં વિધવિધનાં દલપતદેશ––પર્યટણ, દલપતત્યાગ, ને દલપતસ્વદેશસેવાઓ મહીપતરામે વર્ણવ્યાં. પછી કહ્યુંઃ સરકારે ઇલ્કાબ બક્ષ્યો છે, રાજ્યોએ સન્માન્યા છે. પ્રજાએ દલપતસેવાઓ પિછાનવાની અધૂરી હતી એ આજનો સમારંભ પૂરો કરે છે. કવીશ્વર એક હિન્દુ કવિ છે; છતાં આજના લોકસમારંભના અગ્રેસર પારસી છે એ આનંદપ્રદ ને સકારણ છે. '**ગુજરાતી ભાષા વાપરનાર સર્વ પ્રજાના કવિ તરીકે દલપરામ કીર્તિવંત થયા છે** એ વાત ખરી; તો પણ પારસી કોમના એ ઘરગતુ કવિ થઇ પડયા છે....ઘણા ગુજરાતી કવિઓ થઈ ગયા છે અને તેમણે સારી સારી કવિતાઓ કરેલી છે; પણ અન્યધર્મીઓને તે અનુકૂળ આવતી નથી. કારણ કે એ ઘણીખરી કવિતાઓ હિન્દુઓનાં દેવદેવીઓનાં ચરિત્રવર્ણનોની હોય છે. હિન્દુ ધર્મની છાયા વિનાની કવિતા બહુ થોડી છે, અને જે છે તેમની ઘણીક કુટુંબમાં વાંચવા યોગ્ય નથી' ધર્મની તકરારોથી પર ને કુટુંબોમાં વાંચી શકાય એવી નિર્મળી કવીશ્વરની કવિના સહુ ધર્મીઓને રૂચે છે. 'આપણે જોઇશું તો દરેક પારસી કુટુંબ તેમની કવિતા હોંશથી ગાતું માલમ પડશે. આ પ્રમાણે **દલપતરામભાઇ હિંદુ કવિ હોવા છતાં પારસીઓના તો ખાસ કવિ જેવા થયા છે**' તેથી આજના લોકસમારંભે પારસી અગ્રેસર છે. કવીશ્વરની કવિતાની નિર્મળતા અને સર્વદેશીય લોકપ્રિયતા ઉચ્ચારીને મહીપતરામભાઈએ નવરોજજીભાઈના ઉપકારની દરખાસ્ત મૂકી. મહી-

પતરામભાઈનું હૈયું ત્હારે લોકહૈયામાં ઠલવાતું હતું.

પછી ઉઠયા ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ જમશેદજી દલાલ. ગુણગંભીર હતા, વિદ્યાળદ્રષ્ટા હતા. ગુજરાતી કૉલેજના અધિષ્ઠાતાના સમર્થનમાં ઇંગ્રેજી કૉલેજના મુખ્યાધિષ્ઠાતા નિજ વાગ્છટાથી ઉચ્ચર્યા કે ' **દલપતરામ જેટલા હિન્દુઓના કવિ છે તેટલા જ પારસીઓના કવિ છે. વાંચનમાળાની ચોપડીઓના શણગારરૂપ એમની** જે કવિતાઓ છે તે પારસી બાળકો ઘણી ખુશીથી ગાય છે. પંજાબ, સિલોન, ચીન, મોરેશિયસ, એડન, જંગબાર—જે જે સ્થળે પારસીકુટુંબોનું જવું થયું છે તે તે સ્થળે તેઓ દલપતરામ કવિની કવિતા પ્રેમથી ગાય છે.' શુદ્ધ રચના અને સંસ્કારી વિચારોની સરળ ભાષામાં કવિતા કરવામાં ' હાલના ને થઈ ગયેલા કવિઓમાં દલપતરામ અગ્રિયાતા છે.' ગુજરાતકાઠિયાવાડમાં લોકસુધારણાને અર્થે કવીશ્વરે સ્તુતિપાત્ર પરિશ્રમ વેઠયો છે. 'એમનાં કવિતા અને સ્વદેશસેવાનું માપ આજે ઉઘાડેલી છબિ અને નોટોની થેલી આપી તેથી કાંઈ પૂર્ણ થતું નથી. આ છબિ તો ફક્ત કપડું અને રંગ છે; પણ આરસપહાણના ને ધાતુનાં પૂતળાં પણ કાળગતિથી નાશ પામે છે. ...આ અમદાવાદ જેવું શહેર પણ પાયમાલ થશે તથા કાંકરિયાનું સુંદર તળાવ ખાબોચિયા જેવું થઈ જશે ' તે વખતે પેઢી દરપેઢી વારસામાં અપાયેલી દલપતકવિતા અમર હશે અને ગુજરાતી ભાષાના ભક્તો તે ગાશે ને આનન્દશે. આજનો મહોત્સવસમારંભ ગુજરાત અને ગુજરાતીઓની ખરી ખૂબી પ્રગટ કરે છે. ' નિર્ધન શેક્સપીયર,

પૈસાનો દ્વેષ કરનાર....કાઉપર, ઉદાર મનનો મિલ્ટન, અને હંમેશાં પૈસાની તંગીમાં રહેનાર ગોલ્ડસ્મિથ—એ કવિઓને માટે આવું જો કાંઇ કરવામાં આવ્યું હોત, તો તે કેટલું સારૂં ગણાત !'

ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલે ગુજરાત અને ગુજરાતીઓની ગુણકદરદાનીનાં એમ સ્તુતિગાન ગાયાં. અર્ધી સદી પૂર્વે ઉચ્ચારાયું છે કે ગુજરાત બેકદર નથી; ગુજરાતને બેકદર કહેનારાંઓ ગુજરાતનાં બેકદરો છે. દલપતમહોત્સવ સ્વયં ગુજરાતની કાવ્યગુણજ્ઞતાનો ને કદરદાનીનો મહોત્સવ હતો.

રા. બ. રણછોડલાલે ' કવીશ્વરના સદ્‌ગુણ અને તેમના બોધદાયક પુસ્તકો વિશે કેટલુંક વિવેચન ઇંગ્રેજીમાં કીધું.' રા. રા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસે કવીશ્વરે ' લોકસુધારણાના શુભ કૃત્યમાં સ્વાર્થભોગ આપ્યાની હકીકત ગુજરાતીમાં કહી,' અને ' એમની પેઠે લોકકલ્યાણના કામમાં ભાગ લેવાની સભાસદોને વિનતિ કીધી '

અને પછી ભર્યોભર્યો મેઘ આવે એવા કવીશ્વર ઉઠયા. એમની આરસમુદ્રા આજ ઓર તેજસ્વિની હતી. એમના અન્તર્ચક્ષુ સમીપે સિદ્ધિરેખા સમો ભૂતકાળ ખડો હતો. પિતાએ પરિત્યાગ્યા; મામાએ પરણાવ્યા; અયોધ્યાપ્રસાદજીએ ભણાવ્યા; ફારબસે કવીશ્વર કરી સ્થાપ્યા; રાજદરબારોએ સન્માન્યા; સરકારે શાલપાઘો ને ચાંદ અર્પ્યા; લોકસભાઓ ઉદ્‌બોધી; અમદાવાદની પોળોમાં ફરે એમ ગુજરાતના પ્રાન્તે પ્રાન્તે ફર્યા; પ્રાતઃકાળે બ્રહ્મર્ષિ કંઠે ગાયત્રી ભણે એવો નવયુગના પ્રાતઃકાળે સવિતાદેવનો વરેણ્ય ભર્ગો-

દેશ દેશભરમાં સંભળાવ્યો; બાળકોને હસાવીરમાડી પા પગલી ભરાવે એમ ગુર્જરમહાપ્રજાને નવમાર્ગે ચાલતાં શીખવ્યું; વાવેલી વેલીઓનાં ફળફૂલ ઝીલવાને ત્યહારે ન્હોતા એ ફારબસ, એ હોપ, એ કર્ટિસની ત્રિમૂર્તિ સંગાથે આનન્દ્યા, ઉત્સાહ્યા, કામ કીધાં; એ હરકુંવર શેઠાણી, એ હેમાભાઈ નગરશેઠ—દલપતપ્રબોધે નવયુગના મારગ જેમણે રૂપિયે મઢ્યા; એ નર્મદ જેણે મઢાયાં ને મુંબઈપ્રસિદ્ધ કીધાઃ વિધવિધનાં એ તારકઝૂમખાંઓનો ગૂંથેલો એક અખંડ આયુષ્યમાર્ગ, સ્વર્ગંગંગા સમો દેવયાન માર્ગ થઈ દલપત આંખડીને ત્યહારે દર્શન દેતો. રાજસ્વારી આવ્યે નિશાન-ડંકો ગડગડે એમ કવીશ્વરની કાવ્યસ્વારીને સભાજનોએ હર્ષના તાળીનાદે વધાવી. બહાર ફરતી ઉભેલી જનતાએ એ તાળીનાદ ઝીલી લીધો ને પડઘો અમદાવાદની પોળોમાં પાહચ્યો. પછી કવીશ્વરની મહાનુભાવ વાણીગંગા પ્રગટી.

'મારો ધર્મ સમજીને જે મારાથી બની શક્યું તે મેં કર્યું છે; કાંઈ વિશેષ કર્યું નથી. તમો સજ્જનો મને જે માન આપો છો તે આપના મોટા મનની નિશાની છે. **મનુષ્ય માત્રનો ધર્મ છે કે પોતાના દેશનું ભલું** કરવું; અને તેમાં પોતાનું ભલું પણ આવી જાય છે.' સહાયકોનો, આશ્રયદાતાઓનો, તેમ આજે ગુણગીતા ઉચ્ચરનારાઓનો મન મૂકીને આભાર માન્યો. પછી નવ-યુગના બેસતા વર્ષના ઉષઃકાળની વાતો વર્ણવી. દલપતફા-રબસનો અણુકલ્પ્યો દૈવયોગ; એ સુધન્ય કાળયોગે ગુજરાતમાં વર્તમાનપત્રોનાં કન્યાશાળાઓનાં લાયબ્રેરીઓનાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં વાવેતર અને પરિપાક;

અને એમ નવયુગનાં નવવિદ્યાકલાહુન્નરનાં પ્રબલપ્રાણમાં બીજસ્થાપનના શુભવિધાનની ઇતિહાસકથા કહી સંભળાવી. આજે વયનો સાતમો દાયકો, આંખોની અપંગતા, ન્હાની-મ્હોટી વળગેલી સંસારની વિટંબણાઓને કારણે પૂર્વવત્ સ્વદેશસેવાના ધર્મ હવે પળાતા નથી તે માટે પોતાની દિલગીરી દાખવી. પછી વૃદ્ધાવસ્થા વર્ણવતું શ્રવણાખ્યાન-માંનું કવિત કહ્યું.

> खालरुपी कोट चहूखून खलखली गयो,
> दांत फंगुरेको पांत दुर्गते गिरी गई;
> कररुपी कारभारी कारभार करे नांहि,
> पावरुपी पेदलकी फौज सो फिरी गई;
> दिलदफतर मांहि नोंधको न नेम रह्यो,
> धीरजखजानाको अधीरज हरी गई;
> दश द्वार द्वारपाल द्वारकी संभाल तजी,
> वृद्धपनवेरी वश्य वपुनगरी गई.

ચાળીસ વર્ષો પૂર્વે ચાંદાસૂરજના મહેલમાંના પડઘા જગાડતો એ જ આજનો મેઘનાદી કંઠ હતો, યૌવનનો ઉત્સાહ હતો, નિત્યની માર્મિકતા હતી. કવીશ્વરે એ નિજ હિન્દી કાવ્યનો ગુજરાતી અર્થવિસ્તાર કર્યો. અને પછી હાસ્યરસને મોજે ચ્હડયા. દલપતહાસ્ય રસ એટલે–બહુધા– નહિ ડંખ કે નહિ વિષ.

> ઉમ્બર તો ડુંગર થયા, ને પાદર થયા પરદેશ;
> ગોળી તો ગંગા થઇ,
> અંગે ઉજળા થઇ ગયા કેશ:

એમ વૃદ્ધાવસ્થાને વર્ણવીને નરસિંહ મહેતાએ વિધિને પ્રશ્ન પૂછ્યો છે કે

ઘડપણ કેણે મોકલ્યું ?

એવી જરાની મૂર્તિ સમી, ધરતી ઉપર આંખો ઢાળેલી કેડેથી નમેલી, 'જુવાની ક્યાં જતી રહી ?' એ કાળપ્રશ્ન પૃથ્વીને પૂછતી, જોબનશોધને જતી, ફારબસવિલાસમાંની પેલી ડોશી ને જુવાનિયાની વાતો ભાખીને ગંભીર મુદ્રાળ શ્રોતૃમંડળને હસાવ્યુ. 'આ સિવાય એક વાણિયાની રમૂજ વાત કહીને સભાસદોને બહુ રંજન કર્યા હતા.'

દલપતરામ એટલે આયુષ્યની ભાગોળે યે હાસ્યનો કૂપો. વૃદ્ધાવસ્થાની વિપદોમાંથી યે કવીશ્વર હાસ્ય રસ નિચોવતા.

સભારંજની એટલે રાજરાજેશ્વરી, સભાજયિની. દલપતકાવ્યશૈલી યે એ હતી, દલપતવ્યાખ્યાનશૈલી યે એ હતી.

પછી પાછો આકાશવત્ શાન્ત રસ જમાવ્યો અને છેલ્લી અવધે કરુણાની વાદળીનાં ટપકાં પાડ્યાં. સંપલક્ષ્મી-સંવાદની વરધોથી ગુજરાતને ઉદ્બોધતા એ गुह्यात् गुह्यतरं परम् હૈયામન્ત્રનો સદ્બોધપ્યાલો એક વેળા વળી ગુર્જર-અગ્રણીઓને પાયો કે સંપ અને ઐક્યથી પરોપકારનાં ને સ્વદેશસેવાનાં કામ સદા કરજો. પછી દેશદશા નિરખીને નીતરતું હૈયુ ભરાઈ આવ્યું, ગાજન્તો કંઠ રૂંધાયો, શબ્દ-સિત્કાર કુમળો પડયો, કરુણાની વાદળી ન્હડી, પાંપણુ ભીની થઈ, અને આયુષ્યની છેલ્લી વિનતિ ઉચ્ચારી કે

'અત્યાર સૂધી મારા પર જેવો પ્રેમભાવ સર્વેએ રાખ્યો છે તેવો હવે પછી રાખશો.'

સૌને વન્દન વન્દી કવીશ્વર બેઠા; જાણે આષાઢીલો ચ્હડયો મેઘ વરસી રહ્યો. જીવનના જયાજય જોતી એમની માનસમુદ્રામાં જોદ્ધાનો પ્રતાપ હતો; પામેલા પરાજયો સાંભર્યે મંહી આછી વિષાદછાયા આચ્છાદાઈ હતી. કવીશ્વરને થયું કે આજે જ જાણે આયુષ્યની વિદાય લીધી. માનવી છે જયાજયનું પૂતળું. દલપતજીવને સુખવસન્તો યે માણી હતી, દુઃખશીષ્મો યે દીઠીબેઠી હતી. દલપતમહોત્સવની પર્વણીએ પણ સાહિત્યજીવનના ને માનવજીવનના જયાજયોની કવીશ્વર પ્રતિમા હતા.

कस्यात्यन्तं सुखमुपनतं ? दुःखमेकान्ततो वा ?
કોને લાધ્યાં અનગળ સુખો ? દુઃખ વા એકલું યે ? (મેઘદૂત)

પછી આભારદર્શનના વિવેકવિધિ થયા. કવીશ્વરને અને મહોત્સવમન્ત્રીજીને કલેક્ટરે ફૂલહાર પહેરાવ્યા ને પાનગુલાબ આપ્યાં. દલપતકવિતાની સુવાસ સમી પાનગુલાબોની ને ફૂલહારોની મધુરમધુરી સુવાસના હેમાભાઈ હોલ ભરીને પ્રસરી રહી દિવસ અને રાત્રિના સંગમકાળ સમા સાયંકાળે મહોત્સવસમારંભ સંપૂરણ થયો. રાજનગરની સડકો ઉપર સાહિત્યવાર્તાઓ વેરતા વેરતા ઉત્સવરસિકો ઘેર ગયા. ગુજરાતે ગુણપારણાં કીધાં, અને સાહિત્યાચાર્ય યુગઅધિષ્ઠાતાનો મહોત્સવ ઉજવી મહિમાગીત ગાયાં. ગગનવાદળીઓ નિજ પાંખે એ ગુણવાર્તા ગુજરાતભરમાં લઈ ગઈ

'૫૧માં નર્મદનગરીએ દલપતને પ્રથમ માનપત્ર આપ્યું હતું. ત્ય્હારથી માંડીને દલપતઉત્સવો તો ઘણા થયા હતા. આ હતો સમસ્ત ગુર્જરમહાપ્રજાનો દલપતમહોત્સવ.

દુનિયાં દોડતી જાય છે. કાળ કોઇની વાટ જોતો નથી. આજે તો એ દલપતમહોત્સવની યે સુવર્ણજ્યૂબિલિ જેટજેટલાં સંવત્સરો ઉગીને આથમી ગયાં છે. છતાં કાળની ગુફામાંથી ગુજરાત ને ગુજરાતીઓની કાવ્યગુણરતાના ૧૯મી સદીના પડઘા સંભળાતા હજી આથમ્યા નથી.

---

## પ્રકરણ ૫ મું, સંપ્રદાયનાં ઋણ

શ્રીમદ્ ભાગવતના સર્જનકાળની કથા છે કે અઢારે પુરાણો લખી વળ્યા પછી મહર્ષિ વેદવ્યાસ એક વેળા આથમતા સૂર્ય સમા વિષાદઝંખવાયેલા બેઠા હતા અને આથમતા સૂર્યને નિહાળતા હતા. ત્‍હાં વિશ્વઘૂમતા દેવર્ષિ નારદ પધાર્યા ને પૂછ્યુંઃ મધ્યાહ્નતેજસ્વી આપ આજ છાયાઝંખવાયેલા જેવા કેમ છો ? દેવકુળના ઋષિવરને નિરખીને વ્યાસજીએ વિનયવન્દના કીધી ને બોલ્યાઃ ભગવાન ! કાવ્યધરતીનો ખંડેખંડ ફરી વળ્યો; મહાસાગર સમું મહાભારતપૂર પૂર્યું; પણ પ્રાણ પરિતર્પાયો નથી, આત્મા આનન્દતો નથી. જગતના તારણમાર્ગો કોર્યા; ત્‍હો યે અધૂરાં અધૂરાં ભાસે છે આયુષ્યનાં આભ. નારદજીએ કહ્યુંઃ મહર્ષિજી ! વેદવ્યાસ ! સ્હસજ્ઞ છો, વિશ્વભેદુ છો; આપનાથી શું અજાણ્યું છે ? જગત કાજે કીધું તે જગત પામ્યું. વિશ્વાનન્દ છે, પણ તે પર કાજે. આત્મા કાજે આત્માનન્દ સમું કાંઈ નથી. અને પરમ આત્માનન્દ છે શ્રી હરિના ભક્ત્યામૃતમાં. હવે હરિગુણ ગાવ. પ્રફુલ્લતું પુષ્પ ફોરે છે એમ આત્મા આનન્દી ઉઠશે. નારદજી પછી વિશ્વપરિક્રમણાએ પરવર્યા ને વ્યાસજી પ્રેમલક્ષણા ભક્તિરસ નીંગળતું, શ્રી હરિના ગુણકીર્તન ગાતું, શ્રીમદ્ ભાગવત લખવાને બેઠા.

કવીશ્વર દલપતરામ પણ દુનિયાં ઘૂમી ઘૂમી હવે

હરિઘાટે આવી બેઠા, પૃથ્વીપાટે તારણમાર્ગો કોરી વળી અધ્યાત્મલોકના માર્ગસમારણે વળ્યા, વિશ્વાનન્દ માણી આવી આત્માનન્દ માણવા માંડયો, માનવકલ્યાણનાં સંસારિક કવિતાગીતો ગાઈગાઈને હવે હરિગુણગીતા ગાવાનું આદર્યું. ૧૮૮૨થી ૧૮૯૪ સૂધીનાં બારેક વર્ષ કવીશ્વરે નિજ શ્રી હરિને ચરણે સમર્પ્યાં.

એ બાર વર્ષોમાં દલપતરામે નિજ શ્રી હરિનાં ગુણકીર્તન ગાતા સરોવરવિશાળ બે કાવ્યગ્રન્થો રચ્યા: એક હિન્દી પુરુષોત્તમચરિત્ર અને બીજો ગુજરાતી હરિલીલામૃત. બન્નેયમાં કવીશ્વરે સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્થાપક, નિજ આત્મદેશે ને ગુર્જરદેશે પુણ્યની પુષ્પવેલીઓ વાવીને પમરાવનાર, અવતારોના અવતારી, શ્રી સહજાનન્દ સ્વામીની જીવનગાથા ગાઈ છે.

સૂર્યરથનાં સપ્ત અશ્વરાજો એટલે કિરણકિરણના પૃથક્કરણે પ્રગટતી સપ્ત રેખાવલિ શી રંગધારાઓ. ફૂલવાડીના ફૂલડેફૂલડે એ સાતે રંગધારાઓ છે, છતાં ફૂલફૂલનો લાક્ષણિક વિશેષ રંગ હોય છે. તેમ માનવીમાનવીમાં યે અનેકરેખાળી રંગધારાઓ રમે છે, છતાં માનવીમાનવીનો કોક એક વિશેષ રંગ હોય છે. દલપતજીવનનો એવો લાક્ષણિક વિશેષ રંગ સદ્ધર્મશીલતા હતો. અને તે પાકો રંગ હતો; અણઉપટતો અણઝંખવાતો આયુષ્યભરનો એ પાકો રંગ હતો. સ્વામીનારાયણ સંપ્રદાયે દલપતઆયુષ્યને ધર્મના એ પાકા રંગે રંગેલું હતું.

કવીશ્વર હતા; ઇતિહાસ ને કાવ્યસંશોધક હતા;

સંસારશાસ્ત્રી હતા; દેશગુરુ હતા; પ્રજાપુરોહિત હતા: ખરૂં. પણ પ્રથમ પગલે દલપતરામ સદ્ધર્મનિષ્ઠ સાધુપુરુષ હતા. કવિ ન થવું, ઈતિહાસ કે કાવ્ય ન શોધવાં, સંસારશાસ્ત્ર ન ભણવું, દેશગુરુ કે પ્રજાપુરોહિત ન થવું: એ ગુનોહ નથી કે પાપ નથી. અસદાચરણી કે અધર્મનિષ્ઠ થવું એ પાપ છે. દલપતજીવનની ચક્રવર્તી ભાવના પુણ્યમયી ધર્મભાવના હતી. કવિતાને, સંસારસુધારાને, દેશદાઝને, પ્રજાપ્રેમને–માનવજીવનની સહુ મહાપ્રવૃત્તિઓને દલપતરામ ધર્મકસોટીએ પારખતા.

દલપતદૃષ્ટિ ધર્મદૃષ્ટિ હતી. સત્ અને અસત્, નીતિ અને અનીતિ, ધર્મ અને અધર્મ: દલપતદૃષ્ટિએ જીવન્‌સરિતાના અખંડ અને સદાસર્વદાના બે કાંઠા હતા.

ઓ પંચતત્ત્વના ઋણિ પ્રાણી !

કંઇ દેતો જા, દેતો જા. (નર્મદાશંકર ઠાકર)

માનવી એટલે મહાઋણિયું પ્રાણી. માનવીમાથે છે હૈયું પાનારી માતાનાં ઋણ, સંસારઆંગણે પા પગલી પાડતાં શીખવનાર પિતાનાં ઋણ, ન્હાનીમ્હોટી પ્રેરણાઓ પાઈ બાળકનો કિશોર કરનાર વડિલ ભાંડુઓનાં ઋણ, ઉગતા કિશોરનો બુદ્ધિબળવન્તો પુરુષ ઘડનાર ગુરુનાં ઋણ, પુરુષનો પિતા સરજનહારિણી પ્રેમળ પત્નીનાં ઋણ, પિતાને સંસારચોક વચ્ચે મહાજનનો મ્હોડવી સ્થાપનાર સંસારસંગાથીઓનાં ઋણ. પૃથ્વીમાથે જેટલાં આભ છે એથી અધિકાં માનવીમાથે ઋણનાં થર છે. ભૂતકાળનો વારસો એટલે યે ઋણ, ને વર્તમાનની વાડીઓના પરિમળો એટલે યે ઋણ. માનવી એટલે પરમ ઋણિયો પ્રાણી.

એ ઋણથરોના ભવના ભાર ભાળીને ભવઋણમાંથી છોડવનાર સર્વસમર્થ 'રાજા રણછોડ'ના હરિઅવતારને ગુર્જરમહાપ્રજા પૂજે છે, અને અભણ ગામડિયો પણ આત્મોર્મિએ ઉછળી ઉછળીને નિજ ગ્રામ્ય ભાવને ગ્રામ્ય ભાષામાં ગાય છે કે

ઓ રણછોડિયા! ત્હારો મલક મ્હારે જોવો છે.
મુક્તિમાર્ગનું પ્રથમ પગથિયું છે સંસારઋણમાંથી મુક્તિ.

રંક નિર્ધનિયા પિતાપાંખસૂની અવસ્થામાં ઉછરી ગુર્જરદેશનું કવીશ્વરપદ પામનાર દલપતરામને માથે સંસારઋણ સ્વાભાવિકતાએ અનેક હતાં. મહાનુભાવ દલપતરામે કોક જ એ ઉભાં રાખ્યાં હશે કે સ્વર્ગદ્વારે સ્હામાં આવી ઉભે. પણ દેહદુર્ગના બે સ્કન્ધ સમાં બે મહાઋણ દલપતજીવનનાં હતાં. એક ફ્રારબસનું, જેણે વઢવાણવાસી દલપત વેદિયાના ગુજરાતના કવીશ્વર કીધા; અને બીજું સ્વામી નારાયણ સપ્રદાયનું, જેણે બારબાર વર્ષો સૂધી કાવ્યકલાની સજાવટ સજાવી ને સદ્ધર્મપાટલે સ્થાપ્યા. એ બન્ને ય મહાઋણભાર આ ભવઘાટે જ દલપતરામે ઉતારેલા છે. એકકેયનો પાશેરો યે ઉપાડીને જન્માન્તરમાં વાળવાનો વાયદો આપણા ગુર્જરકવીશ્વરે કીધો નથી.

સંપ્રદાયનાં ઋણ દલપતરામે બે વારકાં વાળ્યાં છે. પ્રથમ વારકું સંપ્રદાયઋણ વાળવાને કવીશ્વર રાજકોટની યે પેલી પાર પશ્ચિમસૌરાષ્ટ્રમાં સરધારી ધારની છેટલી ટેકરીઓ ઢોળાઈ જાય છે ત્હેમની વચ્ચે અમદાવાદમાંથી વર્ષભર દેશવટે રહ્યા હતા. અને બીજી વારકું સંપ્રદાયઋણ

વાળવાને કવીશ્વર જૂનાગઢમાણુાવદરબાંટવાની યે પેલી પાર, સહજાનન્દગુરુ રામાનન્દ સ્વામીના ગાદીધામ લોજઅગત્રાઈથી માંડીને વડોદરાસૂરત પર્યન્તના ગુર્જરવિસ્તારે દાયકાભર ઘૂમ્યા હતા.

लायक है हालारमें ललित लोधिका गाम;
जदूवशी जीभाईसुत अभयसिंह नृपनाम.

રાજકોટથી નૈરુત્યદિશે લોધીકાનો એક ડુંગરિયાળ તાલુકો છે પચ્ચાશેક વર્ષો પૂર્વે ત્‍હાં અભયસિંહજી નામના દરબાર હતા. એમના પિતાનું નામ જીભાઈ. જાડેજાવંશી હતા, સ્વામીનારાયણુ સંપ્રદાયી હતાઃ ગોંડળના ધ્રાંગધ્રાના ભાવનગરના રાજવીઓની પેઠે ભાષાકવિતાના રસિયા હતા. એમના દરબારગઢની દોઢીના ચોકમાં દેવમન્દિર હતું. ગામને પાદર સરકારી થાણું હતું, ને થાણામાં નિશાળ હતી. ગુલાબરંગી રેતીની સીસી ત્‍હાં કલાકને માપતી. કલાકે કલાકે ડંકો વાગતો; સંતરી પહેરો ભરતો. ગામની ઉત્તરે ધાર હતી. એ ધારની ખીણુમાં, ગામની ને ધારની વચ્ચે, ઝરણું વહતું તે થાણા કનેના કુંડમાં જઈને સમાતું. ગામ જેવડી બજાર હતી. બજારમાં બારપન્દર હાટડીઓ હતી. હાટવાળાઓ કપાસદાણો રાજકોટે જઈ વેચી આવતા, અને રાજકોટથી આણેલું લોધીકાવસ્તીને વેચતા. ક્‍વ્હારેક ક્‍વ્હારેક બ્હારવટિયાઓ ધારમાથે ડોકિયું કરી જતા. રંક, પણુ સરવાળે ગામ શાન્ત સુખી સદ્ધ-ભીંનું હતું. બે આના કમાતો શિક્ષક અને આઠ આના કમાતા મહેતાજી સજ્જન સમા ઉજળે વસ્ત્રે ફરતા.

સત્સંગપ્રસિદ્ધ ગોવર્ધન કોઠારીને દરબાર શ્રીએ લખ્યું. અનુભવવિશાળ કોઠારીજીએ મહીસાગરતીરના શાસ્ત્રકુંજ સમા બ્રાહ્મણગામવાસી કવિ હરખરામજીને મોકલ્યા. હરખરામજી મહીસાગર સમા પૂરવાહી કવિ હતા, અને ગ્રન્થનો મધ્યવર્તી રસ હતો શાન્ત રસ. અધ્યાયે અધ્યાયે પોતાની નામાવલિથી વળણ વાળતા. અડધેરીક ગ્રન્થરચના હરખરામજીએ કરી હશે ત્હાં તો ત્હેમને રે શિરપાવ આપી દરબારે ગુજરાતે મોકલ્યા. પછી રાજવી વિમાસણમાં પડ્યા. ઠાકોર સાહેબના મનને ઉદ્વેગ થતો ને નિર્ધારેલું ધર્મકાર્ય અધૂરું રહેશે ધારી દિલ ઉદાસ રહેતું. દલપતરામ અભયસિંહજીની જાણબારા ન હતા, ભીમજી ગઢવીએ સંભારેલા હતા. શ્રવણાખ્યાન પોતે વાંચ્યું હતું, ને કવીશ્વર ભાષાકવિતા સારી ને સુઘડ રચે છે તે જાણતા હતા. પણ કવીશ્વરે પ્રવીણસાગર અમદાવાદ રહીને રચ્યો હતો, માંગલિક ગીતાવલિ અમદાવાદ રહીને રચી હતી. એટલે લોધીકા જેટલે દૂર દેશાવર કવીશ્વર આવે કે નહિ; અને આવે તો એ હાથીનો ખર્ચભાર તાલુકો ઉપાડી શકે કે કેમ? એ ગડમથલ દરબારને મન થયાં કરતી. અમદાવાદ રહીને કવીશ્વર ગ્રન્થ રચે એ રૂચતું ન્હોતું. લોધીકા હતું સૌરાષ્ટ્રની પશ્ચિમપાંખે. મારગ હતો આઘેનો ને પગરસ્તાનો. કવીશ્વર સત્સંગી હતા, દેશવિખ્યાત હતા, ભાષાવિશારદ હતા; છતાં એ કારણોથી ખચકાઈ ઠાકોર વૃદ્ધ દલપતરામને ન્હોતરતા ન્હોતા. કવીશ્વરનો ગુણભંડાર એમના આમન્ત્રણની આડે આવીને ઉભતો.

હતાશ જેવા થયેલા અભયસિંહજી દરબારે આખરે પછી પોતાના હજૂરી જગતસિંહજીને અમદાવાદ મોકલ્યા, ને કહાવ્યું કે જગતસિંહથી નહિ આવો તો દરબાર પોતે તેડવાને પધારશે. જગતસિંહજી મોઢેરા પાસે ,કટોસણના વતની હતા, સત્સંગી હતા, ગુજરાતઅજાણ્યા ન હતા. ધીરગમ્ભીર, સ્હમજૂ ને શાણા, ન્હાનકડા મુત્સદ્દી હતા. દૂતકાર્યને યથાયોગ્ય હતા. જગતસિંહને અભયસિંહજી ઠાકોરની આજ્ઞા હતી કે હરેક પ્રકારે સ્હમજાવીને કવીશ્વરને લોધીકે તેડી લાવવા. છેટાની વાટ અને ભાષાકવિતા રચવાની એટલે કવીશ્વરે સરકારમાંથી મળતો તે સોંનો પગાર કહ્યો. જગતસિંહે કહ્યું પગાર પચાસ આપશે; જાતવળતનું ને લોધીકાવાસનું બધું ખર્ચ આપશે; ઉપરાન્ત રાજા છે, રીઝે તો સિરપાવ આપે. એટલા થોડા પગારમાં લોધીકા જેટલે દૂર ડુંગરાઓમાં જવું કવીશ્વરને એક રીતે ઠીક ન લાગ્યું; પણ વળી વળીને વિચારી જોયે વાત ગમી. પોતાની ઉત્તરાવસ્થા હતી, અને એ ઉત્તરાવસ્થામાં ધર્મપરાયણ થવાનું આમન્ત્રણ હતું. એ ધર્મનાં નિજ માથે ઋણ હતાં. એ ઋણ કંઈક વાળવાને કો કાવ્યગ્રન્થ રચવાનો પોતાને મનોરથ હતો, ને તે આમ ફળતો હતો. ઘેર ભરેલા ધનભંડાર હતા નહિ. સોસાયટીના વીસ રૂપિયાના પેન્શનમાં ને વર્ષાસનોમાં નિજ ફૂલીફાલી કુટુંબવાડીનો નિભાવ સરળ ન હતો. દલપતજીએ નકારનો કપરો બોલ ન સ્હડચો.

આયુષ્યભર કવીશ્વરની આર્થિક સ્થિતિ બ્રાહ્મણશાહી હતી. પ્રથમાવસ્થા છેક રંકતામાં વીતી હતી. દ્વિતીય

દેવમન્દિરમાં રામજી ભટ્ટ કરીને મન્દિરપૂજારી હતા. રામજી ભટ્ટ રાજકોટના શ્રીગોડ હતા, સુપાત્ર બ્રાહ્મણ હતા, નકલંક કનેની ભટ્ટશેરીમાં રહેતા. રામજી ભટ્ટ બંડી ક્ય્હારેક જ પહેરતા, ઋષિમુનિઓની પેઠે ઉત્તરીય ઓઢતા. દેહશુદ્ધિ એટલી હતી કે પવિત્ર ને પાવનકારી દીસતા. એમને હૈયે ડાઘ હોય તો એમને વસ્રે ડાઘ હોય. રામજી ભટ્ટ ધનરંક હતા, ધર્મરંક ન હતા. ભાલદેશ એમનો કેસરતિલકે તેજસ્વી રહેતો, દેહદેશ એમનો બ્રહ્મચર્યે તેજસ્વી રહેતો. રામજી ભટ્ટ મન્દિરમાં પૂજા કરે, આરતી ઉતારે, પ્રસાદ વહેંચે. દેવને ધૂપદીપ રામજી ભટ્ટ કરતા, એટલે એમના અંગમાંથી ને ઉપરણાની કરચલીઓમાંથી સન્તાયેલા ધૂપસુગન્ધ ફોરમતા. ધનાઢ્યની ફૂલવાડીમાંના કો રંક ફૂલડા સમા રામજી ભટ્ટ તેજથી સુવાસથી પવિત્રતાથી મહેક મહેક થતા.

અભયસિંહજી દરબાર કને રામજી ભટ્ટ રામકથા વાંચતા. રામજી ભટ્ટનો કંઠ મીઠો હતો, હલક મોરલાની હતી. તુલસીકૃતના દુહાચોપાઈ રામજી ભટ્ટ લલકારતા ત્ય્હારે દેવમન્દિરના ન્હાનકડા સભામંડપમાં દેવભાવની ઉર્મિઓ ઉછળતી તે ભાવિકોની હૈયાપાળમાં જઈને સમાતી. રામકથા કરતા હોય ત્ય્હારે રામજી ભટ્ટની સોળે કળા પ્રકાશતી. શ્વેત વસ્રો પહેરીઓઢી, તિલક કરી, માળા લઈ અભેસંગ ઠાકોર રામકથા સાંભળવાને બેસતા ત્ય્હારે લોધીકાના દેવમન્દિરમાંનું જાણે ગંગાતટવર્ણું થઇ રહેતું.

કોક અણમોલ કાળઘડીએ દેવે પ્રેરણા કીધી અને [illegible]હજી દરબારને ઉગ્યું કે તુલસીકૃત છે એવું શ્રીજી-

ચરિત્ર હિન્દી દુહાચોપાઇમાં થાય તો આથી યે મધુરું લાગે. રામચન્દ્રજી યે સરયૂતીરવાસી હતા, શ્રીજી પણ સરયૂતીરવાસી હતા. રામચન્દ્રજીએ ચૌદ વર્ષનો વનવાસ ભોગવ્યો હતો, શ્રીજીએ સાત વર્ષનાં તીર્થાટનતપ તપ્યાં હતાં. રામચન્દ્રજીએ સાગર ઓળંગી લંકાપ્રવેશ કરી રાવણવધ કીધો હતો, શ્રીજીએ સાગરપાળે પાળે વિચરીને ગુજરાત પ્રવેશી અધર્મવધ કીધો હતો. રામચન્દ્રજીએ સેતુબન્ધ બાંધ્યો હતો, શ્રીજીએ ધર્મસેતુ સમાં દેવમન્દિરો સ્થાપ્યાં હતાં. અભયસિંહ દરબારને થયું કે રામલીલાના જેવી શ્રીજી-લીલા મન્દિરેમન્દિરે ગવાય. પણ એ શ્રીજીભક્ત તુલસીદાસજી ક્ય્હાં ?

धर्मस्य त्वरिता गतिः. અભયસિંહ ઠાકોરનો શુભ સંકલ્પ હતો એટલો જ શીઘ્ર સંકલ્પ હતો. એજન્સીના પાટનગર રાજકોટે દરબાર શ્રીએ પત્ર લખાવ્યો ને રણમલ બ્હારોટને ત્ય્હાંથી તેડાવ્યા. રણમલજીએ આવી ગ્રન્થારંભ કીધો. રોજ રચાતો ગ્રન્થભાગ પોતાને રોજ સાંભળવાની ટેવ હતી તેમ સાંભળતા, પણ–પણ ગ્રન્થરચનાથી ઠાકોર અભયસિંહજી રીઝયા નહિ. રજવાડી રીતે પાઘપોષાકે સન્માનીને બ્હારોટજીને વિદાય દીધી પછી ભીમજી ગઢવીને બોલાવ્યા. ભીમજી ગઢવી મૂળ મૂળીના હતા, રત્નુ શાખાના હતા, કવીશ્વરની પેઠે મૂળીમન્દિરમાં પિંગળશાસ્ત્ર ભણેલા હતા, બ્રહ્મ શ્રી વિભાજીના કૃપાપાત્ર હતા. એમણે સાતેક અધ્યાય રચ્યા. પછી નડિયાદેથી રણછોડ બ્હોરોટને ન્હોતર્યા, આત્મા આનન્દ્યો નહિ. વડતાલ ગાદીપતિ આચાર્ય શ્રીને અને

સત્સંગપ્રસિદ્ધ ગોવર્ધન કોઠારીને દરબાર શ્રીએ લખ્યું. અનુભવવિશાળ કોઠારીજીએ મહીસાગરતીરના શાસ્ત્રકુંજ સમા બ્રાહ્મણગામવાસી કવિ હરખરામજીને મોકલ્યા. હરખરામજી મહીસાગર સમા પૂરવાહી કવિ હતા, અને ગ્રન્થનો મધ્યવર્તી રસ હતો શાન્ત રસ. અધ્યાયે અધ્યાયે પોતાની નામાવલિથી વળણ વાળતા. અડધેરીક ગ્રન્થરચના હરખરામજીએ કરી હશે ત્હાં તો ત્હેમને યે શિરપાવ આપી દરબારે ગુજરાતે મોકલ્યા. પછી રાજવી વિમાસણમાં પડયા. ઠાકોર સાહેબના મનને ઉદ્વેગ થતો ને નિર્ધારેલું ધર્મકાર્ય અપૂરૂં રહેશે ધારી દિલ ઉદાસ રહેતું. દલપતરામ અભયસિંહજીની જાણભારા ન હતા, ભીમજી ગઢવીએ સંભારેલા હતા. શ્રવણાખ્યાન પોતે વાંચ્યું હતું, ને કવીશ્વર ભાષાકવિતા સારી ને સુઘડ રચે છે તે જાણતા હતા. પણ કવીશ્વરે પ્રવીણસાગર અમદાવાદ રહીને રચ્યો હતો, માંગલિક ગીતાવલિ અમદાવાદ રહીને રચી હતી. એટલે લોધીકા જેટલે દૂર દેશાવર કવીશ્વર આવે કે નહિ; અને આવે તો એ હાથીનો ખર્ચભાર તાલુકો ઉપાડી શકે કે કેમ? એ ગડમથલ દરબારને મન થયાં કરતી. અમદાવાદ રહીને કવીશ્વર ગ્રન્થ રચે એ રૂચતું ન્હોતું. લોધીકા હતું સોરઠની પશ્ચિમપાંખે. મારગ હતો આઘેનો ને પગરસ્તાનો. કવીશ્વર સત્સંગી હતા, દેશવિખ્યાત હતા, ભાષાવિશારદ હતા; છતાં એ કારણોથી ખચકાઈ ઠાકોર વૃદ્ધ દલપતરામને ન્હોતરતા ન્હોતા કવીશ્વરનો ગુણભંડાર એમના આમન્ત્રણની આડે આવીને ઉભતો.

હતાશ જેવા થયેલા અભયસિંહજી દરબારે આખરે પછી પોતાના હજૂરી જગતસિંહજીને અમદાવાદ મોકલ્યા, ને કહાવ્યું કે જગતસિંહથી નહિ આવો તો દરબાર પોતે તેડવાને પધારશે. જગતસિંહજી મોઢેરા પાસે કટોસણના વતની હતા, સત્સંગી હતા, ગુજરાતઅજાણ્યા ન હતા. ધીરગમ્ભીર, સ્હમજૂ ને શાણા, ન્હાનકડા મુત્સદ્દી હતા. દૂતકાર્યને યથાયોગ્ય હતા. જગતસિંહને અભયસિંહજી ઠાકોરની આજ્ઞા હતી કે હરેક પ્રકારે સ્હમજાવીને કવીશ્વરને લોધીકે તેડી લાવવા. છેટાની વાટ અને ભાષાકવિતા રચવાની એટલે કવીશ્વરે સરકારમાંથી મળતો તે સોનો પગાર કહ્યો. જગતસિંહે કહ્યું પગાર પચાસ આપશે; જાતવળતનું ને લોધીકાવાસનું બધું ખર્ચ આપશે; ઉપરાન્ત રાજા છે, રીઝે તો સિરપાવ આપે. એટલા થોડા પગારમાં લોધીકા જેટલે દૂર ડુંગરાઓમાં જવું કવીશ્વરને એક રીતે ઠીક ન લાગ્યું; પણ વળી વળીને વિચારી જોયે વાત ગમી. પોતાની ઉત્તરાવસ્થા હતી, અને એ ઉત્તરાવસ્થામાં ધર્મપરાયણ થવાનું આમન્ત્રણ હતું. એ ધર્મનાં નિજ માથે ઋણ હતાં. એ ઋણ કંઈક વાળવાને કો કાવ્યગ્રન્થ રચવાનો પોતાને મનોરથ હતો, ને તે આમ ફળતો હતો. ઘેર ભરેલા ધનભંડાર હતા નહિ. સોસાયટીના વીસ રૂપિયાના પેન્શનમાં ને વર્ષાસનોમાં નિજ ફૂલીફાલી કુટુંબવાડીનો નિભાવ સરળ ન હતો. દલપતજીએ નકારનો કપરો બોલ ન ચ્હડયો.

આયુષ્યભર કવીશ્વરની આર્થિક સ્થિતિ બ્રાહ્મણશાયી હતી. પ્રથમાવસ્થા છેક રંકતામાં વીતી હતી. દ્વિતીય

અવસ્થાનાં સારાં વર્ષોમાં સોસાયટીનો પગાર આવતો, હાઇ-સ્કુલમાં ને ટ્રેનીંગ કોલેજમાં કલાક કલાક કવિતા શીખવવાને જતા તે પગાર આવતો, પાંચસોકનાં વર્ષાસનો આવતાં. સન્તોષમાં ને સુખમાં દિવસો નિર્ગમતા. સન્તોષ કવીશ્વરનું પરમ સુખ ને ધન હતું. એમ ૫૮મા વર્ષ લગી નભ્યુ. પછી વધી પડેલી આંખપીડાએ નિવૃત્તિની ફરજ પાડી. સરકારના ને સોસાયટીના પગાર ગયા. તૃતીયાવસ્થામાં સૌ નિરાંત વાંછે ને ઉપશમ ઈચ્છે, જીંદગીના વિશ્રામઘાટે જઇને બેસવાનું ધારે; એ અવસરયોગ કવીશ્વરને ચિન્તાનો ને ચિન્તવનનો નીવડયો. સરકાર દલપતસેવાઓ ભૂલી ગઇ ને પેન્શન આપવાની ના પાડી. સોસાયટીએ રોજનો રૂપિયો પેન્શન આપવાનું કહ્યું; કવીશ્વરે પત્નીઓનું શુભ વાંછી ત્રીસના વીસ સ્વીકાર્યા. વર્ષાસનો આવતાં; ઘરનાં ઘર હતાં; પછી તો સર નવરોજજીએ દલપતમહોત્વપ્રસંગે ચારસોકનું લોકવર્ષાસન કરાવી આપ્યું હતું. પુત્રકમાઈ કવીશ્વરે કદી ખાધી નથી. ભરીબાદરી પાંગરેલી કુટુંબવાડી અને એને અંગે આવતા સરઅવસરોને સરવાળે એ સોંઘવારીના દિવસોમાં માસિક સવાસોકનું કવીશ્વરને ઘરખર્ચ થતું. એમ આવક હતી બારસોકની ને ખર્ચ હતું પન્દરસોકનું. છેલ્લાં પંદરેક વર્ષોનું એ વાર્ષિક દલપતસરવૈયું. ધનચિન્તા ઉન-રવાનાં અવસરઅવસ્થામાં કવીશ્વરની ધનચિન્તા વધી હતી.

લોપીકે જવાથી ધનચિન્તા ઉતરતી હતી, મનનો મનોરથ ફળતો હતો, માથે ઉછીનું ધર્મઋણ દેવાતું હતું. વ્યવહારશાણા દલપતરામ આયુષ્યયાત્રાને ૬૨મે વર્ષે દૂર દેશાવર ખેડવાને નીકળ્યા.

અમદાવાદથી વઢવાણ કાંપ સુધીની રેલમુસાફરી હતી. વઢવાણ કાંપમાં લોધીકાનું દરબારી ઘોરીશિગરામ ને બન્ધૂકતરવારિયો પસાયતો કવિસત્કારાર્થે હાજર હતાં. આઘેની મુસાફરી એટલે પુત્ર મગનલાલને સાથે લીધા હતા. રાજકોટચોટીલાની ઘોરી સડક ત્હારે આજના સમી વગડા જેવી વિજન ન હતી. વતનમાં સ્વજનમંડળને મળીહળી, ભવિષ્યના વ્હેવાઇ પણ ત્હારના તો દિનકરભાઈના કર્મકાંડી શિષ્ય તરવાડી મહાશંકરને રસોઇ કાજે સંગાથે લેઇ, દલપતરામે સૂર્ય સંગાથે પશ્ચિમદિશે પગલાં માંડયાં. અર્ધી સદીના પૂર્વપરિચિત મૂળીમન્દિરમાં માર્ગે દર્શન કરી, દેવને ને ગુરુદેવને ને વીતેલા દોહેલા દિવસોને અન્તરમાં સંભારીપૂજી, બે છાંટા નયનામૃતના છાંટી, ભોગાવાનો જન્મદેશ જોઈ, ચોટીલાના એકજ્યોત શિખરની તળેટીમાં થઈ ને દલપતરામ મહેરામણનગરે ગયા રાજકોટમાં બાવા ઓઝા હતા, ધ્રાંગધ્રાના દિવાન હરિશંકરભાઇ હતા, ત્હેમના લઘુ બન્ધુ શાસ્ત્રીજી હતા. રાજાણાની ગઢરાગે રાત્રિ ગાળી વળી સૂર્ય ઉગ્યે સંગાથ કીધો ને પશ્ચિમ દિશાનો ગાડામારગ ખેડવા માંડયો. રાજકોટથી ઘોડેસ્વાર જગતસિંહજીએ સંગાથ કીધો હતો. એમ એંશીક માઈલ આગગાડીની અને એંશીક માઈલ ઘોરી માર્ગની સફર ખેડતું ખેડતું કવીશ્વરનુ શિગરામ '૮૨ ના ઓકટોબરની ૧૫ મીની સ્હાંજે લોધીકાના મન્દિરદ્વારે જઈ ને ઉભું.

*કવિસત્કારાર્થે સદ્ધર્મનિષ્ઠ દરબાર સાહેબ ત્હેહાં* હતા, સત્સંગવર્ણી રામજી ભટ્ટ ત્હેહાં હતા, કામદાર હતા,

મોળના સ્વકુટુંબી મૂળશંકર મહેતાજી હતા. મન્દિરડહેલીમાં પગથિયાંની ઉંચી પાયરી સ્હામે ન્હાનકડો ચોક હતો. ચોકમાં તુલસી હજારી બારમાસીના છોડના ક્યારાઓ હતા. બાગને પડખે ખપાટિયાજાળીના બેઠા ઘાટના બે ઓરડાઓ હતા રસોડું પડખેની શેરીમાં થતું. અમદાવાદમાં કવિનિવાસ મન્દિછાયામાં હતો; મન્દિરછાયામાં જ લોધીકામાં યે કવિનિવાસ થયો. સરધારી ધારની છેલ્લી ટેકરીઓ વચ્ચે ગુર્જર કવીશ્વરે અહીંગા જમાવ્યા.

મહીસાગરવાસી હરખરામે અડધેરોક ગ્રન્થભાગ રચ્યો હતો, અને અધૂરેથી પગરણ માંડવાનું દરબારશ્રીએ કહ્યું. કવીશ્વરે ત્હાંથી કાવ્યપગલાં ભરવા માંડ્યાં. નિત્યનિત્ય ગ્રન્થ લખાતો જાય ને નિત્યનિત્ય દરબાર સાંભળતા જાય. કવીશ્વર પોતે પત્થરપાટીઓ રાખતા ને પત્થરપેનથી લખતા. એ પત્થરપાટી યે કવિપ્રતિભાએ નવસરજેલી હતી. પાટીને ઉપરનીચે છિદ્રો શારીને, એમાં સૂતળી પરોવીને પાટીમાં અંગુલિસ્પર્શતી દોરીની લીંટીઓ પાડેલી હતી. એક કાવ્યચરણ લખે ને પછી અંગુલિસ્પર્શે એક દોરીભાગ છોડી બીજું ચરણ બીજા પાટીભાગમાં કવીશ્વર લખે. એમ દૃષ્ટિને બદલે સ્પર્શને આધારે એક કાવ્યચરણ ઉપર બીજું કાવ્યચરણ લખાઈ જવાની ભૂલને કવીશ્વર નિવારતા.

જગતસિંહ ને ગોવિન્દરામ બે લહિયા હતા. કવીશ્વરની તો પેલા સંસ્કૃત સુભાષિતમાંના જેવી વાત હતી કે स्वयमपि लिखितं स्वयं न वाचयति. કવીશ્વરલખ્યું કાવ્યચરણ જગતસિંહ વાંચી સંભળાવે, આંખ મીંચી લખેલા

અધૂરા અક્ષરની અધૂરપ સુધરાવી લે, ને બાળબોધ લિપિમાં પાકી શાહીથી પછી ઉતારી લે. લહિયાની યે ત્હારે લેખનકળા હતી. ત્રણ રંગની પાકી શાહીઓ રહેતી, જે પાંચસો વર્ષે યે ભૂંસાતી નહિ કે ઉપટતી નહિ. કાળીભમ્મર ચકચકતી ગુન્દરિયા શાહીથી કાવ્ય લખાતું ને અક્ષરો તેજસ્વી ઉઘડતા. રાતી શાહીથી વિરામચિહ્નો ચીતરાતાં. અને લખતાં લખતાં કો ભૂલ થઇ ગઈ હોય તે દૂધવર્ણી શ્વેત શાહીથી ભૂલ ધોવાતી. કાગળો કાગદીશાઇ જાડા અમદાવાદી વપરાતા, અને લીલીપીળી ગુન્દરિયાળી આંકણીપાટી ઉપર દબાવીને મંહી લીંટીઓ ઉપસાવીને દોરાતી.

પુરુષોત્તમચરિત્રનો ભાષાગ્રન્થ એમ ડુંગરીઓ વચ્ચે ને મન્દિરછાયામાં રચાતો હતો.

, લોધીકાની દક્ષિણદિશે બીજો મેંગણી તાલુકો છે. મેંગણીના દરબાર સાહેબ માનસિંહજી પણ સ્વામીપન્થી સત્સંગી હતા, યોગેશ્વર ગોપાળાનન્દ સ્વામીએ વર્તમાન ધરાવેલા હતા, તુલસીકૃતના ભારે શોખીન હતા. ત્હાં વાર્તા ગઇ કે અમદાવાદથી કવીશ્વર લોધીકે આવ્યા છે, અને મીંચી આંખે અન્તર્ચક્ષુએ કાવ્યગ્રન્થ રચે છે તે લહિયાઓ ઉતારે છે. મેંગણી દરબારમાં એક ચારણ કવિ રહેતા. ચારણકવિને કતૂહળ થયું કે આંખો મીંચીને-નેત્રે વાંચ્યા વિના તો સહી યે કરવી કપરી; તો કાવ્યચરણો લખાતાં હશે કેવી રીતે ? દેવીપુત્ર દેવનાં ને કવીશ્વરનાં દર્શને લોધીકે ગયા. ગઢવી ટીંખળી હતા ને એમને ટીંખળ કરવું હતું. કવીશ્વર લખતા હતા તે જાળિયાળાળીના ખંડ બહાર ઉભી છાનામાના નિરખવા લાગ્યા. કવીશ્વર ફરતા જાય ને

લખતા જાય: દલપતરામની યે એવી સુક્રાતશાયી ટેવ હતી. આંખો અન્તરમાં ને આભઅન્તરમાં ઘૂમતી, અંગુલિઓ પત્થરપાટીમાં ઘૂમતી. કાવ્યઝરણું વહતાં જતાં, જાણે કાવ્ય પ્રેરણા સ્વયં લખતી ન હોય! પત્થરમાં ચિરંજીવ અક્ષરો કોતરતા કવીશ્વરને દેવીપુત્ર ઘડીક નિહાળી રહ્યા. પછી અન્તરનો આશ્ચર્યઉમળકો ઝાલ્યો ન રહ્યો. દૂહો લલકારતા દેવીપુત્ર કવીશ્વરનાં ચરણોમાં જઈને પડયા, ચરણવન્દના કીધી, અને ઉચ્ચર્યાઃ ભલે, ભા! ભલે. આંખો મીંચીને પોતાના નામની સહી કરવી યે અઘરી પડે, ત્હાં આપ અધ્યાયો લખો છો. ધન્ય છે. ભગવાન લખાવે તે લખતા લાગો છો. મેંગણી જઇને દરબારમાં માનભાને વાત કરી. મેંગણી દરબાર શ્રીએ કામદાર સંગાથે શિગરામ મોકલ્યુ, કવીશ્વરને મહેમાનીએ તેડાવ્યા, કવિતા સાંભળી, બેએક દિવસ સરભરા કીધી, સિરપાવ આપી વિદાય દીધી

અભયસિંહજી દરબારને ત્રણ કુંવરો હતાઃ હરિસિંહજી માધવસિંહજી ને નારસિંહજી. ઉત્કટ ફૂલસુગન્ધની પેઠે સહુમાં સત્સંગભાવના ઉત્કટ હતી. નારૂભાએ તો અન્તે વૈરાગ્યભસ્મ ધારીને બાખી થઇ ડાકોરજીનો ખાખચોક જઈ વાસ્યો હતો. છેલ્લાં સાત વર્ષ ભીચડીમાં ઘેર રહેતા, ને ૧૯૩૬ માં દેહ મૂકયો. રણુવાસમાં પણ સત્સંગભાવનાની સુવાસ પમરતી. રાણી સાહેબના આગ્રહે પછી દલપતરામે રાજસીતાપુરથી પુત્રી હરિબાને, ત્હેમનાં પુત્રપુત્રી સંગાથે, લોધીકે તેડાવી લીધાં. અમદાવાદમાં ન્હાનાને પાંચ પૂરાં થઈ છઠ્ઠું બેઠું હતું; પણ એ મસ્તીખોરો યશોદામા સમાં રેવાબાને ગાંઠતો નહિ, ધૂડી નિશાળ છોડી હતી ને સરકારી

નિશાળે જતો નહિ. ભણવા કરતાં રમવાનું ન્હાનો અધિકું શીખ્યો હતો. એટલે, એવામાં પ્રાંગધ્રાદિવાન હરિશંકરભાઇના ભાઇ શાસ્ત્રીજી પ્રવીણસાગરના છાપકામે અમદાવાદ આવ્યા હતા ત્હેમની સંગાથે રેવાબાએ સોરાષ્ટ્રની પશ્ચિમપાંખના એ ડુંગરાઓમાં ન્હાનાને મોકલાવી દીધો. માર્ગે મૂળીમાં છૂટેલાં ગાડાંઓનાં તાપણાંઓની વચ્ચે રાત્રી ગાળી; બામણબોરના ડુંગરમથાળે એક મધ્યાહ્નને ટીમણ કીધું; રાજાણાના ગઢમાં એક દી વાસ વસ્યો; અને એમ ન્હાનો લોધીકે ગયો. ત્હાં યે ન્હાનાનાં એનાં એ અળવીતરાં હતાં. મ્હોટાભાઈ સંગાથે ઝરણકુંડે ન્હાવાને જતો, ભાણેજ સંગાથે ડાંગનો ઘોડો પલાણી ઘોડા ખેલાવતો ડુંગરીધારે જતો, પંચહાટડી બજારમાંથી ખજૂર લઇને ખાતો, પણ નિશાળે જવું એને આકરૂંખાણ લાગતું. એ બાળારાજાને રણવાસના ઓરડાઓ ખેલવાને ખુલ્લા હતા. હુતાશનીના પર્વે કેસૂગુલાલનાં રંગપાણીએ હરિસિંહજીએ બકડિયાં ભર્યાં હતાં એમાં વચ્ચોવચ્ચ બેસાડી, રંગછાલકો છાંટી છાંટી, ન્હાનકડા શિવલિંગને જળાધારીનો અભિષેક કરે એમ, વસન્તજળની ડોલચીએ ડોલચીએ ન્હાનાને યુવરાજે વસન્તરંગે ન્હવરાવ્યો હતો. રામજી ભટ્ટ શયનઆરતી કરતા અને પછી બાળમંડળીને દેવથાળમાં ધરાવેલાં નૈવેદ્યનાં તડબૂચટેટી વહેંચતાં. એ સહુ ગમતું; પણ નિશાળનો મારગ ન્હાનાને ગમતો નહિ. જગતસિંહજી કે વડિલસ્વરૂપ મહાશંકર તરવાડી બથમાં ઉપાડીને શાળાએ નાંખી આવતા ત્હારે યે લેં-લેંના બૂલન્દ સૂરે ન્હાનો લોધીકાનું બજાર ગજાવતો

ને કરબન્ધમાંથી વછૂટવાને બાથોડિયાં મારતો. એમ લોધી-કાના થાણામાં સન્તરીની બન્દૂક સન્મુખે ન્હાનો ' બા, ભૂ પા ' ને પહેલી ચોપડી ભણ્યો. હસતાં હસતાં ત્ય્હારે કવીશ્વર ક્ય્હારેક કહેતા કે ન્હાનો તો નારૂભાનો કામદાર થશે. એ પછી વીશેક વર્ષનાં વ્હાણાં વાઈ ગયાં. ન્હાનો એમ. એ. પાસ થયો ને સાદરે સ્કોટ કોલેજમાં હેડમાસ્તર થયો. ત્ય્હારે ઉત્તરાવસ્થાને ઝરૂખે ઝૂકેલા જગતસિંહજી ન્હાનાને મળ્યા હતા, આનંદ્યા હતા, ને લોધીકાની સ્મરણાવલિઓ સંભારી હતી. પછી રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષક થયે પૂર્વપરિચિત મહેતાજી મૂળશંકરભાઈ એ બાળતિથિ-ઓનો પરાક્રમમહિમા (!) બોલતા. એ તિથિઓનાં સ્મરણ-મૂર્તિસ્વરૂપિણી મણિબા તો અમારા કુળધામે છેલ્લાં પચ્ચાશીક વર્ષોથી વિરાજે છે. પણ આ પંચાવનસત્તાવન વર્ષોની તડકીછાંયડીમાં એ સ્મરણવાડીઓની બાળલોમમાં પુનઃ પાય તો એક જ વાર ન્હાનાએ મૂક્યો છે. ઇ. સ. ૧૯૧૯ ની સાલ હતી. બેસતો જૂન માસ હતો. ગ્રીષ્મ ઉતરતી હતી, પણ વર્ષા બેઠી ન હતી. લોધીકામાં કન્યાશાળા ઉઘાડવાને કાઠિયાવાડના કેળવણીઅધિષ્ઠાતા આવ્યા હતા. એની એ જ શાળા, એનું એ જ થાણું, એનો એ જ સન્તરી, એની એ જ ગુલાબરંગી રેતીની કાળમાપતી કલાકશીશી, એનો એ જ-જાણે જૂનાં સ્મરણજળ ભરેલો-ઝરણકુંડઃ નિરખીનિરખીને, ચારેક દાયકાજૂની જૂનવટની સ્મરણ-વાડીઓમાં ઘૂમીઘૂમીને, એ નવશારદમન્દિર ખુલ્લું મૂકતાં શાળાના ને કેળવણીના ફાયદાનું ગંભીર ઓધદાથી ભાષણ કરતાં કરતાં, ન્હાનો મનમાં હસતો હતો, નયનોમાંથી બે

અશ્રુબિન્દુઓ ટપકાવતો હતો, ને ગેબના પડદા પાછળ નિરખી રહી શ્રી હરિની લીલાને ધન્યવાદ ઉચ્ચારતો હતો.

ઈશ્વરની અંગુલિ એમ ઈતિહાસો લખે છે.

એવામાં જૂનાગઢના નવાબ સાહેબ સર મહોબતખાનજી બેહસ્તનશીન થયા. મન્દિરના કાંઈક કામકાજે અક્ષયસિંહજી ઠાકોર સાહેબને પણ જૂનાગઢ જવાનું હતું. એટલે યજમાનરાજ ને અતિથિરાજ જૂનાગઢ ગયા. દેવમન્દિરમાં ઉતારો હતો. નરસિંહનગરમાં કવીશ્વરે લોકોપયોગી સંસારવિષયોનાં વ્યાખ્યાનો કીધાં; સ્વર્ગસ્થ નવાબ સાહેબનો ખરખરો કીધો; નવા નવાબ સાહેબ શ્રી બહાદુરખાનજીને રાજનીતિનાં બે વેણ કહ્યાં; રાજપ્રજાને નિજ કવિતા સંભળાવી; ગોકુળજીભાઈપ્રમુખ રાજમંડળને મળ્યા; નરસિંહ મહેતાને ચોરે દર્શને જઇ આવ્યા. પ્રજાએ કવીશ્વરનાં સન્માન કીધાં; રાજ્યે વર્ષાસનનો રૂક્કો નવેસરથી કરી આપ્યો. જૂનાગઢમાંનો ભરબજારનો ઢાળ ઉતરતાં એક વેળા કવીશ્વરનો શિગરામ આડો પડી ગયો હતો; પણ શ્રી હરિને હજી કવીશ્વર કને કાવ્યગ્રન્થો ગૂંથાવવાના હતા એટલે એ કાવ્યવૃદ્ધને ઉગારી લીધા.

માળી માર્ગે નીકળે ને એની ફૂલછાબની ફોરમ દિશાદિશામાં ફોરી ઉઠે; એમ જ્યહાં જ્યહાં વિચરતા ત્યહાં ચોગરદમ કવીશ્વરની ફોરમ ફોરતી. કવીશ્વર જૂનાગઢ આવ્યાની વાત માણાવદરના રાજદરબારમાં પહોંચી ગઈ. ખાન સાહેબ સગીર વયના હતા, પણ કાવ્યરસિક હતા. રાજકુમાર કોલેજમાં દલપતકવિતા પોતે ગાઈ હતી. 'કવી-

શ્વરને સ્વમુખેથી મ્હારે કવિતા સાંભળવી છે' લખી, ઘોડા ગાડી ને સ્વારો મોકલાવી, ખાન સાહેબે કવીશ્વરને માણાવદર તેડાવ્યા. ભાવનાં ન્હોતરાં કોઈએ પાછાં વાળ્યાં છે ? કવીશ્વર માણાવદર ગયા, કવિતા સંભળાવી, અગત્રાઈ —પીપલાણા—લોજની શ્રીજી મહારાજની પંચતીર્થી' કરી આવ્યા. પછી જૂનાગઢ થઈને પાછા લોધીકાની ડુંગરીઓમાં મન્દિરછાંયે જઈ બેઠા.

એવામાં મગનલાલ પરીક્ષા આપવાને વતનમાં જતા હતા ત્હેમની સંગાથે તોફાની ને અળવીતરા ન્હાનાને રેવાબા કને અમદાવાદ મોકલાવી દીધો. રાડિયા ન્હાનાનું અળવીતરાં ત્હારે માતાને ને પિતાને ભારે પડતાં. ન્હાને 'માર પણ ઠીક ખાતો ને ઘડાતો. સ્હવારે શિગરામ લોધીકેથી નીકળ્યું તે સ્હાંજે મૂળશંકરભાઈ મહેતાજીના સસરાવાળા ઓઝાને ત્હાં પહોંચ્યું. પ્રહરેક ભાઈઓ રાજકોટમ રોકાયા. એ પ્રહરમાં યે લાકડીના ઘોડા ખેલાવતો ન્હાને નિરખી આવ્યો કે રાજકોટનો કાંપ અડધોરોક ઉજજવેરાન છે. રોજ રાત્રે ટપાલનો ડાકટપ્પો જતો ત્હેમ વઢવાણ કાંપ ગયા. ચોટીલે મૂળીમાં એમ ડાકટપ્પાન ઘોડા બદલાતા ને રાત્રિભર ડાકટપ્પો દોડતો. રાત્રે નવ —સ્હાડા નવે રાજકોટથી ઉપડતો ને મળસ્કે પાંચ—સ્હાડા પાંચે વઢવાણ કાંપ પહોંચતો. ને પછી કલાકેકમા રેલગાડી ચાલતી તે અગિયારેક વાગતાં અમદાવાદ પહોચતી. એમ લોધીકાની ડુંગરમાળમાં ન્હાનાભાઈ ' બા, બાપા ' ભજીને ઘેર આવ્યા.

કવીશ્વર ઉદ્યોગઉમંગીલા હતા એટલે થોડાક માસમાં પુરુષોત્તમચરિત્રનો અધૂરો ગ્રન્થ પૂરો થયો. ત્હાં તો દરબાર શ્રીને લાગ્યું કે હરખરામના પૂર્વાર્ધમાં ને દલપતરામના ઉત્તરાર્ધમાં ગુણફેર ઝાઝેરોક છે, નભાવી લેવાય એવો નથી. એટલે કાવ્યાજ્ઞા કીધી કે ગ્રન્થનો પૂર્વાર્ધ પણ કવીશ્વરે ફરીથી રચવો. સામગ્રી એની એ જ; પણ કોઇક એનો નિત્યભોગ કરે ને કોઈક એનો દેવથાળ પૂરે. કવીશ્વરને તો દેવકથાનો દેવથાળ પૂરવાનો હતો.

કવીશ્વરના લોધીકાવાસ દરમિયાન હાલાર પ્રાન્તના પોલિટિકલ એજન્ટ કેપ્ટન કેનેડીનો સ્વારીમુકામ થાણું તપાસવાને લોધીકે થયો હતો. કવીશ્વર લોકપ્રખ્યાત હતા એટલા સરકારપ્રખ્યાત હતા. કેપ્ટન કેનેડીને ખબર પડી કે કવીશ્વર અંહી છે એટલે દરબાર શ્રીની સંગાથે મન્દિરે કવીશ્વરને મળવાને આવ્યા હતા. પન્દરેક વર્ષો પછી એ જ કર્નલ કેનેડીએ જાદવકુળભૂષણ કુમાર શ્રી રણજિતસિંહજીની રાજકોટ રેસીડેન્સીમાં મહેમાની કરીને રાજામહારાજાઓના આતિથ્યસત્કારને અર્થે રેસીડેન્સીનાં બારણાં ઉઘાડયાં હતાં. લોકવાયકામાં કર્નલ કેનેડી કાઠિયાવાડના લોકમળતાવડા અમલદાર બોલાતા.

એમ અગિયારેક માસે ગ્રન્થરચના પૂરી થઇ-દરબાર શ્રીનો સદ્‌મનોરથ શ્રી હરિએ પૂરો કીધો. ૬૩૫ રૂપીઆ રોકડા, ત્રણસોકના સોનાવેઢ ને સોનાદોરો, તથા સોએકના શાલદુશાલા મળી હજારેકનો સિરપાવ અભયસિંહજી દરબારે કવીશ્વરને આપ્યો, અને ઉપરાન્ત ૧૯૩૯ના શ્રાવણ

શુદ ૧૩ની તિથિનો રૂ. ૨૫નો વર્ષાસનલેખ બક્ષ્યો. પગાર અને લોધીકાવાસનો સર્વ ખર્ચ તો જૂદાં જ. એમ એ ન્હાનકડા ભાગદાર તાલુકદારની ધર્મપ્રેરણાપ્રેરિત ઉદારત વરસી હતી. પુરુષોત્તમચરિત્રનો ગ્રન્થ • પછી મુંબઇમ છપાયો હતો, સાધુમંડળોમાં ભેટ અપાયો હતો, ગૃહસ્થા શ્રમીઓને સ્હોડા ત્રણ રૂપીએ વેચાયો હતો.

એક ધર્મઋણ યત્કિંચિત્ એમ દલપતરામે ઉતાર્યું.

એક સદ્ભાવના બીજી સદ્ભાવનાને પ્રગટાવે છે; એક અસદ્ભાવના બીજી અસદ્ભાવનાને પ્રગટાવે છે. એમ પુરુષોત્તમચરિત્રનો ગ્રન્થ પૂરો થયે દરબાર શ્રી અભયસિંહજીને થયુ કે સદ્ગુરુ શ્રી બ્રહ્માનન્દ સ્વામીના રાસાષ્ટકના રેણકી ને ચર્ચરી છે ત્હેમના અર્થ સુગમ નથી. કવીશ્વરે પ્રવીણસાગરમાંના દુર્ગમ છન્દોના અર્થ સુગમ કીધા છે. એવું વિચારીને છન્દરત્નાવલિ નામનો ભાષાન્તરગ્રન્થ રચવાનું દલપતરામને સોંપ્યું. એ ગ્રન્થ કવીશ્વરે અમદાવાદ રહીને રચ્યો હતો. દરબાર શ્રીએ પોશાક ઉપરાન્ત અઢીસો રૂપીઆ બક્ષીસ દીધા હતા. મંહી સ્વકૃતિના છન્દો પણ ઉમેરેલા છે. જગતસિંહજી ત્હારે સહાયાર્થે અમદાવાદમાં રહ્યા હતા.

પછી પણ ક્ય્હારેક ક્ય્હારેક વડતાલને સમૈયે જતાં-વળતાં દરબાર શ્રી અભયસિંહજી અમદાવાદ ઉતરી કવીશ્વરને મળતા, નિજ કાવ્યદેવને ચરણે ભેટદક્ષિણા ધરતા, અને ગુણઓશિંગણ ભાવે દહેતા કે ત્હમારી કવિતાનો બદલો મ્હારાથી વળાય તેમ નથી. જગતસિંહજી કટોસણ-

વાસી હતા, એટલે વારંવાર નરનારાયણ દેવનાં ને કવીશ્વરનાં દર્શને અમદાવાદ આવતા.

શ્રાવણી પૂર્ણિમાનાં લોધીકામન્દિરે દેવદર્શન કરીને, કુમારો ભાયાતો સત્સંગીઓ રામજી ભટ્ટ ગોવિન્દરામ જગતસિંહજી--સહુ સહાયક કાવ્યપરિવારને મળીભેટીને, સુહૃદભાવે કવીશ્વરે દરબાર શ્રીની રજા લીધીઃ શ્રી કૃષ્ણવંશીને ત્ય્હાંથી સુદામાસંપ્રદાયી વિદાય થયા. વિદાયવેળાએ સૌની આંખોમાંથી હેતનાં પાણી ટપકયાં. વૃદ્ધોને યે વિદાય જુવાનોના જેટલી જ વસમી છે.

કવીશ્વરનું શિગરામ વતનની વાટે વળ્યું. વતન ને વતનનો દરબારગઢ અને વતનની લાખૂવાવનાં પાણી કવીશ્વરને વ્હાલાં હતાં. માર્ગે મુકામ ને દેવદર્શન કરતાં કરતાં સં. ૧૯૩૯ના શ્રાવણના છેલ્લા અઠવાડિયામાં કવીશ્વરનું શિગરામ વઢવાણની લાખુપોળમાં પેહું. વઢવાણમાંના વિશાળા કુટુંબપરિવારને હળ્યામળ્યા ને આઠદસ વરધો વાસ કીધો. એ આઠદસ દિવસના વઢવાણવાસમાં એક ક્ષણસ્મરણીય અને બીજો ચિરસ્મરણીય એવા સ્મરણપ્રિય બે પ્રસંગો બન્યા.

કવીશ્વરના વતનવિશ્રામકાળમાં સામવેદીઓની ભાદરવી બળેવ આવી. ભોગાવાના રેતીદડમાં, સાઠેક વર્ષ પૂર્વે બાળ દલપતે હાંસડી ખોઇ હતી ત્ય્હાં, જળતીરે મેઘમંડળ નીચે સામવેદી બ્રહ્મમંડળ ટોળે મળ્યું હતું. ડાહ્યા વેદિયા ત્ય્હારે હતા તેથી યે અધિકા આજ દલપત વેદિયા વૃદ્ધ

હતા. ઋષિમંડળમાં મહર્ષિ શોભે એવા બ્રહ્મમંડળમાં દેશયશસ્વી દલપતરામ વિરાજતા. શ્રીમાળી શુકલે હાથમાં પાનાં રાખી ઉપાકર્મવિધિનો પ્રારંભ કીધો સહુ ભૂદેવો શુક્લાનામાં વર્તતા હતા. ભોગાવામાં કાંઠાપૂર પાણી વહેતાં હતાં ત્હાં આભે જનોઈના ત્રાગડા જેવડી ઝીણી જળસેરો ઝરમર ઝરમર નાંખવા માંડી. ઋષિઓનાં ધોતિયાં ધોવા વરસાદ પધાર્યો. ભૂદેવોને તો અભિષેક થયો, પણ શુકલજીનાં પોથીપાનાં ભીંજાઈ ગયાં. ઉપાકર્મવિધિ અટકી પડ્યો. ત્હાં ડાહ્યા વેદિયાના સપૂત શુકલજીની ન્હારે ધાયા ને બોલ્યાઃ ‘ કેમ મોન છો ? પોથી ભીંજાઈ ગઈ ? લ્યો, હું કર્મ કરાવું. ’ પછી મેઘધારાઓની સ્પર્ધા કરતી એની એ જ પુરાણી ગિર્વાણધારાઓ દલપતમુખમાંથી ઝરવા માંડી કવીશ્વર થયા પૂર્વે દલપત વેદિયાએ અનેક ઉપનયનસંસ્કાર કરાવ્યા હતા. ચાળીશેક વર્ષે એ સ્મરણસંચ વળી ઉઘાડ્યો, દલપત કવીશ્વર થયા દલપત વેદિયા; દસકાઓ વીત્યે વેદિયાએ પાછું કર્મકાંડીપણું કીધું; મુખપાઠેથી ઉપાકર્મમન્ત્રો ઉચ્ચારીને અધૂરો વિધિ પૂરો કરાવ્યો.

દલપતરામ કવીશ્વર થયા હતા, પણ વેદપાઠી મટ્યા ન હતા અગ્નિહોત્ર સન્મુખે શીખેલાં એવાં આયુષ્યસ્મરણીય હોય.

વતનવાસનો એ ક્ષણસ્મરણીય પ્રસંગ હતો. પણ બીજો ચિરસ્મરણીય પ્રસંગ તો આજ ૧૯૩૯માં યે ભૂલાયો નથી, ને ગુજરાતના સાહિત્યઇતિહાસે ભૂલાશે નહિ

એ દ્વિતીય પ્રસંગ તે મણિબા ને ન્હાનાલાલનું વાગ્દાન.

કવીશ્વરના લઘુબન્ધુ દિનકરરામના કર્મકાંડી શિષ્ય અને વઢવાણના નગરશેઠના નાતગોર તરવાડી મહાશંકર વિશ્વનાથને કવીશ્વર લોધીકે સંગાથે તેડી ગયા હતા, અને ન્હાનાને એ ઉપાડીને નિશાળે નાંખી આવતા એ વાતો આ જ પ્રકરણમાં આપણે પૂર્વે વાંચી છે. મહાશંકર દહેગામના ભાણેજ હતા, ને પાલીતાણાના ઈશ્વર તરવાડીના જમાઈ હતા. વડની વડવાઈઓ જેવડું કુટુંબ જથાદાર હતું. વઢવાણની મહાબળવન્તી ઉદિચ્ય જ્ઞાતિના વાસ વચ્ચે માળિયા પામાં શ્રીમાળીઓનો ડહેલો ત્હારે ભર્યોભર્યો નેસ હતો. આજે ત્હાં શ્રીમાળીનું એક ઘર છે—મહાશંકર તરવાડીનું. જથાવાળો જાડો ભાંડુસાથ, કંઈક બ્રાહ્મણી વિદ્યા, બહોળી યજમાનવૃત્તિ, અને સૌરાષ્ટ્રમાંની જ્ઞાતિપ્રતિષ્ઠા જોઇને વતનવાસના એ પખવાડિયામાં કવીશ્વરે મહાશંકરની પુત્રીનું ન્હાનાને કાજે માગું કીધું. મહાશંકરે દીઠું કે દલપતકુળ દેશપ્રતિષ્ઠિત છે, મૂર્તિયો અજાણ્યો નથી, એનો સાદ નરવો છે, લોધીકાનું બજાર ગજાવતો—કાલે ગુજરાત ગજાવે; કુળમાં વિદ્યા છે, લક્ષ્મી છે, ધર્મ છે. દલપતરામ મણિબાને વતનની બજારમાં લઈ ગયા, ને નિજ કુળવધૂને છાજતાં વસ્ત્રાલંકાર પ્હેરાવીને પાછાં પિતૃ ઘેર મોકલ્યાં. ન્હાનો ત્હારે છ વર્ષનો હતો, મણિબા ત્હારે ત્રણ વર્ષનાં હતાં. અમારૂં સગપણ થયે આજ ૧૯૪૦માં ૫૮મું વર્ષ ચાલે છે, લગ્ન થયે ૫૧મું વર્ષ ચાલે

છે. કવીશ્વરે શોધેલીવીણેલી એ દલપતકુળવધૂ દલપતકુળ-વેલની સુવાસના આજ સંસારે ફેરાવે છે. દલપતકુળનો દામ્પત્યસુવર્ણમહોત્સવે ઉજવાઈ ગયો.

છ વર્ષની બાળવયે ન્હાનાના પ્રથમ ગુણપારખ હતા દિનકરશિષ્ય મહાશંકર તરવાડી. એમણે દીધાં એવાં પછી કોઈએ દીધાં નથી.

દલપતરામ દેવ થયાને ૪૨ વર્ષ થયાં ને રેવાબા અક્ષરવાસી થયાને ૫૫ વર્ષ થયાં. પણ ૬૧ વર્ષનાં મણિબા અને ૮૦-૮૪ વર્ષનાં એમનાં માતપિતા મોતીબા ને મહાશંકર તરવાડી આજે દલપતવતનમાં વિરાજે છે.

બાલવળત દોઢસોક માઈલની રેલ્વેસફર અને એટલી જ બીજી ચિગરામમુસાફરી કરીને વર્ષેક દહાડે '૮૩ની નવરાત્રીમાં ૬૩ વર્ષ તરી ઉતરેલા વૃદ્ધ દલપતરામ ઘેર અમદાવાદ આવ્યા.

કવીશ્વરની સત્ત્વનિષ્ઠા કાવ્યનિષ્ઠા ને ધર્મનિષ્ઠા વૃદ્ધાવસ્થામાં કવીશ્વરના આધારસ્તંભ હતા.

પાછળથી જીર્ણંગઢપ્રખ્યાત, બ્હારવટિયાઓએ કાપેલાં નાક વિધાતા સમાં સાજા કરનાર, ગરવા ગિરનારની પગથિયાંપાયરીઓ રચાવનાર દાક્તર ત્રિભુવનદાસ મોતીચન્દ શાહ ત્હારે અમદાવાદની સરકારી ઈસ્પિતાલમાં હતા ને નેત્રવૈદ્ય લેખે કીર્તિવન્ત હતા. દલપતરામે પૂર્વે જમણી આંખમાંથી મોતિયો ઉતરાવ્યો ત્હારે વેદના બહુ થઈ હતી તેથી બીજી આંખમાંથી મોતિયો ઉતરાવવાનું કવીશ્વર

સાહસ ખેડતા નહિ. ઘણા દાક્તરો ઉતારવાનું બીડું ઝડપતા, પણ કવીશ્વર ના પાડતા. દાક્તર ત્રિભુવનદાસ ત્‍હારે ઉગતી વયમાં હતા, ઉમંગીલા હતા. એમના મનને કે કવીશ્વરને પાછા સંસાર પેખતા કરૂં ને દેશમાં નામના સ્થાપું. દાક્તરનાં હિંમતભર્યા આગ્રહે ને ઉત્સાહવાણીએ અન્તે કવીશ્વરને જીત્યા. દાક્તરનું ખાનગી દવાખાનું હતું જેશીંગભાઈ શેઠની હવેલીના ડહેલાને મેડે; અને દાક્તરે કહ્યું કે શસ્ત્રક્રિયાની તિથિઓમાં મ્હારી નજીકમાં ક્‍ય્હાંક રહેવાય તો સારૂં. જેશીંગભાઈ શેઠને એ જાણ થઈ એટલે શેઠે કહ્યું કે કવીશ્વર ખુશીથી અમારી હવેલીમાં આવીને રહે. શેઠે હવેલીમાંના બે ખંડ કવીશ્વરને કહાડી આપ્યા, અને ત્‍હાં ત્રિભુવનદાસે કવીશ્વરની ડાબી આંખમાંથી મોતિયો ઉતાર્યો. અમદાવાદની પોળોમાંની બ્‍હારીઓ અડધ ઝાઝેરૂં અન્તર ઉતારે છે. અમે બાળકો ને માતુશ્રી રેવાબા એ પાંજરાપોળની બ્‍હારીમાં થઈને જેશીંગભાઈની હવેલીએ જતાંઆવતાં. કવીશ્વરની જમણી આંખ પીડા કરીને હોલવાઇ ગઈ હતી. ડાબી આંખે મોતિયાનાં ચશ્માં પહેરીને મ્હોટા અક્ષરો પછી કવીશ્વર વાંચતા. દાક્તર ત્રિભુવનદાસને એટલો યશભાગ મળ્યો.

સારાના ગ્રાહકો ઘણા. અને એ અરસામાં કવીશ્વરને ધર્મનું બીજું ન્‍હોતરૂં આવ્યું.

ભારતવર્ષના ઉત્તરદક્ષિણ વિભાગ પાડી શ્રીજી મહારાજે ઉત્તરદેશની અમદાવાદમાં ને દક્ષિણદેશની વડતાલમાં ગાદી સ્થાપી છે. વડતાલ હતું જોબન પગીનું; અને સારા ય

ચડોતરમાં જોબન વડતાળાની ત્યહારે હાક વાગતી. રાત્રિ-રાજવીઓના એ સમ્રાટનો પછી શ્રીજીએ સદ્ધર્મનિષ્ઠ સત્સંગી સરજ્યો હતો.' પછી એના વતનમાં ગોમતીજી આણ્યાં હતાં, ગામવિશાળાં મન્દિરમાળિયાં બાંધ્યાં હતાં, ગોમતીતીરે આંબાવાડિયામાં ઉત્સવો ઉજવ્યા હતા, મન્દિરમાં આચાર્યપાટની ગાદી સ્થાપી હતી. સ્વામીસંપ્રદાયનું એકએક મન્દિર એટલે દેવમહેલાત. ઈ. સ. ૧૮૮૪ માં વડતાલમાં એ આચાર્યપાટે ધર્મધુરન્ધર આચાર્યશ્રી બિહારીલાલજી મહારાજ વિરાજતા.

ધર્મધુરન્ધર શ્રી બિહારીલાલજી મહારાજ સાચેજને ધર્મની ધુરાના ધરનાર હતા. સંપ્રદાયના નરપુંગવ હતા. ભીનો વાન, થડ જેવું ભરેલું શરીર, ગુરુ ને શુક્ર સમી પ્રભાચમકતી વિશાળ આંખો, સૂર્યના તેજચક્ર સમો રાતો તેજસ્વી પાધપરિઘ, પ્રકાશના પડ જેવા ઉજળે અંગરખે રેશમી કે સોનલ કોરનો દુપટ્ટોઃ મહારાજ શ્રીની મુદ્રા આકર્ષક ને મનમોહક હતી. એ આચાર્યપદના બ્રહ્મતેજને નમવું તે ભગવા ભેખધારીને પણ અજુગતું ભાસતું નહિ. પેલા ભજનમાં ભાખ્યા છે એવા 'ધીંગા ધોરી ભારખમા' બિહારીલાલજી મહારાજ હતાઃ જાણે સત્સંગના માનદંડ.

બિહારીલાલજી મહારાજે સાંભળ્યું હતું કે લોધીકાંના શ્રી અભયસિંહજી દરબાર વ્રજભાષામાં શ્રીજીચરિત્રનો ગ્રન્થ રચાવે છે, અને કવીશ્વરને એ અર્થે લોધીકે તેડાવેલ છે. દીવો દીવાને પ્રગટાવે એમ સત્કર્મ સત્કર્મને પ્રગટાવે છે. લોધીકાના સદ્ધર્મસાહિત્યની સદ્વાર્તા સાંભળીને બિહા-

રીલાલજી મહારાજને થયું કે અભયસિંહજી હિન્દી કવિતામાં શ્રીજીચરિત્ર રચાવે છે; હું ગુર્જરકવિતામાં શ્રીજીચરિત્રનો મહાગ્રન્થ રચાવું કે મન્દિરેમન્દિરે એની કથા થાય ને ઇતિહાસનાં ધર્મામૃત ગવાય. એ મહાગ્રન્થ કાજે આચાર્યશ્રીએ સાધન સંઘરવા માંડ્યાં.

એવામાં ધ્રાંગધ્રે રાજકુટુંબમાં વિવાહપ્રસંગ હતો. ધ્રાંગધ્રા એટલે ઝાલા વંશનું પાટબેસણું; અને રાજ માનસિંહજી એટલે કવિતકલાના સંસ્કારસોહામણા રાજવી. ઝાલાવંશના પાટનગરે રાજકુટુંબમાંનો વિવાહોત્સવ ઝાલાવાડના કવિશ્રેષ્ટ વિના કાંઈ ઉજવાય ? વળી રણમલસરના કાવ્યવર્ણનહાર અને પ્રથમ રાજસન્માન ધ્રાંગધ્રે પામનાર એ કવીશ્વર હતા. વળી પ્રવીણસાગરની પૂર્તિ ને ભાષાન્તરકાર એ કવીશ્વર હતા. એટલે રાજઆમન્ત્રણે કવીશ્વર ધ્રાંગધ્રે ગયા. રાજામહારાજાઓને ત્ય્હાં મળ્યા, સગાંસંબંધીઓમાં ફર્યા, અનેકગણું સન્માન પામ્યા. વળતાં રાજન્હોતરાં હતાં એટલે બજાણાપાટડીના રાજદરબારોમાં થઈ, કવિતારસ પાઈ, સિરપાવ પામી, કવીશ્વર અમદાવાદ આવ્યા. ઝાલાવાડનો ખારોપાટ ને રણનો ઘાટ એમ ફરી એક વેળા ઘૂમી વળ્યા. ઝાલાવાડથી દલપતરામને એક વતનનો વાસ વદવાણ વધારે વ્હાલો હતો.

ઘેર આવ્યા ત્ય્હારે આચાર્ય શ્રી બિહારીલાલજી મહારાજનો પત્ર કવીશ્વરની વાટ જોતો હતો. મહારાજશ્રીએ લખ્યું હતું કે ' ધર્મનું એક મહાન કામ ત્હમે કીધું; બીજું મહાભારત કામ કરી આપો ને કૃતાર્થ થાવ. ઉત્તરાવસ્થામાં

છો. વૃદ્ધાવસ્થા હરિચરણમાં ને હરિસ્મરણમાં વીતે એ તો સદ્ભાગ્ય. વડતાલે પધારો, અને શ્રીજીચરિત્રનો કવિતાબદ્ધ ગુજરાતી મહાગ્રન્થ રચી આપો.' ગિર્વાણવાણીનો સત્સંગ-જીવન ગ્રન્થ હતો; બિહારીલાલજીએ હિન્દી પુરુષોત્તમ-ચરિત્રના કવિને સંભાર્યા. ઉપરાઉપરી કાવ્યરચનાનો થાક લાગ્યો હશે, કે લોધીકાની શિગરામમુસાફરીઓ વૃદ્ધાવસ્થાને વસમી લાગી હશે, કે આંખનાં ઉડી જતાં તેજ ખટકતાં હશે–કવીશ્વરે પ્રથમ તો ના પાડી. મહારાજશ્રીએ અન્યત્ર નજર નાંખી જોઈ, પણ આત્મસન્તોષ ન થયો. ૧૮૭૯ માં કવીશ્વરના ભગવત્પ્રસાદજીના વિરહકાવ્યે વહાવેલી અશ્રુધારા બિહારીલાલજી મહારાજ વીસર્યા ન હતા. પછી અડધેરોક આગ્રહનો–અડધેરોક આચાર્યઆજ્ઞાનો પત્ર લખી કવીશ્વરને ચરોતરની નજભૂમિમાં ને ગોમતીના આંબાવાડિયાને આરે તેડાવી લીધા. રહેવાને મહેલ સમાં મન્દિરધામ હતાં, જમવાને દેવથાળ હતા. કાવ્યરસિયા ધર્મઉદાર મહારાજ શ્રી બધું ખર્ચ ને એકસોનો પગાર આપતા. આયુષ્યની છેલ્લી વરષોમાં કવીશ્વરને સંસાર સરળ થયો, તીર્થવાસ મળ્યો, ધર્મનાં મહાઋણ ઉતર્યાં.

એમ ચન્દનીઉજળા સ્વામીસંપ્રદાયના સંસ્થાપક શ્રીજી મહારાજને દૂધઉજળો સરસ્વતીનો હંસલો ગૌરવવાર્તા ગાવાને સાંપડ્યો.

કવીશ્વરનો વડતાલનિવાસ મન્દિરચોકની સન્મુખે સભા-મંડપને માથે ચોકવિશાળા પ્રથમ માળે હતો. કુટુંબનું સ્ત્રીબાળમંડળ મન્દિરદરવાજા કનેની લીમડાવાળી મેડીમાં

રહેતું. જમવાને કવીશ્વર ત્ય્હાં જતા; એકલા હોય ત્ય્હારે દેવપ્રસાદીનો થાળ આવતો. શાન્તમૂર્તિ જગદીશાનન્દ ને તરલમૂર્તિ અનન્તાનન્દ–જયવિજય જેવા–બે જોબનવૈરાગ્યવન્તા બ્રહ્મચારીઓ સેવામાં રહેતા, કવીશ્વર કનેથી કાવ્યરચના શીખતા, કવીશ્વરનો કાવ્યવિનોદ ઝીલતા, અને પુત્રવત્ કવીશ્વરની સેવાશુશ્રૂષા કરતા. ગઢડાના સત્સંગી ખોજા ધનજીભાઈ અને બીજા એક એમના વતનવાસીની લહિયા જોડી હતી. એ ખોજાઓ હિન્દુથી યે અધિકો સ્વામીસંપ્રદાય પાળતા. લોધીકામન્દિરના જેવી પત્થરપાટીઓ, એવી જ આંકણુપાટી, એવી જ પત્રપરંપરા, એવી જ ચિરરંગી પાકી રૂશનાઈઓઃ એ જ પ્રાચીન લેખનકળાની સરસામગ્રીએ જોબન વડતાળાના નેહમાં ઉત્તુંગમુખ મન્દિરધ્વજની છાયા નીચે હરિલીલામૃતનો મહાગ્રન્થ રચાતો ને લખાતો.

બિહારીલાલજી મહારાજે પૂર્વતૈયારી મ્હોટી ને ખર્ચાળ કરી હતી. જે જે સ્થળે શ્રીજી મહારાજ વિચર્યા હતા ત્ય્હાં ત્ય્હાંના કોઠારીઓને ને મન્દિરમહન્તોને લખીને ત્ય્હાં પ્રવર્તતી દન્તકથાઓ લખી મંગાવી હતી. એ પ્રચલિત દન્તકથાઓનું સારાસાર સંશોધન સદ્ધર્મશાળી વૃદ્ધ મુનિમંડળે કીધું હતું. શ્રીજી મહારાજ ત્રણ દાયકા કચ્છ કાઠિયાવાડ ગુજરાતમાં વિચર્યા હતા. તે પૂર્વેનાં આઠેક વર્ષો હિમાલયમાં, ભારતના પૂર્વઘાટે ને પશ્ચિમઘાટે, દક્ષિણે સેતબિન્દુ રામેશ્વર ને પશ્ચિમે ગિરનાર ને પ્રભાસપાટણની સાગરયાત્રા નીલકંઠ બ્રહ્મચારીએ બ્રહ્મચારીવેશે કીધી હતી. શ્રી કૃષ્ણચન્દ્રની પેઠે પ્રથમાવસ્થાનાં ૧૧ વર્ષ ને કેટલાએક માસ વતનમાં વીતવ્યા હતા. કળીયુગમાં અધર્મ ધોઇ

સદ્ધર્મસંસ્થાપનનો, એ અર્ધી સદીની વિજયવાર્તાનો, સરયૂનાં પાપપાવનાં પાણીથી ગુજરાતના મેલધોવાણના શ્રીજીચરિતની દિગ્વિજયવાર્તાનો શ્રી હરિલીલામૃત મહાગ્રન્થ છે. ૧૯ મી સદીના પ્રથમ ત્રણ પ્રહરની ગુર્જરદેશની લોકકથા જાણવાના ઇતિહાસજિજ્ઞાસુઓએ એ સંપ્રદાયી કાવ્યગ્રન્થ પઢવો પડશે.

નિત્યનિત્ય ગ્રન્થ રચાતો ને નિત્યનિત્ય મહારાજશ્રી કને વંચાતો. અધ્યાયે અધ્યાયે ઢાળ આવતા, વલણ આવતાં. ક્‌હાંક પદગીત આવતાં, ક્‌હાંક ચિત્રમય પ્રબન્ધ આવતા. એ પદોમાંના કરુણભાવ, એ વનવર્ણનોનો અદ્ભુત રસ, બાવાજોગીની જમાતોનો રૌદ્રરસ, અને સહુની ઉપર આકાશ મંડળ સમો છવાતો સદ્ધર્મરસનો ચન્દરવો: એથી આચાર્યશ્રી, સાધુમંડળ, અને સાંભળતું તે સમસ્ત સત્સંગમંડળ પ્રમોદ પામતું.

ઇ. સ. ૧૮૮૯ નો શિયાળો આચાર્યઇચ્છાથી કવીશ્વર આચાર્યસ્વારીમાં ફર્યા હતા. ચાળીસ વર્ષ પૂર્વે જોયેલો ગુજરાત ફરીથી જોયો. એ ચાળીસ વર્ષમાં તો ગુજરાત વેરાનની વાડી થયો હતો.

આચાર્યછાવણી એટલે ધર્મછાવણી. શામિયાનો રાવટીઓ ને નાના વિધના પાલ; હાથી ઘોડા ઊંટ ચિગરાઓ તાવદાન; ત્રણચારેક ગાઉ ચલાય ને તળાવ કે નદીકાંઠે પડાવ ઢળે. ભગવત્કથા થાય, હરિકીર્તનથી વગડો ગાજે, દેશમાં ગામેગામ ધર્મનાં વાવેતર વવાય સ્વચ્છ સુઘડ પુણ્યતેજસ્વી

લેખધારીઓની ભગવી પલ્ટન પ્રજાજનને ત્યાગવૈરાગ્યના બોધપાઠ શીખવે. મહારાજશ્રીની પધરામણીઓ થાય, ગામ ચોક વેદોચ્ચારથી ગાજી ઉઠે, જનતામાં ભાવની ભરતી ચ્હડે, સંસારીઓ ઘડીક સંસાર વીસરે. હરિભક્તો રસોઇ આપે, અને જમાડીને રાજી થાય. દુનિયાં ત્યાગીવૈરાગીનાં દર્શન કરી દિલહિન્ડોલે ડોલે. નિશાનડંકા ગડગડે, મંડળીઓ ઝીલણિયાં ગાય, કીર્તનિયા ઝાંઝમૃદંગ વગાડે, મુનિવૃન્દ કથાવાર્તા કરે. ડગલે ડગલે દેશકચારીઓમાં સાત્ત્વિકતાના ફૂલછોડ રોપાય. કવીશ્વરનો શિગરામ આચાર્યશ્રીની ધર્મસ્વારીમાં કવિતધ્વજે અને સચ્ચરિતૃધ્વજે–બે ધ્વજે ગુણગર્વીલો હતો. ધર્મસભામાં કવીશ્વર ધર્મવાર્તા કરતા, લોકસભામાં કવીશ્વર કવિતાવિનોદે આનન્દાવતા. ગુજરાતના ગુરુદેવ શાળાઓની પરીક્ષા લેતા, નવરાશની વેળાએ ગ્રન્થસામગ્રી સંઘરતા ને કાવ્યરચના કરતા. આચાર્યસ્વારીમાં કવીશ્વર જંગમતીર્થ હતા.

એ દાયકામાં કવીશ્વરની દીનચર્યા ઋષિવરની હતી. વાલ્મીકિજી રામાયણ રચતા હશે ત્હારે એ આદિકવિની એવી દીનચર્યા હશે–આ યુગના વાલ્મીકિની એવી દીનચર્યા હતી. એક તો સ્વામીમન્દિર, એટલે ત્યાગીસંન્યાસીઓની ત્યાગભૂમિ; એમાં કવીશ્વરનો વાસ, એટલે તપોવનમાં કવિતાના પરિમળઃ જાણે દેવદારુના ઝુંડ વચ્ચે ચન્દનવૃક્ષ રોપ્યું. વ્હેલા પ્હેરોડિયે પત્થરપાટીઓના પત્થરમાં કવિતા કોતરે; પ્રાતઃકાળે નિત્યકર્મથી પરવારી, પૂજાતિલક કરી, કવીશ્વર દેવદર્શને જાય, ને પછી સભામંડપમાં ત્યાગીસુખની કથાવાર્તા

સાંભળે. નવેક વાગતાં આશ્રમે આવે ત્હાં તો બ્રહ્મમુહૂર્તમાં ભરી મૂકેલી પત્થરપાટીઓમાંનાં કાવ્યચરણો શુદ્ધાક્ષરે લખાઈ ગયાં હોય. પછી ધનજીભાઈ આગળનો વાર્તાભાગ વાંચી સંભળાવે, અને એની કાવ્યકડીઓ ગૂંથતા કવીશ્વર શતથંભી માળમંડપમાં ધ્યાનવિલીન પદાવલિઓ ભરેઃ જાણે હાલતાચાલતા કાવ્યસ્તંભ. કવીશ્વરના પગલે પગલે કાવ્યચરણ ટપકતું જાય. એમ દોઢેક કલાક કાવ્યરચના ચાલે. પછી કુટુંબીજનોમાં લીમડાવાળે મેડે કવીશ્વર જમવાને જાય. ત્હાં કુટુંબકથા જામે. 'આજે મગનલાલ પાસ થયા;' 'કાલે ન્હાનો ઘર છોડી નાઠો;' 'પરમે રેવાબા ક્ષર ત્યાગી અક્ષરવાસી થયાં;' 'પેલે દિવસે સરકારે સી. આઈ. ઇ. નો ઈલકાબ નિવાજ્યો.' એ જમવાનો સમય એટલો જ કવીશ્વરની સંસારકથાનો સમય. થાકેલું શરીર મધ્યાહ્નને આરામ લેતું. મધ્યાહ્નોત્તર લહિયામંડળી મળતી અને કલાકેક પૂર્વવત્ કાવ્યરચના ચાલતી. સ્હાંજે કથામાં જતા, ને સાયંસન્ધ્યાનાં કીર્તન આરતી ધૂન અષ્ટક કરી દેવદર્શને જતા ને દર્શનેથી વાળુએ પધારતા. પછીને પ્રહરે કવીશ્વરનો કાવ્યાશ્રમ કાવ્યાનન્દની કુંજ થઇ રહેતો. દિનપ્રવૃત્તિઓથી પરવારીને શિષ્યમંડળી જામતી, ને કવીશ્વરનો કાવ્યવિનોદ ખીલી ઉઠતો. કવીશ્વર એ દાયકાના દિવસો પરમ આત્માનન્દમાં ને કાવ્યાનન્દમાં નિર્ગમતા.

કવીશ્વરના ચારે પુત્રો વડતાલના તીર્થવાસે જતા આવતા; પણ ન્હાનો તો ત્હાં યે કવીશ્વરને પજવતો. એનાં અળવીતરાં રોજરોજ ઓર ઉગતાં. એક વેળા અમદાવાદથી

પગપાળો નાઠો તે બેએક દહાડે કુળવાસની મ્હારી નીચે આવી બેઠો. તારો છૂટ્યા, શોધખોળો મંડાઇ, ચિન્તાની ચિનગારીઓના ભડકા થયા. એ બે દિવસો કવીશ્વરના કેવાક ગયા હશે ? ત્રિવેણીના વ્હેણની પેઠે ન્હાનો ત્રણ વાર ઘર છાંડી નાઠો છે; ઇંગ્રેજી બીજા ધોરણમાં, ચોથા ધોરણમાં, ને સાતમા ધોરણમાં ભણતો ત્હારે; ૧૦ ની વયે, ૧૨ની, વયે, ને ૧૫ની વયે. વગડા ખેડી, ગાડાકેડીઓ ખેડી, અનુભવ સંઘરી સંઘરીને પાછો ઘેર આવતો. શાળા નહિ, ન્હાનાને વનવગડામાંની કુદરતની શાળા ગમતી.

વડતાલને બે તળાવો છે; એક ગામતળાવ ને બીજું ગોમતીજી. ગામતળાવની પાળે વૃક્ષકુંડમાં શાળા હતી, ને પાળે પાળે વડલાની ઘેરગમ્ભીર વૃક્ષમાળા હતી. ત્હાં ન્હાનો હીપળીપીપળી રમતાં શીખતો, ઘડીકના હાથપગ ભાગતો, વડનાં વાંદરાં ઉતારતો. વિલાયતી Scull એટલે એકલતરનારાની હળવામાં હળવી હોડી. સહેજમાં પાસુ નમે તો બૂડે. એ નાવડી તરાવી જાણે તે નાવડીસ્વામી કહેવાય; એવા નાવડીસ્વામીઓની ઈંગ્લાંડમાં શરતો થાય. તરવૈયા તારાઓની એ તારણકળા ગણાય છે. વડતાલના ગામતળાવમાં એક એથી યે અધિકો તરવૈયો કલાબાજ તારો હતો. એક ફૂટ પહોળું ને પન્દર ફૂટ લાંબુ પાટિયુ એ એની નાવડી; અને હાથની હાથેળીઓ હતાં એનાં બે હલ્લેસાં. એ પાટનાવડીએ અસ્વારી કરી, હાથેળીઓથી હલ્લેસાં મારતો મારતો, એ બાળતરવૈયો ચોખૂટ તળાવને ઘાટે ઘાટે ઘૂમી વળતો. ગોમતીતીરે આંબાવાડિયુ છે ને

મંહી આંબાનાં ને જાંબૂડાનાં ઝાડ છે. એ ઉપવનની શાખાપ્રશાખાઓ ઘરનાં પગથિયાં જેટલી ન્હાનાને પરિચિત હતી. એકદા જાંબૂડાશિખરોમાં બાળમંડળી સંગાથે ભમી-ઘૂમી, જાંબૂડારંગે ધોતલીઓ રંગી, પછી સહુ મિત્રમંડળી ગોમતીજીમાં ન્હાવાને પડી. અન્ય સહુ ગોમતીજીમાં આંબૂડોજાંબૂડો ખેલતા તરતા હતા. ગોમતીજીના મધ્ય-સ્થાથી ઓટે બેબે વાર તરી આવવું તે એ તારાઓને થાક્કારણ ન થતું. પણ ન્હાનાને તરતાં આવડતું નહિ ને આજે યે આવડતું નથી. બે હાથના બે પાય કરીને ન્હાનો ત્ય્હારે ગોમતીજીમાં પાળપગથિયે જળમાં મોરપગલીએ ભરતો હતો. ત્ય્હાં લીલમાં હાથ લપસ્યા. બેત્રણ પગથિય સહેજે સરકી જવાયું. મિત્રમંડળીએ દીઠું, ‍વ્હામ ભરતા ધાયા ન્હાનાની શિખાપતાકા ઝાલી ઉગારી લીધો. એ શિખામેરુએ ન્હાનાને જીવતદાન દીધું. એમ ન્હાનાની જળઘાત ઉતરી મિત્રમંડળીને બાળમુખે એ વીતેલી ઘાતવાર્તા સાંભળીને કવીશ્વરની હૈયાકળીઓ કેટકેટલીક કપાઇ હશે વારૂ ?

આચાર્યશ્રી સંગાથે કવીશ્વર જ્ય્હાં જ્ય્હાં જતા ત્ય્હાં ફરતી ભાવભૂખી મંડળી જામતી. વડતાલમાં લોકપ્રતિષ્ઠિત ને સરકારપ્રતિષ્ઠિત શંકર મુખી હતા, ઉમરેઠના ત્યાગી વૈશ્ય ગોવર્ધન કોઠારી હતા. ગઢપુરની સહસ્રધારા ને ઉન્મત્તગંગાના ખળખળિયાને કાંઠે ભીમમૂર્તિ કોઠારી ભીમજીભાઈ મળતા. ભરૂચમાં જગદીંખળી ધીરજ કાકા આવતા. નડિયાદમાં કવિવર બાળાશંકર સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ગુરુપદમાં પડતા. સોરઠમાં રાજદરબારો સન્મા-

નતા. પણ ખરાં મોતીનાં જેવાં હર્ષાશ્રુઓ તો કવીશ્વરને ૧૮૯૩માં સૂરતમાં ટપકયાં હતાં, કે જ્હારે ભૂતકાળની ગુફામાંથી ઉઠીને ફારબસ આવતો હોય એમ ફારબસપુત્ર 'કાકા' કહેતોકને મળવાને આવ્યો હતો.

પારિજાતકનો છોડ રોપાય ત્હાં ચોમેર વાતાવરણ સ્વયં મધમધી ઉઠે. વડતાલમાં કવિનિવાસ થયે સારી સીમ એમ સુવાસિત થઈ હતી. બોરીયાવીથી વડતાલ જતાંઆવતાં દલપતશિગરામના ધોરીની ઘૂઘરમાળ સીમ ભરી ઘમઘમતી. કણઝરી આણંદ પેટલાદ કરમસદ આશાપૂરી વલાસણ સોજીત્રા વસો પીજ નડિયાદ ઉત્તરસંડા નરસંડાઃ જોબન વડતાળાની ચતુસીંમાઓ દલપતપરિમળે ત્હારે પીમળતી. કોઈક તિથિએ પેટલાદથી જૂના મિત્ર મણિભાઈ જસભાઈ મળવાને આવતા, તો કોઈક દિવસ હરિદાસભાઈને જોવાને કવીશ્વર નડિયાદ જતા. વસોના દેસાઈ ને આણંદના મામલતદાર કવીશ્વરને નિજનિજને ગામચોરે ન્હોતરતા. સારા ચડોતરના દલપતરામ દેશઅતિથિ હતા. ઉત્તરવિભાગના કેળવણીઅધિકારી મિ. ઓલીવર શાળાનિરીક્ષણે વડતાલ આવ્યા ત્હારે મન્દિરમહેમાનને ને વાંચનમાળાના કવીશ્વરને મળવાનું ભૂલ્યા ન હતા. ત્હારના ગવર્નર સાહેબે તો ઠેઠ અમદાવાદ મળવાને આમન્ત્યા હતા. કવીશ્વર વડતાલવાસી હતા, પણ દલપતસુવાસ ચડોતર ભરીને પથરાતી.

• કવીશ્વરનો કાવ્યવિનોદ પણ પૂર્વાવસ્થાના જેવો ઉત્તરાવસ્થામાં યે જાગૃત ને પ્રતિભાપ્રવાહી હતો. બાળકને

પા પગલી કહી કહી વડિલો ચાલતાં શીખવે છે એમ કવી-શ્વર કાવ્યશિષ્યોને કવિતપગલાં ભરાવતા. એક વેળા રાત્રિ પડતી હતી ને સભામંડપને મેડે સ્વજનમંડળી મળી હતી. ત્ય્હાં બ્રહ્મચારી જગદીશને કવીશ્વરે કહ્યું કે આપણે અંહી બેઠા છીએ એમની સહુની નામાવલિવાળો દોહરો રચો. જગદીશે ભાગ્યોતૂટ્યો ઉત્તર દીધો. પછી પોતે તાત્કાળિક દોહો કહ્યો:

**દલપત ! કરીને આચમન કોનું ધ્યાન ધરીશ ?**
**છ ગુણવન્ત તો એક છે ભક્તિતનુજ જગદીશ.**

વડતાલમન્દિરમાં એક ગણેશાનન્દ બ્રહ્મચારી હતા. નાક જરા વરવું હતું ને એમને છીંકતાં છીંકું પડતું. વાસણખાતાના અધિકારે હતા, એટલે આગન્તુક સત્સં-ગીઓને ગણેશાનન્દજી કને જવું પડતું. ગૃહસ્થ કે ત્યાગી —અધિકારીઓ સહુ સરખા હોતા નથી. ગણેશાનન્દજીને પણ અધિકારનો છર મ્હડ્યો હતો એટલે એમની વીંઝાતી શૂંઢ સત્સંગીઓને વાગતી. પછી કવીશ્વરનું કાવ્યબાણ છૂટયુ ને ગણેશાનન્દજીને વાગ્યુ.

નરના જેવું નાક નહિ, વરવો દીસે વેશ;
વસ્યા આવિ વડતાલમાં, જય ગુણવન્ત ગણેશ !

હરિલીલામૃત ગ્રન્થ રચાતો જતો તેમ તેમ સભામં-ડપમાં વંચાતો જતો. સાધુમંડળ સાંભળી સાંભળી રાજી થતું, પણ એક કે કોઠારી હતા પેલા દલપતપૂર્વાશ્રમના અમદાવાદમન્દિરમાંના કોઠારી જેવા. કોઠારી બોલતા કે 'આ રાવણની કાણ ક્યહારેક પૂરી થશે ?' જગજીવન

કોઠારીની વિરૂદ્ધ ઘણીક ફરિયાદો આચાર્યશ્રી કને જતી. એક વેળા આચાર્યજીએ કવીશ્વરને પૂછ્યું કે કાં? કોઠારીજી હવે બરદાસ તો બરાબર કરે છે ને? કાવ્યવિનોદને ટહુકે કવીશ્વરે ઉત્તર દીધોઃ

આ જગજીવન તુલ્ય જો એ જગજીવન હોત,
માણસ સહુ મરવા પડત, રૈયત રાજા સોત.

એકદા સ્હાંજનો સમય હતો. વાડીવિશાળા સભામંડપમાં સભા ભરાઈ હતી; મધ્યે રૂપલપાટે ધર્મધુરન્ધર વિરાજ્યા હતા. સાધુસન્તો ને હરિભક્તોની મંડળીથી સભામંડપ ઝળાંમળાં થતો. કથા પૂરી થઇ હતી, ઉઠવાનો અવસર હતો. ત્હાં આચાર્યશ્રીએ મુખ્ય કોઠારીજીને કહ્યું કે કોઠારીજી! ધોતિયાં જીરણ થઈ ગયાં છે; તો કોઠારેથી ધોતીજોટો એક મોકલાવજો. આજ્ઞાધારી કોઠારીજી ઉઠયા ને કોઠારે ગયા. સભાજનોએ ધાર્યું કે નાગપુરી રેશમી મલમલરોખો–કેવો ય ધોતીજોટો આવશે. ત્હાં તો કોઠારીજી આવ્યા ને વદ્યાઃ આ ધોતીજોટો સારો છે, ટાઢ ઝીલશે ને ઝટ જીરણ નહિ થાય. સદાસન્તોષમૂર્તિ મહારાજ શ્રીએ કહ્યું વારૂ. પછી કવીશ્વરે કંઈક બોલવાની આજ્ઞા માગી, ને તે મળ્યે ઉચ્ચાં એ એક સ્રગ્ધરા ને એક કવિત કહ્યાંઃ

આ લોકે, સ્વર્ગલોકે, સકળ થળ જુવો, સર્વ કોઠારી એવા;
કીધો કોઠારી રૂદ્રે અલકપુરપતિ સોંપી ભંડાર કેવા!
એ ભંડારે ભરેલા અખૂટ નિધિ છતાં લોભ કેવો કરે છે?
શંભુને વસ્ત્ર વાસ્તે તન પર ગજનું વ્યાઘ્રનું ચર્મ દે છે

શિવજી હસ્તીચર્મ ઓઢે છે ને વ્યાઘ્રચર્મ પહેરે છે એ ય તે નિજ કોઠારીજીના કહેવે હશે કે ટાઢ વાય નહિ ને ઝટ જીરણ થાય નહિ.

માગે જ્યારે મુખવાસ, ધન્તુરાનાં પાન ધરે;
ચન્દન માગે, તો કહે ભસ્મ શ્વેત સારી છે.
વાહન માગે, તો વાજીવાહન વખાણે નહિ,
ઉત્તમ તો કહે આખલાની અસવારી છે.
હવેલી ચણાવો એમ કહે હર, ત્યારે કહે
મસાણમાં વસવું તે મહાગુણકારી છે.
ભવના ભવનમાં યે ભલા ભલા વૈભવ છે,
પણ, દલપત કહે, કૃપણ કોઠારી છે.

કાવ્યબોલ સાંભળીને સભા સહુ હસી પડી. દ્રોણાચાર્યની બાણાવળી સમા દલપતરામનાં વિનોદબાણ પૂર્વાવસ્થાનાં જેવાં ઉત્તરાવસ્થામાં યે મનોવેધક હતાં.

કવીશ્વરને શ્રી હરિએ કાવ્યનિપુણ કીધા, ભૂમાનન્દ સ્વામીએ ધર્મનિપુણ કીધા, દેવાનન્દ સ્વામીએ કલાનિપુણ કીધા, ધર્મધુરન્ધર અયોધ્યાપ્રસાદજીએ સંસ્કૃતનિપુણ કીધા: એ સકળ દલપતઆત્મલક્ષ્મીનો સદુપયોગ કીધો આચાર્ય શ્રી બિહારીલાલજી મહારાજે. દલપતરામને સંપ્રદાયે સરજ્યા હતા; દલપતરામે સંપ્રદાયને શોભાવ્યો.

એમ

૭૦મે વર્ષે કવીશ્વરની શીઘ્ર કવિતાના વીજચમકારા એવા ચમકતા હતા.

ઇસ્વી ૧૮૯૩ના ભાદ્રપદની શ્રાદ્ધપંચમીએ દલપતજીવનના ધર્મયજ્ઞરૂપ હરિલીલામૃત ગ્રન્થની પૂર્ણાહુતિ ઉજવાઇ. કવીશ્વરનો કાવ્યાશ્રમ કલ્યાણકારી નીવડયો. દલપતરામ જાણે સાગર તરી ઉતર્યા. દલપતઆયુષ્યનો ધર્મદાયકો પૂરો થયો. ગ્રન્થ તો પૂરો થયો, પણ બિહારીલાલજી મહારાજને કવિતારસ જેટલો જ કવિસત્સંગ ગમતો. કવીશ્વરની કવિપ્રતિભા અને સદ્ધર્મપ્રતિમાથી ધર્મસભા દીપતી એથી અધિકો આચાર્યશ્રીને આત્માનન્દ થતો. તેથી આચાર્યશ્રીને કવિસત્સંગ છોડવે ભારે મનદુઃખ થતું. એટલે મહાગ્રન્થની કાવ્યસમાપ્તિએ અન્ય ન્હાના ગ્રન્થોની કાવ્યરચનાઓ પ્રગટી નીકળી. પ્રથમ રચ્યો ફારબસવિલાસશૈલીનો વિહારીવિનોદ. પછી રચ્યો અલંકારાદર્શ. ત્યાગી કાવ્યશિષ્યોએ આચાર્યશ્રીને વિનતિ કીધી કે અલંકારગ્રન્થોમાં ઉદાહરણો બહુધા શૃંગાર રસનાં હોય છે એટલે ત્યાગીઓને રસઅલંકારનું અધ્યયનઅધ્યાપન દુર્ગમ થાય છે. માટે ત્યાગીસુલભ રસાલંકારગ્રન્થ હોય તો ત્યાગીલેખધારીને સરળતા થાય. અલંકારાદર્શનો ગ્રન્થ સૂરતમાં છપાયો છે. પછી આરંભાયો વડતાલગાદીપતિ ધર્મધુરન્ધરોની ધર્મપ્રવૃત્તિઓ વર્ણવતો આચાર્યઅભ્યુદય ગ્રન્થ. પણ કાળનાં નિર્માણ નિરાળાં હતાં. આચાર્યશ્રી બિહારીલાલજી અકાળે અક્ષરવાસી થવે એ ગ્રન્થ અધૂરો રહ્યો.

એમ હરિલીલામૃતના વડલા ફરતી વડવાઇઓ ફૂટી હતી.

૧૮૮૪થી ૧૮૯૪-કટકે કટકે હરિલીલામૃતની ગ્રન્થ રચનાએ દસ વર્ષ લીધાં હતાં. દલપતજીવનનો એ છેલ્લો ધર્મદાયકો હતો. સંપ્રદાયનાં યે ઋણ કવીશ્વરે માથે રાખ્યાં નથી. ધર્મદાયકાનો તીર્થવાસ પૂરો કરી '૯૪માં દલપતરામ ઘેર આવ્યા. વળતા સંવત્સરમાં બિહારીલાલજી દેવ થવે ગ્રન્થનું છાપકામ ખોરંભે પડ્યું. પણ હરિલીલામૃતની કાવ્યકીર્તિ સંપ્રદાયે સાંભળી હતી, હસ્તપ્રતો ઉતરાઈ હતી, મન્દિરોમાં એ હસ્તપ્રતોની કથા થતી. પછી વીશેક વર્ષે કવિશિષ્ય બ્રહ્મચારી જગદીશાનન્દજીનુ સન્તમંડળ રાજકોટ-વાસી થયુ હતું ત્હારે એ કવિશિષ્યે એ ગુરુગ્રન્થ છપાવ્યો, અને આ કવિપુત્રે પિતૃગ્રન્થની હસ્તપ્રતનું શુદ્ધિસ શોધન ત્હારે કીધું હતું, છેલ્લાં પ્રૂફ જોયાં હતાં, ને એટલી યત્-કિંચિત્ પિતૃસેવા કરી હતી.

પુરુષોત્તમચરિત્ર અને હરિલીલામૃત કવીશ્વર દલપત-રામનાં ૭૪મા વર્ષ સૂધી રચાયેલાં છેલ્લાં લાંબાં કાવ્યો હતાં. પછી કવીશ્વરે વિશાળ કાવ્ય લખ્યુ નથી. ધર્મપ્રધાન જીવને છેલ્લી ધર્મસૂત્રાવલિઓ ગુજરાતને સંભળાવી. કવીશ્વર આયુષ્યયાત્રાના કવિતાપન્થને છેડે આવતા હતા.

સ્વામીસંપ્રદાયનાં જ્ઞાનતીર્થોમાં દલપતરામ એમ ફર્યા અને સ્વયં ધર્મતીર્થ થયા. આજે સ્વામીસંપ્રદાયને મન્દિ-રેમન્દિરે દલપતગ્રન્થોની કાવ્યકથાઓ વંચાય છે દૈવી જીવો સદા દેવભાવ સ્ફોરે, મન્દાર વૃક્ષ સદા સ્વર્ગસુગન્ધી પમરાવે

---

## પ્રકરણ ૬ ઠ્ઠું, છેલ્લી મુસાફરીઓ અને આયુષ્યસંગાથીઓની વિદાય

---

દલપતજીવનની આયુષ્યસફર લાંબા પન્થની હતી, તેમ દલપતજીવનની દેશસફરો પણ લાંબા પન્થની હતી.

પ્રેમાનન્દ મહાુસાફર હતા, દયારામ મહામુસાફર હતા; પ્રજ્ઞાચક્ષુ દલપતરામ પણ યથાશક્તિ મહામુસાફર હતા. પ્રેમાનન્દદયારામની ભારતયાત્રાઓ હતી, દલપતરામની ગુર્જરયાત્રાઓ હતી.

ઘૂમે છે તે ઘૂમાવે છે; જૂવે છે તે જીતે છે.

દલપતજીવનમાં ગુર્જરયાત્રાઓના ત્રણ યુગ હતા. એક યાત્રાયુગ હતો પ્રથમાશ્રમના ઉત્તરવર્ષોનો, ૧૮૪૨થી '૪૬નો; બીજો હતો પ્રવૃત્તિઆશ્રમનાં આદિ વર્ષોના ઈતિહાસસંશોધનનો ને ફારબસઘૂમણનો, ૧૮૪૮થી '૫૪નો; અને ત્રીજો હતો વાનપ્રસ્થાશ્રમનાં વર્ષોના છેલ્લા દાયકાનો. પ્રથમાશ્રમની કચ્છમાંડવીથી બરકારશુકલતીર્થ અને રાધનપુરથી શિહોર પર્યન્તના ગુર્જરચોખૂટની દલપતયાત્રાઓ આ ગ્રન્થના પ્રથમ ખંડમાં આપણે દીઠી છે. પ્રવૃત્તિઆશ્રમમાંની ગુર્જર ઈતિહાસસંશોધનની દલપતયાત્રાઓ એવી જ વિશાળ હતી. સૂરતથી અંબા આરાસુરી અને ઘોઘા ભાવનગરથી ઇડરનાં વનડુંગરા એમ રાસમાળા કાજે રાસાઓ સંશોધવા, ક્‌હારેક એકલા ને ક્‌હારેક ફારબસ સંગાથે,

ચોખૂટ ગુજરાત દલપતરામ ઘૂમી વળ્યા હતા એ પણ આપણે જાણ્યું છે. એટએટલી ઈતિહાસસંશોધનયાત્રાઓ પછીના ૮૦ વર્ષોમાં કોઇ ગુજરસાહિત્યકારે કીધાનું કાળ-ચોપડો બોલતો નથી. કવીશ્વરની એ ફારબસયુગની ઈતિહાસયાત્રાંઓ હતી. આ જીવનકથાગ્રન્થના દ્વિતીય ખંડના પૂર્વાર્ધનાં આદિ પ્રકરણોમાં એ સફરકથાઓ આપણે વાંચી વિચારી ગયા છીએ. વાનપ્રસ્થ લીધા પછી, ૬૦મા વર્ષે, દલપતજીવનમાં દેશયાત્રાઓનો ત્રીજો યુગ બેઠો.

આશ્ચર્યકથા તો એ છે કે દલપતજીવનના પ્રવૃત્તિ-આશ્રમમાં, ૧૮૫૫થી '૭૯ પર્યન્તની પચ્ચીસીમાં, જે કાળે અન્ય કો અતિઘણી મુસાફરીઓ માંડે એ કાળે, દલપત-ગુર્જરયાત્રાઓનાં પાણી છીછરાં થઇ જાય છે. એ પ્રવૃત્તિ આશ્રમની પચ્ચીસીમાં, ૩૫થી ૬૦ની વયનાં વર્ષોમાં, તો જાણે દલપત ઋષિવર તપશ્ચર્યા કરતા એકધ્યાનસ્થ ફારબસઘાટે બેઠા છે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સાહિત્યકુંજમાં પૂરાઈ રહ્યા છે.

વાનપ્રસ્થાશ્રમ એટલે શું ? વાનપ્રસ્થ એટલે વિશ્રામ-આશ્રમ. દલપતજીવનનો એ વિશ્રામાશ્રમ હતો ? કુમારાશ્રમ એટલે સંસાર ખેડવાની સામગ્રીસજ્જતાનો તૈયારીયુગ. બાળકબાળકીઓ ત્હારે સંસારસંગ્રામ ખેડવાની તૈયારીઓ કરે છે, સજ્જ થાય છે, ભાતાં બાંધે છે, શસ્ત્રકવચ સજે છે. ગૃહસ્થાશ્રમકાળમાં નરનાર સંસારપારાવારે નિજનિજની જીવનનૌકાઓ ઝૂકાવે છે, શઢ છુટા મૂકે છે, પ્રભુબક્ષ્યાં સૌ સામર્થ્યથી હલ્લેસાં હંકારે છે. એમાંથી કોક નૌકા

ડુબે છે, ઘણીખરી—તોફાનવંટોળામાં સપડાઈને કે વણુસપડાયે-તરી ઉતરે છે. પણ વાનપ્રસ્થ એટલે પ્રધાનભાવે વિશ્રામાશ્રમ ને પરમાર્થભાવનો આશ્રમ. વાનપ્રસ્થી એટલે પરિવ્રાજકનો ન્હાનેરો ભાઈ. દલપતજીવનનો વાનપ્રસ્થાશ્રમ વિશ્રામાશ્રમ ન હતો, પરમાર્થભાવનો આશ્રમ હતો. દેહકષ્ટ વેઠી, માર્ગની ધાંચોધૂંચોમાં અથડાઈ, કવીશ્વર નિજ વાનપ્રસ્થાશ્રમમાં દેશકાળને અનુસરી વર્તમાન યુગમાં પાળી શકાય એવા પરિવ્રાજકધર્મ પાળતા.

'૬૧થી '૭૭ની છેલ્લી વયની દેશસફરોનો દલપત-સરવાળો જરા જોઇયે.

'૮૧ ની સાલમાં કવીશ્વરે ત્રણ ગુર્જરયાત્રાઓ એડી હતી: વઢવાણની, વડોદરાની, ધ્રાંગધ્રાની. પેલો જૂનો, અસંભવિત ભાસતા જેવો, ગુર્જરલોકબોલ 'લંકાની લાડી ને ઘોઘાનો વર' દલપતવતનના સાહસિક રાજવી ઉલટભાવે સાચો પાડીને વિઝાગાપટ્ટણનાં રાજકુમારી સીતાબાને વરીને વર્ધમાનપુરીના રાજમહેલે લાવ્યા ત્હારે દલપતમિત્ર સૌજન્યમૂર્તિ હરિદાસભાઇ ત્હાં દિવાનપદે હતા. એ પ્રસંગ મહિમાની વતનરાજવી કાજે માંગલિક ગીતાવલિ કવીશ્વરે રચી હતી એ કથાભાગ પૂર્વપ્રકરણમાં સવિસ્તર વર્ણવાયેલો છે ઝાલાવંશની પાટગાદી ધ્રાંગધ્રાઃ અને ધ્રાંગધ્રે ત્હારે રાજ માનસિંહજી ગાદીએ હતા. સં. ૧૯૩૭ ની આષાઢી શુક્લ ચતુર્દશીએ એમને દરબાર કુંવરી શ્રી બાકુંવરબાનો લગ્નોત્સવ હતો. જયપુરનરેશ હાથીવાળે પરણવાને પધાર્યા હતા. રાજ માનસિંહજી સ્વયં કવિ હતા, એટલે ગુર્જર

કવીશ્વરસૂનો શુભ અવસર એમને દરબાર શોભે નહિ. અને દલપત વેદિયાનો પ્રથમ કવિપદનો રાજસત્કાર ધ્રાંગધ્રાના રાજદરબારમાં થયેલો, પછી જોગાસરના ન્હાનકડા રમણીય સરોવરનું દલપતકાવ્યપ્રસિદ્ધ કાવ્યવર્ણન કવીશ્વરે કીધેલું, એટલે દલપતરામે ધ્રાંગધ્રાનું રાજ્યામંત્રણ સ્વીકારવાનું જ હોય. વળી નગરચોકમાં કવીશ્વરની વ્હેવાઈવેલો પથરાયેલી હતી એ સૌનો પણ સ્વજનસમાગમ થાય. કવીશ્વરની એ ફ્લકૂયાત્રાનું ચિરંજીવ સાહિત્યફળ તે પ્રવીણસાગરની પૂરવણી ને ભાષાન્તર એ પણ એક પૂર્વપ્રકરણમાંનો કથાવિસ્તાર છે. જયપુરાધીશે કવીશ્વરને ઉતારે ન્હોતરી કવિતા સાંભળી હતી, કાવ્યાનન્દ ઝીલી રૂ. ૪૦૦ અને મોતીની કંઠીનો સિરપાવ રાજરીતે કીધો હતો, અને કહ્યું હતું કે અનુકૂળતાએ જયપુર પધારજો.

મહારાજ મલ્હારરાવ ગાયકવાડને મદ્રાસ દેશવટે મોકલ્યા ત્હારે

મલ્હારરાવ શહેરનો સૂબો ક્યારે આવશે રે ?

એન્દેશવિખ્યાત વિરહગરબીના ગાનાર અને ખંડેરાવ મહારાજના રાજદરબારમાં ગુર્જરીવાણીવિલાપ ઉદ્બોધનાર કવીશ્વરને ખંડેરાવ મહારાજના દત્તકપુત્ર સયાજીરાવ મહારાજને રાજ્યધુરા સુપ્રત થઈ એ રાજઅવસરે સર ટી. માધવરાવે વડોદરે ન્હોતર્યા હતા. વડોદરા કાંપમાંના પારસીસર્જનના કેસરી હજારી ગલગોટાના સેંકડો છોડથી ચોમેર ઘેરાયેલા એક બંગલામાં કવીશ્વરનો ઉતારો હતો. ચારેક વર્ષનો આ બાળકો યે ત્હારે દલપત

સાથમાં હતો. ડોલતાં શિખરો સમા ૫૦–૭૫ હાથીઓનું લંગરદર્શન નવયોવનારૂઢ મહારાજ સયાજીરાવને ત્હારે આનન્દાવતું એથી અધિકું આ બાળકાને આનન્દાવતું. આનન્દોત્સવની એ તિથિએ કેસરિયાં હજારી ફૂલો વીણવા અને ખૂરશીઓની બેઠકનાં ને પીઠનાં નેતરછિદ્રોમાં એ ફૂલડાંઓની હારો ભરી સુવાસિત ફૂલગાદીઓ ગૂંથવી એ આ બાળકની ત્હારે ફૂલરમત હતી. કાંપમાંના પારસીમંડળે ત્હારે સાહિત્યસમારંભ યોજીને કવીશ્વરની કવિતા સાંભળી હતી અને શેઠ શાહપુરજી રતનજીએ કવીશ્વરની છબિ પડાવી લીધી હતી. બીજા મહેમાનોની વિદાય પછી પંડિત ગટ્ટુલાલજીને અને કવીશ્વરને બેએક દિવસ વિશેષ રોકીને મહારાજ સયાજીરાવે મળવાને ન્હોતર્યા હતા. રાજ્યધુરન્ધરતાની આદિ તિથિઓમાં મહારાજ સયાજીરાવ ગાયકવાડ એમ ગુર્જર વિદ્વજ્જનોની મહેમાની કરતા અને સત્કારતા.

પછીની દિવાળી ઉતર્યે પ્રથમ પખવાડિયામાં જ વઢવાણ કાંપથી શિગરામમાં મૂળી ચોટીલા થઈને, બામણબોરની ઘાટી ઉતરીને, રાજકોટ થઈ, રીબડાની ધાર ઓળંગી, ડુંગરીઓની વચ્ચે લોધીકે કવીશ્વર ૧૫ મી ઓકટોબર '૮૨ ને દિવસે પહોચ્યા; '૮૩ માં નવાબ શ્રી મહોબતખાનજી દેવ થવે લોધીકેથી ભાહર ઓળંગી, ગિરનારની તળેટીમાં જૂનાગઢ, ને જૂનાગઢથી માણાવદરની સ્વામી સંપ્રદાયની પંચતીર્થીએ ગયા હતા; અને લોધીકાની સાહિત્યપ્રવૃત્તિઓ સમાપ્યે '૮૩ ની આખરમાં વઢવાણ થઇને

પાછા અમદાવાદઃ એ બધી સફરવાતો પણ પૂર્વપ્રકરણ કહી ગયેલ છે. '૮૪ થી હરિલીલામૃતના સાંપ્રદાયિક મહાગ્રન્થ અંગેનાં ધર્મધુરન્ધર શ્રી બિહારીલાલજી મહારાજ સંગાથેનાં સ્વારીમુકામો ને ધર્મયાત્રાઓ મંડાયાં એ પણ એ પ્રકરણે વર્ણવેલું છે. વડતાલથી નવાબ સાહેબની શાદીમાં ખંભાત જવું થયું હતું, અને ત્ય્હાં ઉત્તમરામજી મહારાજની મન્દિમેડીએ કવીશ્વરનો મુકામ હતો. આબેહુબ સાચુકલી તરવારો સમી સોનેરી કાગળની મુઠપટ્ટીની કાળીસમ્મર બે લફકફ તરવારો મહારાજશ્રીનું અમ બાળકોને વર્ષો સૂધીનું સંભારણું હતું. પછી ઈડર મહારાજ કેસરીસિંહજી ગાદીનશીન થયે પૂર્વપરિચિત મહીકાંઠાના મધ્યબિન્દુએ ગુહા અને બાપા રાવળને ગઢ ગયા હતા. આ સૌ-ઘણીખરી-રેલ્વે સહેલગાહો ન હતી, શિગરામમુસાફરીઓ હતી. પછી '૮૭ માં દલપતમહોત્સવ કમિટિ રંગચિત્ર ચીતરાવવાને કવીશ્વરને મુંબાઇ લઇ ગઈ હતી એ પણ એક પ્રકરણ કહી ગયું છે. તે પછી સાણંદમાં દરબાર શ્રી રણમલસિંહજીના લગ્નપ્રસંગે જઈ ત્ય્હાંથી '૮૮ ના શિયાળામાં વલ્લભીપુરની પ્રાચીન નગરીએ ઠાકોર સાહેબનાં અને ત્હેમના લઘુ બન્ધુ અખેરાજજીના લગ્નોત્સવે જવાનું થયું હતું. ઘણે વર્ષે કવીશ્વરે પાછાં વલ્લભીનાં ખંડેર જોયાં. વલ્લભીમાં ભાવનગરથી આમન્ત્રણ આવ્યે કવીશ્વર વજેસંગ મહારાજને દરબાર પાછો પેલો બુધવારિયો બંગલો નિરખવાને સિધાવ્યા. પણ ૧૮૫૨ નું ને ૧૮૮૮ નું ભાવનગર નિરનિરાળાં હતાં. વચગાળાનાં વર્ષોમાં ગગા ઓઝાએ ભાવનગરનો સ્વરૂપપલટો કરી નાંખ્યો હતો. અમદાવાદની હકૂમત ઉઠી ગઇ હતી, ૧૧૬ ગામ

સિંહના મુખમાંથી પાછાં આવ્યાં હતાં, ભાવનગરનો ગરાશિયો તે ભાવનગરના મહારાજ થયા હતા. વઢવાણ સૂધી આગગાડી ચાલતી, ને કૉલેજ સ્થપાઇ હતી. ભણેલા વહીવટદારો મહાલવહીવટ કરતા, વિદ્વાન દાક્તરો પ્રજાજનનાં ઔષધોપચાર કરતા, વિબુધ ધારાશાસ્ત્રીઓ ન્યાયાસનેથી ન્યાય કરતા. બંદર ખીલતું હતું, ગગાસરોવર નગરજનોને પાણી પાતું, હાઇસ્કુલ ને કૉલેજ પ્રજાજનને પૃથ્વીવિભૂતિઓ ઉપદેશતી. રાજ્યની રગરગમાં Modernism–નવયુગનાં શુદ્ધ રૂધિર વહતાં. સરકારમાં ભાવનગર Model State–નમૂનેદાર સંસ્થાન મનાતું. ઉદાર, મ્હોટા દિલના, વજેસંગ મહારાજના નવઅવતાર સમા મહારાજ તખ્તસિંહજી તખ્તનશીન હતા. પાટનગરમાં ને રાજ્યભરમાં ઉજળામણનાં તેજ રમતાં. ગગાભાઈએ પછી સ્વામી સચ્ચિદાનન્દ સરસ્વતી થઈ સંન્યસ્તવ્રત ઉજવ્યુ હતું. ગગાભાઇની વાડીની પડોશના એક બંગલામાં રૂવાપરી માતાને માર્ગે રાજઅતિથિ કવીશ્વરનો ઉતારો હતો. કંઇક વરષો પછી મહા વદ ૧૪ ને શુક્રવારે કવીશ્વર મહારાજને મળ્યા. પડછન્દકાય મહાનમુદ્રાળા મહારાજે ભર્યે મ્હોડે પૂછ્યુઃ પૂર્વનું ભાવનગર ત્હમે જોયું છે, ને આ ભાવનગર જોયુ; કેહુંક લાગ્યુ ? પ્રજ્ઞાચક્ષુ કવીશ્વરે પ્રફૂલ્લેલા કમળ સમું નવભાવનગર નિરખ્યું નહોતું, પણ પુષ્પની મઘમઘતી સુવાસ અનુભવી હતી. તખ્તેશ મહારાજને કવીશ્વરે તાત્કાલિક કવિઉત્તર દીધોઃ

> सूरउदे नूर जैसे, शूरातनु शूर जैसे,
> गंगज्यूको पूर जैसे चढत चढत है;

पुष्पमें सुवास जैसे, जोवनविकास जैसे,
विद्याको अभ्यास जेसे पढत पढत है;
ग्यानीउर ग्यान जैसे, ध्यानीउर ध्यान जैसे,
मददको मान जैसे दढत दढत है;
कहे दलपतिराम भूप तखतेशज्युंको
तखतको तेज नित्य वढत वढत है.

એનો એ જ સભાગાજન્તો શબ્દોચ્ચાર, એની એ જ ઘેરા રવની મોરલાની મધુરપ, એનો એ જ જોબનજળનો પ્રાચીન પ્રવાહ કવિવાણમાં ને એ કવિતપૂરમાં ઉછળતાં હતાં. મોતીબાગની મહેલાત ને ફરતી ઘટાકુંજ દલપત-કવિતબોલે ગાજી ઉઠ્યાં, ને તખ્તેશહૈયુ યે ગાજી ઉઠ્યું. એ એક કવિતના પાંચસો રૂપીઆ ને એક શાલજોટો બક્ષિસ આપ્યા, અને મહારાજે કવીશ્વરને આગ્રહ કીધો કે ઘણે વર્ષે આવ્યા છો; બેચાર માસ હવે રહેજો; ત્હમારૂં જૂનું ઘર છે. પછી કવીશ્વર ત્રણેક માસ રોકાયા; અમદાવાદથી કુટુંબીજનોને તેડાવ્યા; તખ્તવિલાસ રચ્યો. વિઠ્ઠલભાઈ વજલભાઈ પ્રભાશંકરભાઈ બંગલે કવીશ્વરને મળવાને આવતા. પાસેની જ વાડીમાં સ્વામી સચ્ચિદાનન્દ-જીનો સંન્યસ્તાશ્રમ હતો; દલપતરામ ત્હેમનાં દર્શને જતા. વારતહેવારે હરિપ્રસાદ દેસાઇ ખબરઅન્તર પૂછી જતા, વાર-તહેવારે વેણીભાઈ લાખિયા કવીશ્વરને નિજ હવેલીએ ન્હોતરતા. ક્‌વ્હારેક્‌વ્હારેક કવીશ્વર સામળભાઈના દિવાન-પરાના વાસે જતાઆવતા. સમસ્ત રાજમંડળ કવીશ્વરને બહુમાને સત્કારતું. એક ત્હાંની મીડલ સ્કુલે ત્હારે ન્હાના-લાલને શાળા લાયક ન ગણ્યો, શાળામાં દાખલ ન કીધો,

નકાર્યો. પછી ન્હાનાલાલ રાણીકામાં નવી ઉઘડેલી ખાનગી શાળામાં એક દિવસ જઇને ઈંગ્રેજી ત્રીજા ધોરણની દાખલ પી ભરી આવ્યો. પણ પછી એને શારદમન્દિર કરતાં બન્દર કાંઠો, જહાજેના શઢવાવટા, સાગરસફરી ખારવાઓ, ને ખાડીમાંની સાગરભરતીની જળતરંગાવલિઓમાં સમવું અધિકું ગમતું.

ઘણાં વર્ષ પછીની ભાવનગરની પુનર્યાત્રાનું ફળ એ થયું કે એક હજાર ઇનામના ને દોઢસો પોશાકના કવીશ્વરને બક્ષિસ મળ્યા. ઉપરાન્ત એક દલપતપુત્ર સંસ્થાનના ન્યાયખાતામાં રાજ્યસેવામાં નિર્માયો. પાછળથી બીજા દલપતપુત્રને રાજ્યના વસૂલાતી ખાતાએ ઝડપ્યો હતો. બન્ને ય દલપતપુત્રોએ પછી રાજ્યમાં બધે કવિકુળની સુવાસના ઢોળી છે, અને પ્રજાજનો આજે યે એમને ભાવભીની જીભે સંભારે છે. ઊંડી નજરે નિહાળતાં રાજ્યની ઉજળામણ એ રાજવીના અને રાજકારભારીઓનાં દિલની ઉજળામણની રાજ્યઢોળાતી તેજવાદળીઓનાં તેજ છે.

'૮૮નો ચાતુર્માસ દલપતરામે સૂરતમાં કીધો હતો. મન્દિરની પૂર્વે ચડકઉતાર દૂધવાળાને મેડે કવિનિવાસ હતો. રોજ હરિલીલામૃતના શ્લોકો લખાતા જતા ને નમતે પહોરે આચાર્યજી મહારાજ કને વંચાતા જતા. મિશન ઈંગ્રેજી બાન્ચ શાળા ત્હારે નાણાવટને મોખરે મેડા ઉપર બેસતી અને ત્હાંના શાણા સુશીલ હેડમાસ્તર મોતીરામે વનેરૂ ન્હાનાલાલને શાળાવાસી વિદ્યાર્થી કીધો. ભીમપોરના ને કતારગામના આષાઢી-શ્રાવણી મેળાઓ

ન્હાનાલાલે જોયા, કાકડી કેળા જામફળના ચગી રે
લી બૂરસ્ત્રભરેલા રવૈયા ખાધા, ચન્દનીપડવાનો તાપીઓવારે લો
કોત્સવ નિહાળ્યો. મહેમદાવાદથી વડોદરા પ્રાપ્તિનું
એક પિતાપુત્રની જોડી આવતી, જીવદયાવન્તા ધનાઢ્ય
જૈનોના ઉપાશ્રયોએ જઈને નિજની કાલ્પનિક વિતકવાર્તા
કહેતી, ધનસહાયતા જાચી આવતી, અને રાત્રે ગત્રે સાનન્દ
એ પરાક્રમવાર્તાઓના ગપ્પા કવીશ્વર કને લલકારતી. ઘણે
વર્ષે દીર્ઘ સુરતવાસ ત્યહારે દલપતરામે કીધો હતો. મન્દિ-
રમાં સન્તસમાગમ થતો, નગરમાં જૂના મિત્રો મળતા
મોહનલાલ ઝવેરી, મુકુન્દરાયભાઈ, ઉત્તમરામ મહેતાજી–
સૌ મંડળી મળી બેસતા. વર્ષની બીજની સ્હવારે અરદેશર
કોટવાળની વાડીએ શ્રી હરિના પાયના પાછા દર્શન કીધા.
પણ નર્મદસૂનું સુરત દલપતરામને ભરતસૂની અયોધ્યા
નગરી સમું ભાસતું

'૮૭માં ને '૮૯માં ને '૯૦માં દલપતકાવ્યનું
પુનરાવર્તન થયું હતું. વઢવાણમાં ઈંગ્રેજી શાળા ત્યહારે
ન્હોતી, તેથી દલપતરામ વઢવાણ જતા ત્યહારે ઈંગ્રેજી
ભણતા વિદ્યાર્થી બાળમંડળને અમદાવાદ મૂકી જતા. અને
'૮૫માં રેવાગૌરીના સ્વર્ગવાસ પછી મ્હોટાં ભાભી ઘરમાં
ગૃહિણીપદે બેત્રણેક વર્ષ હતાં. ભાભીના ભાઈ સંગાથે
કાંઈ વિરોધ ને બોલાચાલી થયે ભાભીને કે વડિલ ભાઈને
કહ્યા વિના જ ન્હાનાલાલે અમદાવાદનું સીમોલ્લંઘન કીધું.
દલપતરામે ત્રિજા વયમાં વતન ત્યાગ્યું હતું તે મારીએ
વઢવા જવાને, '૮૭માં ન્હાનાલાલે વતન છોડ્યું હતું તે

વડતાલ પિતૃછાયામાં જવાને. કને પૈસા હતા નહિ કે આઠ આનાની રેલ્વે ટિકિટ ખરીદે. દસ વર્ષના બાળકાએ વડતાલની પેદળગબડી મૂકી. બેત્રણ તિથિઓ તો કુળજનોમાં હાહાકાર થઈ રહ્યો. વડતાલનો બીજો મારગ દીઠો ન હતો એટલે ન્હાનાલાલે આગગાડીના પાટાને માર્ગદર્શક ભોમિયા કરી લીધા, તેથી ભૂલા પડાયું નહિ. પણ પગ કાંઈ પાંખો નથી કે વરાળ ને વીજળી સંગાથે દોડે. ત્રીજે દિવસે સન્ધ્યાસમયે વડતાલમન્દિરના મુખદ્વારને ઓટે, દલપતકુળવાસની બ્હારીઓની નીચે બ્હારીએથી એ વનેરૂને કુળભાંડુડાંએ નિરખ્યો ને એમના જીવ હેઠે બેઠા. ડાહ્યાભાઈને અધીં સદી પૂર્વે હૃદયવેદના કીધી હતી એ દલપતરામે ત્હારે અનુભવી.

પણ એ વનેરૂનો એ એક જ વગડાવાસ ન્હોતો, પછી બીજા બે વગડાવાસ હતા; બીજો ’૮૯માં ને ત્રીજો ’૯૨માં. ન્હાનાલાલે દલપતરામને દીધેલા દિલજખમો આ ભવમાં તો રૂઝાયા ન હતા.

’૮૯ની દિવાળી કવીશ્વરે મગનલાલઘેર સાવરકુંડલે કીધી. શ્યામજી ને જગજીવનની ત્હારે કુંડલામાં વકીલબેલડી હતી; લાખાણી નામના નવરૂમંગીલા સાહિત્યરસિયા વક્તૃત્વપ્રભાવી મુખ્તિયાર વકીલ હતા; ત્રંબકલાલ ને ત્હેમના વડિલ વૈધરાજો હતા; દરબારગઢની છાયામાં જ પારેખકુટુંબના નગરશેઠ હતા. દલપતપિત્રાઈઓનો પણ નાવલીતીરે વાસ હતો. ભગોદરા ને વીજપડીમાં સત્સંગી કાઠીકુટુંબો રહેતાં તે પણ સત્સંગી કવીશ્વરને ન્હોતરતાં.

લાઠીમાં એક રાત્રિ રહી, કલાપીના મેનેજર આશારામ-ભાઈની મહેમાની ચાખી, *મૂળચન્દભાઈ તથા લલ્લુભાઈને* કાવ્યકોયડા પૂછી, એ ગણિતસ્નાતકોએ નવઅક્ષરગણિત-પદ્ધતિએ શોધેલા સાચા ઉત્તરો પામી, પડતી રાત્રિએ કિશોર કલાપી મળવાને આવ્યા ત્હેમને મળીને કવીશ્વર પુત્રઘેર સાવરકુંડલે ગયા ભાવનગર રાંસ્થાનની સારી સીમમાં ત્હારે ઉજળામણનાં તેજ પ્રકાશતાં. કુંડલાંલીલિ-યાનું રેલ્વેસ્ટેશન ત્હારે લાઠી હતું, અને લાઠીકુંડલાની વચ્ચે દરબારી શિગરામોના મલપતા ધોરીઓની ઘૂઘરમાળ વનવગડે ઘમકચાં કરતી હતી. લીલિયાની કાળી ભોં ત્હારે બાગના જેવી ફળદ્રુપ હતી; અને છપ્પનિયા પૂર્વેનાં ત્હાંનાં, આજની પાતળી શેરડી જેવજેવડાં જાડાં, જુવા-રનાં મીઠાં રાડાં ચૂસતા અમે બાળકો જતાઆવતા. મહારાજ તખ્તસિંહજીનું દિલ ઉદારતાએ ઉભરાતું એવી ધરતી રસકસથી ત્હારે ઉભરાતી. ત્હાંજસમે સાવરમાં સ્હામે પાદર સ્વામીમન્દિરે દર્શને કે નાવલીની સરવાણીઓ ધરતીમાં સંમાઈ જાય છે ત્હાં વિશાળી દરબારી વાડીએ અમ મિત્રમંડળ ફરવાને જતું. સહેલું માનીને ચોથા ધોર-ણમાં બીજી ભાષા લેખે મ્હેં ફારસી લીધું હતું. પણ ફારસીની પરમ મુશ્કેલી તે પ્રથમ પગથિયું ને ઉમ્બરો ઓળંગવાની જ છે. ફારસી ભાષાની દુર્ગમતા સંસ્કૃતના સમી વ્યાકરણની ભૂલભૂલામણીઓની નથી, વાંચનની ભૂલ-ભૂલામણીઓની છે. એટલે આખાઅધો મૂળાક્ષરોનો ઉમ્બરો ભૂલે એ ઘર ભૂલે એવું થાય છે. ખંતીલા મુનશીજી પગલે પગલે અમને ટોકતા કે ઉચ્ચારો છો એ શબ્દચિત્ર પુસ્ત-

કપાનેથી બતાવો તો ખરા. પણ અમે તો પોપટ હતા; દીઠેલું વાંચતા નહિ, ગોખેલું વાંચતા. હિકાયતે લતીફ્-માંની વાર્તાઓ વાંચતાં આવડે નહિ, તે દ્ર અન્ દર તિફ્લી મુનાઝઅત મીકરદન્દ, વ ગવાહ ન દાશ્તન્દ એ શબ્દાવલિ કેટલાક વિદ્યાર્થીઓ સડસડાટ ગગડાવી જતા. મ્હારે પણ એવું થયેલું, ને ઉમ્બરામાં જ ભૂલો પડેલો. એટલે કુંડ-લામાં પારેખકુટુંબની હવેલીઓ વટાવીને દરબારગઢની પાછળ શહેરકાજીને ત્હાં હું કાચું ફારસી પાકું કરવાને જતો. ઉમ્મરના ભારે ભારેખમ ને શ્વેત દાઢીકેશથી ગંભીર મુદ્રાળા વૃદ્ધ કાજી સાહેબને ઘેર, આપણી પંડ્યાશાળાઓ સમી, કુરાનશાળા બેસતી, અને પારેવડાં સમાં ગભરૂ ઇસ્લામી બાળબાળાઓ કુરાનનો ગુંજારવ કરતા. રૂપેરી ઝવારાધારે શોભતા કાજી સાહેબને સ્વામીપન્થ પ્રત્યે સદ્ભાવ હતો. પોતે વારંવાર કહેતા કે સ્વામીપન્થી થાય છે તે સુખી ને ઉજળા થાય છે. પેલો સ્હામા કાંઠાનો મોચી સ્વામીપન્થી થયો ત્હારથી સુખી થયો.

દિવાળીની રજાઓ ઉઘડયે મ્હારે અમદાવાદ જવાનું થયું. એ અરસામાં આપણા નવવિદ્વદ્વર હરિ હર્ષદ ધ્રુવ અમરેલીમાં પ્રાન્તજડજ હતા. કવીશ્વર સાવરકુંડલે છે જાણી હરિલાલભાઇએ દલપતરામને કાર્તક માસમાં અમ-રેલી ન્હોતર્યા, ભોજા ભગતની જાયગા બતાવી, પ્રજાના બહુમાનનો સાહિત્યસમારંભ ઉજવ્યો. પ્રાચીન વિદ્યાના સંશોધનઉમંગીલા મિ. જેકસન નિજ ગુણબન્ધુ હરિલાલ-ભાઇને મળવાને આવેલા અને કવીશ્વરને એમનો સમાગમ

અમરેલીમાં ઘયો. પછી આશારામભાઇની કુંકુમપત્રિકા આવ્યે અમરેલીથી કવીશ્વર માસાનાં માર્ગશીર્ષોડ્હમ્‌માં કલાપીજીના લગ્નોત્સવમાં લાહી ગયા. રાજવીકવિ કલાપીનો લગ્નોત્સવ ગુર્જરકવીશ્વરસૂનો ઉજવાયો ન્હોતો.

સૌરાષ્ટ્રના પાટનગર રાજકોટની દલપતરામે એ અરસામાં બે સફરો કીધી હતી. એક '૯૦ના કાર્તક માસમાં જૂનાગઢના નવાબ સાહેબ બહાદુરખાનજીને ચાંદ મળ્યો તે પ્રસંગે એજન્સીના આમન્ત્રણથી. એ અવસરે ઘણા રાજવીઓને ત્ય્હાં મળાયું, સભાઓ ગજાવી, ને ફારબસકાળનાં સંભારણાં વળી તાજાં થયાં.

અને રાજકોટ જવાનો બીજો પ્રસંગ હતો ત્ય્હાંના સ્વામીપન્થી પ્રજાપ્રતિષ્ઠિત કડિયામહાજન શ્રી માવા મૂસાને ત્ય્હાંનો. ખરે બપ્પોરે પરસેવો નિતારી ધનાઢ્ય થયેલા એ સત્સંગીએ સ્વામી નારાયણસંપ્રદાયના બન્ને દેશના આચાર્યોને અને સાધુસન્તમંડળોને ન્હોતરીને મ્હોટો જગન કર્યો હતો સંપ્રદાયના કવીશ્વર વિના સંપ્રદાયનો મહાયજ્ઞ ઉજવાય શી રીતે? અને દલપતરામ તો ઉત્તરદેશવાસી ને દક્ષિણદેશવાસી ઉભય આચાર્યોના માનીતા કવીશ્વર હતા. એટલે બન્ને દેશના ધર્મપ્રવાહ સંગમ પામતા હોય ત્ય્હાં તો એમનાં પગલાં પહેલાં હોય. આજીને તીરે, પ્રવીણસાગરના રાજવીકવિ મહેરામણજીને નગરે, પ્રવીણસાગરની પૂરવણીકર્તા કવીશ્વર ધર્મગંગામાં ન્હાવાને રાજકોટે પધાર્યા હતા.

'૯૦ના વૈશાખ માસમાં દલપતરામ વળી પાછા

વઢવાણ વતનવાસમાં આવ્યા. એ વેળાએ વઢવાણમાં બે લગ્નપ્રસંગો હતા; એક ન્હાનાલાલનો અને બીજો દલપતઘેર ઉછરેલી ભાઈ દિનકરરામની નમાયી-નબાપી એકાકિની પુત્રી જીવકોરનો. પેલા દક્ષણીઓ ગાય છે ને કે

वैशाख मास वासन्तिक समय शोभला;

વેદકાળનો એ વસન્તમાસ હતો, શંકરજયન્તીની તિથિ હતી. દલપતરામની બે સાળીઓનો પરિવાર, મૂળજી ને પરમાનન્દ મામાની કુટુમ્બવેલો, મોતી બ્હેન, રેવા ભાણી, બાળમિત્ર ને મૂળીમાના વીર ને હીરાદન્તીકમળલોચનીના દોહરાચોપાઇના અવશેષો મુખપાઠેથી ગાતા અમારા પુરુષોત્તમ મામાઃ વિશાળા કુટુંબપરિવારથી વીંટળાયેલા દલપતરામ નક્ષત્રમંડળ વચ્ચે પૂર્ણિમાના ચન્દ્ર સમા શોભતા. એની એ જ અગ્નિહોત્રની યજ્ઞશાળા, જ્હાં પોતે બારાખડી શીખ્યા હતા; એની એ જ ડાહ્યા વેદિયાની ડહેલી, જ્હાં ભાંખડિયે ઘૂમ્યા હતા; એનુ એ જ ન્હાના દહેરાનું જૈનમન્દિર, જ્હાં, આરતીનાં દુંદુભિ વાગ્યે, વીરીની કાખમાં બેસીને કેસર લેવાને જતા; એનો એ જ જતી લાલચન્દજીનો ઉપાશ્રય, જે કપરી વેળાની શરાફી પેઢી ને શારદસમયનો ગ્રન્થભંડાર હતોઃ ૭૦મે વર્ષે કવીશ્વર કુટુંબમેળો માણતા હતા. વતનનાં વ્હાલપ સૌને ય તે મધુરાં સ્વપ્નાં જગાડે છે.

પછી પાછા જોડ વર્ષે દલપતરામને કુંડલાવાસી શ્રીમાળીઓએ નિજ કુળદેવીની ભવમન્દિરમાં મૂર્તિપ્રતિષ્ઠાને કાજે ન્હોતર્યા. કવીશ્વરે ઉત્તરમાં લખ્યું કે ચાત્ર

ભાખે છે કે નારાયણ વિનાનાં મહાલક્ષ્મીજી હોય નહિ. લોક લક્ષ્મીનારાયણ ઉચ્ચરે છે, શ્રીમાળપુરાણ કહે છે કે આપણાં કુળદેવી તો વિવાહિત છે. જગતઃ પિતરૌની સજોડલે સ્થાપના કરો તો આવું. કવીશ્વરનું કાલિદાસીય વચન સર્વમાન્ય થયુ અને–અને '૯૨ની ગ્રીષ્મમાં, ચૈત્ર વદ ૧૪એ, તમસાના ઝરણા સમી નમણી નાવલીતીરે વળી કવીશ્વર ગયા. ચાળીસ વર્ષો પછી ઈસ્વી ૧૯૩૨ની ગ્રીષ્મમાં એ મહાલક્ષ્મીમન્દિરનો 'જીર્ણોદ્ધાર થયો ત્હારે સાવરકુંડલાએ આ દલપતપુત્રને ન્હોતર્યો હતો. પણ મણિબાને આરોગ્ય સજાવું છું એ બહાને' ને વસ્તુતઃ સારથીની નવલકથા લખતો આ આલેખક ત્હારે માથેરાનની શિખરઝાડીઓની ઝુંડછાયામાં બેઠો હતો.

તે પછી વડતાલથી ભરૂચ રેવાતીરે જઈ આવીને ગઢડે લક્ષ્મીવાડીમાંના પ્રતિષ્ઠાપ્રસંગે ખળખળિયાતીરે ગયા હતા. ફાલ્ગુણી કૃષ્ણએકાદશીનું મુહૂર્ત હતું, ને લાખેક સત્સંગીઓ આચાર્ય શ્રી બિહારીલાલજી મહારાજની આમન્ત્રણઆજ્ઞાએ ટોળે મળ્યાં હતાં. એ વિષ્ણુયાગના આચાર્યપદે હતા મહીધર શાસ્ત્રી. મહીધર ભટ્ટજીને સંબોધીને કવીશ્વરે એક દૂહો કહ્યો હતોઃ

> महिधरको शिर काटियो धर्मवंशीने भार;
> महीधर आये देखने शास्त्रीरूप धरि धार.

મહીધર અર્થાત્ શેષનાગના માથાનો અધર્મરૂપી ભાર ધર્મવંશીએ ઉતાર્યો. અને એ જોવાને શાસ્ત્રીરૂપ ધરીને શેષનાગ સ્વયં આજ પધાર્યો છે.

એ પૂર્વે '૯૩ના મહા માસમાં મહારૂદ્ર ને વિષ્ણુયાગમાં કવીશ્વર ભાવનગરે ગયા હતા. ભાવનગરમાં એક ટેકરી છે અને પૂર્વે એ ટેકરી ઉપરથી 'મધ્યાહ્‌ન થયો' 'મધ્યાહ્‌ન થયો' પોકારતી નિત્યનિત્યે તોપ ગાજતી. એ ચાડીકાની ટેકરીશિખરે ચાંદીના મહામુગટ સમી તખ્તેશ્વરની આરસદ્‌હેરી સ્થપાઈ હતી. ચાડીકાની ધાર ત્‍હારથી તખ્તેશ્વરનું શિખર થયું. કવીશ્વરે નવશિવાલયને આશીર્વાદ દીધા હતા કે ભાવનગર આની આસપાસ પથરાજો. એ કવિઆશીર્વાદ આજે ફળ્યા છે ને ભાવનગરની નવરંગ પાંખોનાં મોરપીંછાં સમા બંગલાઓ તખ્તેશ્વરની ટેકરી ફરતા પથરાઈ પડયા છે. એ પ્રસંગે તખ્તસિંહજી મહારાજે પંદરસો રૂપીઆ ને વૃદ્ધાવસ્થાના ટેકારૂપ રૂપામઢેલી એક સીસમલાકડી વયોવૃદ્ધ કવીશ્વરને ભેટ દીધાં હતાં.

ગઢપુરથી આવીને માંડ પગ વાળ્યો હશે ત્‍હાં ફાગણ બેસતાં કવીશ્વરને ગોંડળનાં મહારાજા ને મહારાણીનું આમન્ત્રણ આવી પડયું હતું કે પધારો, ને અમને આપની કવિતા સંભળાવો. સમસ્ત દેશ સમાં અમે યે આપનાં કાવ્યરસિયાં છીએ. ધોળેથી જેતલસર સૂધી રેલ્વે ત્‍હારે બન્ધાઈ હતી, અને પછી ભાદર ઉતરી ગોંડળ પગરસ્તે જવાનું હતું. ગોંડળથી ઘોડાગાડી ને બે અસ્વારો કવીશ્વરના સત્કારાર્થે જેતલસર આવ્યાં હતાં. ચૂડાવાળા નરસિંહ દવે દિવાન બેજનજી શેઠ, રાજમાતા મોંઘીબા સાહેબ, મહારાજ ને મહારાણીઃ સૌને ગોંડળમાં મળ્યાહળ્યા. રાજમાતાએ કવીશ્વર કને ભારરૂંધાયેલું હૈયું ઠાલવ્યું કે ભગવત મ્હારૂં

માનતો નથી, ને વારતહેવારે વિલાયત જાય છે. ત્હમારું માને તો કવિબોલ કાંઈક સંભળાવો. કવીશ્વરે કહ્યું કે રાજમાતાની આજ્ઞા હોય તો મહારાજાને કવિતવચન કંઈક કહું. પછી દલપતકાવ્યમાંની અન્ય કવિતાઓ ભેગી નવકવિતા રચીને કવીશ્વરે મહારાજાને સંભળાવી, અને તે બુદ્ધિપ્રકાશમાં ત્હારે છપાયેલી છે. ત્હારે નહિ; પણ પછી કેટલાંયેક વર્ષે દલપતબોલ મહારાજાને હૈયે બેઠા. શાણી રાજમાતાઓ ત્હારે એમ કવિદ્વારા રાજપુત્રોને શિક્ષાવચન કહાવતી.

ગોંડળથી રામનવમીએ અમદાવાદ આવી જેઠ વદ ૯એ પાછા વતનમાં જઈ, પોતાના છેલ્લા સન્તાનને ત્હાં પરણાવી, લગ્નોત્સવમાં કન્યાશાળાની બસ્સે વિદ્યાર્થિનીઓને જમાડી, ચાતુર્માસ કરવાને કવીશ્વર સૂરત ગયા હતા. ત્હાં ભાદ્રપદની શુકૂલ પંચમીએ શ્રી હરિલીલામૃત ગ્રન્થની પૂર્ણાહુતિ ઉજવી. સૂરતમાં ફારબસ જાણે ભૂતકાળની શય્યામાંથી ઉઠીને આવ્યો હોય એવો અણધાર્યો ફારબસપુત્રનો મેળાપ થયો. ત્હારે જીંદગીની જાહોજલાલી સમા ફારબસયુગના વિદ્વત્સમારંભો સાંભર્યે એ સ્થિતપ્રજ્ઞ વયોવૃદ્ધની પે આયુષ્યને આઠમે દાયકે આંખડીઓ ભીંજાઈ હતી. સોના પે ભૂતકાળ ભરેલી વાદળી જેવા છે; વરસે ત્હારે આત્માને અમૃતછાંટણે ભીંજવે છે

ધર્મધુરન્ધર આચાર્ય શ્રી બિહારીલાલજી મહારાજને-દરબાર શ્રી અભયસિંહજીની પેઠે-દલપતસત્સંગનો આટઆટલે વર્ષે યે ધરવ થયો ન હતો; એટલે અલંકારચન્દ્રિકા

અને આચાર્યઅભ્યુદય રચવાને કવીશ્વરને '૯૪માં પાછા વડતાલ તેડાવ્યા. '૯૫માં જૂના મિત્ર હરિદાસભાઈ વિદેહ થયે વડતાલથી નડિયાદ લૌકિકે જવું થયું, અને નડિયાદથી વળતાં પીજને પાદર પીજની શાળાની પરીક્ષા લીધી. પછી આણંદ થઈને ભરૂચ ગયા હતા. આણંદમાં ત્‍હાંના ઈનામદાર મળવાને આવ્યા હતા; ભરૂચમાં પેલા હસમુખા ધીરજ કાકાએ કવિતા રચી નગરસભામાં ગાઇ હતી.

પછી બેઠી '૯૬ની સાલ. સદેહે ગુજરાત ઘૂમવાની કવીશ્વરને એ છેલ્લી સાલ હતી. અમદાવાદનો કાંપ વીંધીને, રણમુક્તેશ્વરનો ઘાટ ઉતરીને, સાબરમતી ઓળંગીને, પેલે પાર દેહા ગામ છે. ન્હાનકડું ગામડું રળિયામણું છે, સાબરકાંઠો ત્‍હાં સોહામણો છે. નદીતટનો ઘાટ બાંધેલો છે, સમીપમાં ઘટાગોરંભતું શિવાલય છે, કને આંબાવાડિયાની ન્હાની કુંજ છે ગામશેઠને તેડાવ્યે કવીશ્વર '૯૬માં એ સાબરવાંઘાંઓમાં દેહે ગયા હતા. આઘેનું ને કનેનું ગુજરાત દલપતદર્શનને ત્‍હારે ઝંખતું હતું. આમન્ત્રણો આવતાં એટલાં કવીશ્વરથી ઉકાતાં નહિ.

૭૬ મું પૂરૂં થયું હતું ને ૭૭ મું બેસતું હતું ત્‍હારે પછી '૯૬ ના માશગરમાં દલપતરામે કપરામાં કપરી મુસાફરી કીધી, ઇલોલની. ઇલોલ મહીકાંઠામાં ન્હાનુ રાજ્ય છે, અને આજે યે ઈલોલ જવું સહેલું નથી. ત્‍હારે ઇડરરેલ્વે કંઈ હતી નહિ, અને હાથમતીસાબરમતીનાં વાંઘાંબખોલોમાં વાઘના વાસ હતા. કવીશ્વરને એ કાંઈ અજાણ્યા ન હતા. ચમેલીના છોડ જેવડું ઈલોલનું ન્હાનકડું રાજ્ય

ત્હારે ચમેલીના મધુરા સુગન્ધભાવે મઘમઘતું. ઈડોલ જવાને કવીશ્વર અમદાવાદથી મ્હેસાણા ગયા, અને મ્હેસાણાથી કનકસેનસ્મરણસોહાગી વડનગર થઈને ઈડોલ ગયા. પન્દર ગાઉની એ છેલ્લી પગરસ્તાની મુસાફરી જતાં ને આવતાં મેનામાં બેસીને કીધી હતી. પડછન્દ દેહના રાજવી ઘોડેસ્વાર થઈને બે ગાઉ સત્કારાર્થે સ્હામા પધાર્યો હતા. મહીકાંઠા કાંઈ કવીશ્વરને પરમુલક ન હતો; અને ઈડરપન્થક તો ખાસ પરિચિત પ્રાન્તભાગ હતો. જ્હાં જતાં ત્હ્યાં ત્હ્યાં દલપતરામ બન્ધુભાવે જૂનાં કવિકુળોના સરસમાચાર પૂછતા. ઈડોલરાજવીનો ભાવ નિહાળીને કવીશ્વર ત્હ્યાં મહિનોમાસ રોકાયા હતા. દરબાર શ્રીએ ચાંદીની રકાબીમાં રૂ. ૨૦૦ ભેટ ધરીને કવીશ્વરને રૂ. ૫૦ નું વર્ષાસન બાંધી આપ્યું, અને તૃતીય દલપતપુત્રને પોતાની સેવામાં લીધો. કવીશ્વરનું ઈડોલમુસાફરીનું સ્મારક આજે ગુજરાત પ્રસિદ્ધ છે. કવીશ્વરની લોકજાણીતી પ્રચલિત છબિ, આ ગ્રન્થમાંની, અમારા ઘરમાંની, વાંચનમાળામાંની, અમદાવાદના નગરમન્દિરમાંનીઃ એ સહુ ૭૬ ની વય ઉતરતાં ઈડોલમાં લીધેલી દલપતછબિની પ્રતિકૃતિઓ છે. દલપત દેહમન્દિરની એ છેલ્લી છબિ. ઈડોલ જવું જેવું દુર્લભ હતું, ત્હેવો જ ભાવ ત્હ્યાંનો દુર્લભ હતો; અને જેવો ભાવ દુર્લભ હતો, ત્હેવું પ્રસંગસ્મારક પણ દુર્લભ છે. અન્તે તો સદા ભાવ અને ભાવનાઓ જ માનવજગતમાં મૂર્તસ્વરૂપ લે છે.

૭૭ મું વર્ષ બેસતાંની '૯૬ ની સાલની એ છેલ્લી દલપતમુસાફરી. પછી એ સાલમાં ધર્મધુરન્ધર આચાર્ય શ્રી

બિહારીલાલજી મહારાજ અક્ષરધામમાં પધાર્યા. ડિસેમ્બર બેસતાં-વયનું ૭૭ મું પગથિયું ઉતરતાં કવીશ્વર અર્ધાંગ-વાયુના પક્ષાઘાતથી દીર્ઘકાળની બાણશય્યામાં સૂતા; અને દલપતરામની ગુર્જરયાત્રાઓ પણ પૂરી થઈ. ગુર્જરીકુંજોમાં કુંજકુંજમાં ઘૂમતા ને ટહુકતા દલપતમોરલાનો ટહોકાર પછી સંભળાયો નહિ.

ઈસ્વી ૧૮૮૨ થી ૧૮૯૬ સૂધીમાં કવીશ્વરે એમ ત્રીશેક ગુર્જરયાત્રાઓ કીધી હતી. કવીશ્વરની આયુષ્યવરષોનાં એ ૬૨ થી ૭૭ માં વર્ષો હતાં. એ વયે કિયા કિયા આપણા સાહિત્યસ્વામીઓએ, આ સફરસરળતાના રેલ્વેમોટરયુગમાં ય તે, એટએટલી દેશસફરો કીધી છે? અને દલપતરામની બધી યે દેશસફરો કાંઈ રેલ્વેસફરો હતી નહિ. પચાસપચાસ માઈલની શિગરામમુસાફરીઓ આયુષ્યના આઠમા દાયકામાં દલપતરામ ખેડતા. વયોવૃદ્ધ કવીશ્વરની સગવડતા સહુ કો યથાવિધિ સાચવતા ને સફરનો પરિશ્રમ બનતો સુખાળવો કરતા એ ખરૂં. ત્હો ય ગ્રામ્યમારગોમાંનાં ઘાંચા ને ખાડા-ખડિયા રાજવીને કે ધર્માચાર્યને કે કવીશ્વરને કાજે કાંઈ નગરની સડકો કે રેલ્વેના સલેપાટ થઈ જતાં નથી. બાળ-પણમાં કસાયેલો, પદપાળા ગુર્જરદેશે ઘૂમેલો, દૃઢસ્નાયુબદ્ધ શરીરસ્તંભ; યૌવનભરતીની તરંગાવલિઓને સમયે સદા-ચરણ ને સંયમપાળો પાળ્યે આયુષ્યનાં પાણી વહી ગયેલાં નહિ; બીડી તમાકુ કે પાનસોપારીના યે વ્યસનશૂન્ય; સાદો, મિતાહારી, સંસાર ને ધર્મનિયમિત જીવનવ્યય: ઉડાંઉ નહિ, ખોટા શોખ નહિ, ધનને કે જીવનજોમને

વેડફી નાંખતી કુટેવો કે આહારવિહાર નહિઃ એમ રતન પેરે જતનથી જળવાયેલો, આરસપાટ સમો ઉજળો ને દૃઢબન્ધ, દલપતદેહ હતો; અને તેથી વનવગડાના દેશપ્રવાસોની ન્હાનીમ્હોટી વિટંબણાઓ તે ઝીલીવેઠી જાણતો. આયુષ્યના ૭ મા–૮ મા દાયકામાં પણ કો મહાપરિવ્રાજક સંન્યસ્તરાજવી સમા કવીશ્વર ગુર્જરયાત્રાઓમાં ઘૂમતા હતા, કારણ કે આયુષ્યભરમાં કવીશ્વરે ગૃહસ્થસંન્યાસીના ધર્મકર્મ પાળેલાં હતાં.

કવીશ્વર જ્હાં જ્હાં વિચરતા ત્હાં–ત્હાંના ત્હેમના લોકધર્મ એકરંગીલા હતા કે દેશને યુગસન્દેશ સંભળાવવો. હર્ષશોકના સાંસારિક સરઅવસરોએ સ્વજનવત્સલ કવીશ્વર લોકાચારે જતા ત્હાં પણ અન્તરના ભાવ ઠાલવતા. પ્રસંગધર્મ તો સહુ સજ્જનો પાળે છે; દલપતરામ પ્રસંગધર્મ પાળતા અને દેશધર્મ પાળતા. નવો બુદ્ધિયુગ બેઠો છે, માટે નવભણતર ભણો; દેશકાળ પલટાયો છે, માટે સંસારને દેશકાળાનુસાર સુધારોપલટાવો; વાતપ્રવાહ જળપ્રવાહ અને વરાળિયો–ત્રણ દૈત્યો મ્રમી એ મહાશક્તિઓનો આજ જમાનો છે, માટે એમને જીતો, વશ કરો, સેવામાં ધ્યો; યન્ત્રખાનને પકડી લાવો, મંડળીસિંહને જગાડો, સાગરમન્થન માંડો; નવયુગ વિજ્ઞાનયુગ છે, માટે હજ્જારો હુન્નર ઉદ્યોગો ખિલાવો; દેશી રાજ્ય હો કે ઇંગ્રેજી રાજ્ય હો––રાજવીઓ ! પ્રજાહિતાર્થે રાજ્ય ખેડોઃ કેળવણી, સંસાર સુધારો, રાજાપ્રજાનો ઇખલાસ, હુન્નરઉદ્યોગોની જમાવટ, જૂનીનવી સંસ્કૃતિઓનો સમન્વય, ‘ દુઃખ સરવ ટાળો રે

આપણા દેશનું' એવો સર્વતોમુખ દેશોદ્ધારઃ દલપતયુગના એ દલપતઆદેશ હતા ને દલપતપ્રવાસોમાંના પ્રવચનમન્ત્રો હતા. નવયુગ બેઠો છે, નવયુગનો યુગસન્દેશ ઝીલો, કાળ-બોલ સાંભળો, આપણી મહાપ્રજાને પૃથ્વીની મહાપ્રજાઓ સમોવડી પાછી કરોઃ પૂર્વાવસ્થામાં તેમ જ ઉત્તરાવસ્થામાં દલપતજીવનનો દલપતકવિતાનો દલપતદેશયાત્રાઓનો એ જ નવવેદોચ્ચાર હતો. કવીશ્વર દેશભરમાં ભમી-ભમીને દેશને કહેતા કે યુગસન્દેશ ઝીલો, યુગસન્દેશ ઝીલો.

આયુષ્યભર દલપતરામ નવયુગની છડી પોકારતા.

કવીશ્વર જૂના ગુજરાતને જગાડતા ને નવા ગુજરાતને ઘડતા. ઉત્તરાવસ્થાના વાનપ્રસ્થાશ્રમમાં યે—આયુષ્યના આઠમા દાયકામાં પણ એ જ દલપતબોલ હતો.

૬ ને ૮ ની વયે બહુચરઆરાસુરીની સફરોથી માંડીને ૭૭ મે વર્ષે ઇલોલનો વગડો જોઇ આવ્યા—એ ૭૦ વર્ષો દલપતરામ ચોખૂટ ગુજરાતને નિહાળતા ને ચોખૂટ ગુજરાત દલપતરામને નિહાળતો.

નવયુગના આપણા સાહિત્યોપાસકોમાં કવીશ્વર સર્વશ્રેષ્ઠ અઠંગ મુસાફર હતા. ને ગુર્જરદેશસીમાઓ એ જ કવીશ્વરની યાત્રાસીમાઓ હતી.

આયુષ્યયાત્રામાં ને દેશયાત્રાઓમાં દલપતરામને અનેક સંગાથીઓનો સંગાથસમાગમ થતો. એમાંથી કોઇકે ભાંડણ માંડયાં હશે, કોઈક શુ અથડામણો થઈ હશે; ઘણાખરા શુ મૈત્રીભાવ બન્ધાયો હતો. અનેક સજ્જનો સાથે

આયુષ્યયાત્રાન. તીર્થઘાટો સંગાથે ફર્યાં, જીવનદ્દહાડાની આપલે કીધી, જગતસાગરના સાજન સફરસંગાથીઓને શોભતી ભાગીદારી ભોગવી.

तुलसी ! यह संसारमें भांतभांतके लोग;
सबसे हिलमिल चालिये, नदीनावसंजोग.

તુલસીદાસજીના એ દુહાની અક્ષરાવલિએ દલપતજીવન ઘડાયેલું હતું. સંસારપારાવારની નૌકાસફરોમાં ભાતભાતના સફરસંગાથીઓ કવીશ્વરને સાંપડ્યા હતા. નિજનિજના તીર્થઘાટ આવતા તેમ તેમ એ યાત્રિકબન્ધુઓ યાત્રાનૌકામાંથી ઉતરતા, છેલ્લાછેલ્લા પરસ્પર નમસ્કાર કરીને તેજઅન્ધારના ગેબના પડદાઓની પાછળ નિજનિજને પન્થે પડતા. અને એમ દલપતજીવનયાત્રાની યે દ્વારિકાનો જગતછેડો ધીમે ધીમે આવતો જતો હતો.

ઘણુંખરાંનાં આયુષ્યમાં અન્તે બેસે છે એ જીવનની, પાનખર ઋતુ દલપતઆયુષ્યમાં વાનપ્રસ્થાશ્રમની વરષોથી બેસી ચૂકી હતી. '૭૯ ની સાલઆખરે પ્રવૃત્તિઆશ્રમમાંથી નિવૃત્ત થયેલા ગીતાપૂજક કવીશ્વર કંઈ નિષ્ક્રિયતાને નિવૃત્તિ માનતા ન્હોતા કે નિષ્ક્રિયતાપરાયણ થાય. પણ એ આયુષ્ય પલટાની તિથિથી જ દલપતઆંબાવાડિયે આયુષ્યની પાનખર બેઠી હતી.

લાંબાં આયુષ્ય એટલે એકલવાયાં જીવન.

'૭૯ની સાલમાં જ વડતાલના આચાર્યજી મહારાજ, તેજસ્વી, વર્ચસ્વી, શ્રી ભગવત્પ્રસાદજી અક્ષરવાસી થયા; અને દલપતરામે

રે વડતાલના વાસી !

ના ધ્રુવપદનો વિરહરાસ લખ્યો હતો.

કૃષ્ણ વળાવી હું વળી રે, ઊભી જમનાતીર;
આંસુડે ભીંજાય મ્હારો કંચવો, મ્હારાં ભીંજાય દક્ષણીચીર:
રે મધુવનનાં વાસી !

એવા કરુણ ઢાળનો કરુણભાવ નીતરતો ભગવત્પ્રસાદવિરહ આ જીવનઆલેખકે બાળવયમાં સજળ નયણે વારંવાર ગાયો છે. પછી '૮૨ની સાલમાં દુર્ભાગિણી વર્ધમાનપુરીનો નવતેજસ્વી સિતારો ખરી પડ્યો. આદર્યાં ને અધૂરાં પડેલાં આજનાં એનાં ઉભાં ખંડેરો કહે છે કે દાજીરાજજી દીર્ઘાયુષી હોત તો વઢવાણ નવઅવતારે આવ્યું હોત. ૧૮૮૨થી ૧૯૩૮ પર્યન્તનાં છેલ્લાં ૫૫ વર્ષોની દલપતવતનની કાળકથનીનો સરવાળો એ એક શબ્દ 'હોત'માં સમાઈ જાય છે. દાજીરાજજી પડયા તે જાણે વર્ધમાનપુરનો નવનગરધ્વજ પડ્યો. સારૂં સોરઠ આજે એ રાજવીને કરુણભાવે સંભારે છે. '૮૧માં તો દલપતરામે દાજીરાજજીનાં લગ્નગીતો ગાયાં હતાં, માંગલિક ગીતાવલિ રચી હતી. '૮૨માં દલપતરામને વતનરાજવીનાં લૌકિકે જવું પડયું. એ જ સાલમાં માડીજાયા લઘુબન્ધુ દિનકરરામનો ચિરવિજોગ થયો, દલપતરામની બ્હાંય તૂટી, બન્ધુશૂન્ય થયા. '૮૩ની સાલમાં એક નમાયી—નબાપી બાળકીને પાછળ મૂકીને ભાભીએ પણ વિદાય લીધી. એ સાલમાં ભારતીય જહાજના પ્રાચીન કૂવાસ્તંભ સમા મહર્ષિ દયાનન્દ દેવલોક પામ્યા ને આર્યસંસ્કૃતિનો ૧૯મી સદીમાંનો સૂરજ આથમ્યો; પણ અનસ્ત નવદિવસ ઉગાડીને. પછી બેએક વર્ષો કવીશ્વરને નિઃશોકનાં

વીત્યાં. પણ '૮૫ના ભાદ્રપદમાં શ્રાદ્ધપક્ષની ભારે તિથિ ચતુર્દશીએ દલપતકુળની ભરીભાદરી કુળવાડી મૂકીને અમારાં માતુશ્રી રેવાબા અક્ષરવાસી થયાં, ને વૃદ્ધ કવીશ્વર આયુષ્યના ઉતરતા આંશમાં *મોજ્યેષુ માતા* પદમાં ભાખેલી કુળમાતાની શુશ્રૂષાસૂના રહ્યા. ન્હાનાં બે બાળકો, આઠ ને પાંચ વર્ષનાં, ઉગતાં મૂક્યાં હતાં એમને માતા અને પિતા લેખેનો ઉછેરભાર પિતાશિરે આવી પડ્યો.

સાથે મરવું–જીવવું સૌથી સારૂં એહ

એ દલપતકાવ્યબોલ અનુભવનો ભાવોચ્ચાર છે; પણ લગ્નચૉરીએ સંગાથે ન્હડે છે એ દંપતીબેલડમાંથી કેટકેટલાંક સંગાથે ચિતાએ ન્હડે છે? સારી માનવદુનિયાંનો એ એક સંસારકોયડો છે કે સારૂં શું? પત્નીશુશ્રૂષા પામેલો પુરુષ પાછળ ઝૂરતી વિધવાને મૂકીને સંસારવિદાય લે એ? કે સૌભાગ્યઘાટડી ઓઢીને અખંડ સૌભાગ્યવતીના બિરદાળી પત્ની સ્વર્ગવાટે સંચરે એ? હિન્દુસંસારે તો 'અખંડ સૌભાગ્ય'ના *આશીર્વચનમાં જ* યુગયુગાન્તરથી એ સંસારકોયડાનો ઉત્તર ભાખેલો છે, અને દલપતઆયુષ્યમાં એ આશીર્વચન સર્વાંગે સાચું પડ્યુ છે.

એ પછીની '૮૬ની સાલમાં દલપતજીવનમાંથી ભોળાનાથભાઈ ગયા, નર્મદ ગયો, કવિ ભુલાખી ગયા. ભોળાનાથભાઈ કાવ્યશિષ્ય હતા, દલપતહિતસ્વી હતા, અમદાવાદવાસના કારણરૂપ હતા. ઉત્તરાવસ્થાની સંસારયાત્રામાં જો કે કંઇક આછાપાતળા અન્તર્પટ પડી ગયા હતા; ત્હો પણ સર્વાંગે સજ્જનમુદ્રાળા ભોળાનાથનો દલપતભાવ

કે દલપતરામનો ભોળાનાથભાવ ઓછો બદલાયા ન હતા –'૪૬માં હતો એ જ, પણ સહેજ આછેરો, રંગ '૮૬માં પણ હતો. ભોળાનાથભાઇના વિદેહ થયા પછી એકાદ દાયકે ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટયૂટ અમદાવાદમાં સ્થપાઈ ત્હારે શિષ્યમિત્રના ગુણાનુવાદની કવીશ્વરે કવિતા રચીને ગાઈ હતી. પણ નર્મદ પડયો એ તો જાણે અકબરશાહને રાણો પ્રતાપ પડયો. યુધિષ્ઠિરને જાણે મહારથી કર્ણરાજ પડયો, એવો દલપતને નર્મદ પડયો દલપતનર્મદ પરસ્પર અથડાતા, પછડાતા, ધૂંધવાતા, ફૂંફાડતા; પણ અન્તરના અન્તરમાં ઉભય સ્હમજતા હતા કે પોતે બન્ને એક કવિતાદેવીના જાયા ભાંડુઓ હતા. અને આ ગ્રન્થના કવિમિલનના પૂર્વપ્રકરણમાં આપણે જોયું છે કે દલપતનર્મદ ઉભયના આત્માઓ મહાપુરુષોના હતા. જગતની ભૂલભુલામણીમાં નર્મદ ભૂલો પડતો, પણ સિંહ સમો પાછો સાચી કેડીએ આવતો. દલપતરામને આ સૌ ભૂતકાળના ઘાવ હતા. ભાવિનો કારી ઘાવ તો કવીશ્વરને એ સાલમાં વાગ્યો હતો ઉછળતા, જોબનહેલિયે ઝૂલન્તા કવિ બુલાખીના પરલોકગમનનો. કવિ બુલાખી ગયા એ તો જાણે દલપતશિષ્યપ્રવર કેલૈયો ક્હાનકુંવર ગયો; આશાસ્પદ, ઉલ્લાસછલકાતો, ગુર્જરકાવ્યઆશાનો આશાસ્તંભ ગયો. બુલાખી કવિને વડોદરા રાજ્યના રાજકવિપદે સ્થાપવાનું ટીપ્પણ થયું હતું. દલપતહૈયે આગમની હામ હતી કે એ મ્હારો શિષ્યવર મ્હારૂં દામ ઠાલી નહિ પડવા દે. દલપતશાળાના કાવ્યઅવશેષો તો આજ ૧૯૪૦માં યે સજીવન છે. પણ '૮૬માં એ દલપતશાળાવાડીનો પાંગરતો પ્રફુલ્લતો પાણી-

ભરેલો ફૂલછોડ અકાળે કરમાઈ-કપાઇ પડયો. કવિ બુલા-ખીના મિત્રમંડળે ત્હારે વિરહગીત ગાયું હતું કે

જતાં બુલાખી ગુજરાત ઝાંખી.

દલપતરામને તો ખરેખાત! બુલાખી કવિ ગયે ભવિષ્ય ઝાંખું ભાસ્યું હતું.

કવિ બુલાખીરામની વર્ષી વાળી ન્હોતી ત્હાં તો ગુજરાતજાણીતા બીજા દલપતશિષ્ય મૃત્યુ પીને પોઢયા. સ્વ. રણછોડ ગલુરામ સોસાયટીના સ્થાપનકાળના દલપત-સંગાથી હતા.

અને એ પછીના, મહારાણીજીની સુવર્ણજ્યૂબિલિના ઉત્સવસંવત્સરની મહાશિવરાત્રિએ દલપતઆયુષ્યગંગાની પ્રથમ ઝરણી, ભૂમાનન્દ સ્વામી દેવાનન્દ સ્વામી કે અયો-ધ્યાપ્રસાદજી મહારાજનાં ધર્મતેજ દલપતજીવનમાં ગૂંથાયાં એ પૂર્વેથી પ્રભા પાથરનાર, વતનમાં ‘ મહાલક્ષ્મી પ્રસન્ન ’ કરતા એ દોહેલા કાળની સંભાગિયેણ, મહીકાંઠાની મોંઘેરી મહેમાની માણનારી કારભયુગની દલપતગૃહિણી, અને પછી આયુષ્યભરને રિસામણે દરિયાપાર પુત્રઘેર જઇ બેઠેલાં, દલપતજીવનને પ્રથમ ફૂલડે વધાવનાર ને પછી સાચેસાચનાં વાગ્બાણ મારનાર, અખંડ દલપતઆયુષ્યનાં સમોવડિયણ, મૂળીમા ૫૪ વર્ષભર દલપતચુન્દડી ઓઢીને ધાટડિયાળે વેશે પુત્રઘેર દરિયાઉતાર સ્વર્ગવાસી થયાં. કચ્છમાંથી અમદાવાદ દલપતઘેર એ કાળોત્રી આવી. ૧૮૩૩માં મામાને ઘેરથી ઘોડે ચ્હડી વરવેશે તોરણે છબ્યા હતા ત્હારથી માંડીને ’૮૭ સૂધીનો નિજ સળંગ સંસારઇતિહાસ દલપ

આંખોમાં રમી રહ્યો, અને એ ઈતિહાસસંભારણાંએ ડીકીઓમાંથી હૈયાધારાઓ વરસાવી. દલપતરામને ઘડીક થયું કે જીવનમાંથી દુઃખે ગયું ને સુખે ગયું. તેજઅન્ધારવિહોણી શૂન્યતા દીઠી છે? કલ્પાય તો કલ્પી લેજો. મૂળીમાને જવે કવીશ્વરનો રહ્યોસહ્યો ગૃહસ્થાશ્રમે સમેટાઈ ગયો. કવીશ્વર વિયોગી હતા તે વિધુર થયા.

અને પછી બેઠી '૮૮ની સાલ. એ સાલમાં ઉપહાસથી આદર કરનારા, પછી 'ગુજરાત પ્રાન્તના કવીશ્વર' કહીને સંબોધનારા, અને છેલ્લે છેલ્લે સાહિત્યપલ્લાંની દાંડી સમતુલા પામ્યે સમન્વયબોલ ઉચ્ચરનારા કે 'એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂકયું છે કે આ જમાનાના કવિ તે બે જ; નર્મદાશંકર ને દલપતરામઃ' અને એમ નર્મદકવિતાની ઉપડતી પ્રસ્તાવનાએ જ કવિસમન્વય બોલનાર નવલરામે સંસાર તજીને સ્વર્ગવાટ લીધી. ત્હારથી ગુજરાત સ્થિરબુદ્ધિ સમતોલમાનસી નિષ્પક્ષપાત સાહિત્યાવલોકનસૂનું થયું. દલપતરામે દીઠું કે નિજ દુનિયાં ખાલી થાય છે.

એ જ સાલમાં જૂના મિત્ર અને કાઠિયાવાડવડોદરામાં નવકેળવણીના સંસ્થાપક ભોગીલાલ પ્રાણવલ્લભદાસ વિદેહ થયા.

અને પછીને વર્ષે '૯૦માં અમદાવાદની સ્વામીનારાયણ ગાદીના ગંભીરમુદ્રાળા આચાર્યજી મહારાજ કેશવપ્રસાદજી અક્ષરધામમાં પધાર્યા. કેશવપ્રસાદજી એટલે મૂળીમાં ધોળિયાવેશે રહી દેવાનન્દ સ્વામી કને ૧૪ વર્ષનો વઢવા-

યુવતની કિશોરપોળિયો દલપત કાવ્યકલા શીખતો હતો ત્હારે કૃપાદૃષ્ટિએ બિરદાવનાર, ન્હાનીમ્હોટી બક્ષિસોથી પ્રોત્સાહન પાનાર, કુસુમ કવિની સમૈયાસભાના કાવ્યવિજેતાને સત્સંગના કવિપદે સ્થાપનાર મહાનુભાવ આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજીના પુત્રરત્ન. કેશવપ્રસાદજીને જતા જોઈ ને કવીશ્વરને પોતાની પછીની પેઢી જતી ભાસી.

. ૧૯ મી સદીનો છેલ્લો દાયકો બેસતાં નવા ભાવનગરના સર્જનહાર અને પ્રવૃત્તિજીવનને છેલ્લી વરષોમાં સંન્યસ્તરંગે રંગનાર ગગા ઓઝા કૈવલ્યપદને પામ્યા. અને એ જ વર્ષમાં–'૯૧ માં મહીપતરામે સંસાર સંકેલ્યો. મહીપતરામ એટલે ૧૮૫૧ થી ૧૮૯૧ ના ચાલીસ વર્ષોના દલપતજીવનના દ્રષ્ટા સૂરતમાં જાદવાસ્થળી સંગાથે ગાઈ, અમદાવાદમાં વેનચરિત્ર સંગાથે ગાયું, વાંચનમાળા સંગાથે લખી, ટ્રેનીંગ કોલેજમાં સંગાથે ભણાવ્યું, સોસાયટીમાં એક રથના બે ઘોડા પેઠે જોડાઈ ને સંગાથે રથને કાળમાર્ગે ધપાવ્યોઃ સાક્ષરયુગલની જોડીદારીના એવા હતા જીવનસંગાથ. સૂરતી અમદાવાદીની જોડલીચર્ચાઓ કરી. સામળપ્રેમાનન્દનો સાહિત્યઝગડો ખેડયો, મૂર્તિખંડનનાં વૈમનસ્ય ભોગવ્યાંઃ મહીપતરામ એટલે ચાર દાયકાના દલપતજીવનસંગાથી. મહીપતરામનું પાકું પાન દલપતઆયુષ્યમાંથી ખરી પડયુ.

દલપતઆયુષ્યની '૭૯ થી '૯૧ પર્યન્તની દ્વાદશવર્ષી એમ પૂરી થઈ. દલપતહૃદયને સંસાર સૂનો થયો ભાસ્યો.

નિજનિજનાં સંસારસ્ટેશનો આવતાં તેમ તેમ સફર-

સંગાથીઓ આયુષ્યની આગગાડીમાંથી ઉતરી પડતા, ને રાત્રિ કે દિવસની ગહનતામાં અદૃશ્ય થતા.

કોઈ આર્ય હૈયાળો દિગ્વિજયશાળી નિજ વિજયક્ષેત્ર વચ્ચે એકાકી ઉભેલો સ્મરણદૃશે સાંભરે છે ? છેલ્લો પ્રતિરથી પરાસ્ત થયો, વિજયનો ડંકો વાગ્યો, સંગ્રામશિબિરે ને રાજદુર્ગે જયધ્વજ ફરકાવ્યો. પણ પછી ? એ દિગ્વિજયશાળીને એ પછીની ભાવોર્મિઓ શી જાગે છે ? જોઈ છે ? વિચારી છે ? गढ आला, परन्तु सिंह गेला એ શિવાજી મહારાજના શબ્દોચ્ચારનો અર્થમર્મ અન્તરમાં અવધાર્યો છે ? એવા હૈયાભાવને કારણે અકબરશાહને હોવેલ આર્ય રાજવી ભાખે છે. સુરંગો ફોડી, દુર્ગદિવાલોને આકાશમાં ઉડાડી, બન્ધૂકનેમે કાંગરાવાસી મહાવીરને વીંધ્યો, સૂરજપોળને સર કીધી, ગોવિન્દશ્યામના મન્દિરચોકમાં ઘમસાણ મચાવ્યું, રાજમહેલની વિશાળી ચિતા કરીને ક્ષત્રિયજાયીઓએ જૌહર ઉજવ્યો એ નિરખ્યો

गढ तो चित्तोडगढ, और सब गढैयां है

એ ચિતોડગઢ અકબરશાહે જીત્યો. પણ પછી ? શાહોનો શાહ અકબરશાહ એ ભસ્મીભૂત ચિતોડગઢના રાજમહેલેથી ફકીરવેશે આરાવલ્લીની ડુંગરછાટો ઉતર્યો, ને પાયે ચાલી અજમેરીની યાત્રાવાટ લીધી. એ પૂર્વે ૪૫૦૦ વર્ષે કુરુક્ષેત્ર વચ્ચે નદીઓનાં પૂર જેવી ૧૮ અક્ષૌહિણીઓ ટોળે મળી; ઘોર સંહાર મંડાયા; પિતામહ, ગુરુવર્ય, રાજરાજેન્દ્રો, પુત્રો, પૌત્રો, મિત્રો, રથી, મહારથી, અતિરથી યોધરાજો વીરગતિને પામ્યા; ૧૮ તિથિઓભર કાળજોગણીઓએ ઘૂમી

ઘૂમીને ખપ્પર ભર્યાં; સ્વયં શ્રી કૃષ્ણ ભગવાને પાંડવોનો વિજયશંખ વગાડયો. પણ પછી? એ વિજયશંખ ત્હાં સાંભળ્યો કેટલાકોએ? પછી એ અઢાર અક્ષૌહિણીમાંથી રણસંગ્રામ ઉતરીને જીવતી રહી હતી માત્ર દસ મૂર્તિ. અને એની યે પછી ગંગાઘાટે જઈને ચક્રવર્તી યુધિષ્ઠિરરાયે વીરગતિ પામેલા સહુ સ્વજન સુભટરાજોનું શ્રાદ્ધ સાર્‌વ્યું, વ્યાસજીએ મૃત્યુશાયી યોધરાજોનાં પુનર્દર્શન કરાવ્યાં. પણ અન્તે હસ્તિનાપુરમાં સિંહાસનારૂઢ થયે પૂર્વનું ભર્યુંભાદર્યું હસ્તિનાપુર સિંહાસનારૂઢ એ ધર્મમૂર્તિ રણસંગ્રામવિજેતાને ખાલીખાલી ભાસ્યુ. હારેલા તો સદા હારે જ છે, પણ કેટલાએક રણસંગ્રામોમાં તો જીતેલા યે હારે છે. દલપતરામને પણ કાંઈક એવું થયું શ્રી હરિએ બક્ષેલાં દીર્ઘાયુષ્યે અને કાવ્યપ્રેરણાએ કવીશ્વર જીવન જીત્યા, પણ પછી જીવનપટ સૂનો દીઠો અર્ધી સદીના દલપતજીવનસંગાથીઓએ એકે એકે સ્વર્ગની વાટ લીધી. સંસારક્ષેત્રોમાં કોઇક પડખે પાંખ થઇ ઉભા, કોઈકના સાહિત્યઘાવ ઝીલ્યા ને વાળ્યા, કોઈક ઉપહાસતા આવ્યા ને રસપૂજા કરતા બેઠા, કોઇક મ્હોં મરોડતા ને મચકોડતા અને પાછા બિરદાવલિ બોલતા, કોઈક છાયા ઢાળતા ને રાજધ્વજનો કે ધર્મધ્વજનો ચન્દરવો કરી તાપસન્તાપ હરતાનિવારતા· એ ઘણાખરા દલપતસંગાથીઓ પ્રતિરથીઓ ટીકાકારો હિતસ્વીઓ પુણ્યમાર્ગના પ્રેરકહોરકો દલપત-જીવનદેશેથી સિધાવી ગયા. કવીશ્વર આયુષ્ય જીત્યા, સંસાર જીત્યા. પણ અકબરશાહને જીતેલો ચિતોડગઢ અને ધર્મ-રાજાને જીતેલુ હસ્તિનાપુર સૂનકાર ભયંકર શમશમાકાર

ભાસ્યાં હતાં એવો દલપત કવીશ્વરને સંસારપટ સૂનો શમશમાકાર ભાસ્યો. જાહોજલાલીએ ઝગઝગતી ને સોના રૂપાં ને કિનખાબજરિયાને ઝળહળતી રાજસ્વારી કે દેવસ્વારી તો પાઠક ! ત્હમે દીઠી હશે. અને છેલ્લે છેલ્લે એ લોકલક્ષ્મીસોહામણી સ્વારીનો ઉંટડંકો પણ સાંભળ્યો હશે. હણહણતા અશ્વરાજો, ઝમઝમતી રથશ્હેલો, નેજા પતાકા નિશાન, સોનારૂપાની પાલખીઓ, અને ઉત્તરભાગમાં ચાલતા દેવશિખર સમો રાજહસ્તિ કે દેવહસ્તિઃ એ સહુ ગયા પછી આવે છે છેલ્લોવેલ્લો ઉંટડંકોઃ ઘેરો, ખોખરો, કાળખોલ સમો, ઉતરતી ભરતીની છેલ્લી છોળની ભાગેલી ઘોષણાએ ગાજન્તો. વીત્યાની એ વાત બોલે છે, ગયાની જાણે એ જાહોજલાલી ઉચ્ચારે છે. ભૂતકાળના શબ્દ સમો હૈયાપાટે એ વાગે છે ને ગાજે છે. ગયેલું સ્મરી–સ્મરીને, વીતેલું સંભારી–સંભારીને, પછીનો ગુર્જરકાવ્યદેશનો સૂનકારપટ પ્રત્યક્ષ પેખીને, ગુર્જરકવીશ્વરે હાય પોકારી, ધા ગજાવી, કારમી ઠોક આક્રન્દચિચિયારી દેશ ભરીને પાડી કે

નવલ ગયો, નર્મદ ગયો, ગયો જ મહીપતરામ;
દુઃખિયો દલપતરામ છે ઠાલો દેખી ઠામ.

અને પછી નવગરૂડપુરાણ સમા ઘોર ભાવનું ગીત ગાયું કે

સોબતી સિધાવ્યા તારા રે! તું ચેત ચિત્તે.

જ્યારે તું પરણવા ગયો,
ત્યારે જે જાનૈયો થયો,

વિશ્વમાંથી ગયો વહ્યો રે !
તું ચેત ચિત્તે.
સોબતી સિધાવ્યા તારા રે ! તું ચેત ચિત્તે.

એમ ૧૯ મી સદીનો ૯ મો દાયકો સંકેલાયો. અને એમ ૭૨મા વર્ષે કવીશ્વરને જીતેલો સંસાર ક્‍હારેક ક્‍હારેક હાર્યો સમો લાગતો.

---

## પ્રકરણ ૭ મું, સંસારવાડીમાં

---

સખિ ! જો આ શોભે સારાં રે પીંપર ઉપર પંખીડાં.

દલપતરામની સંસારવાડીએ હવે પોપટ ને મોર, મેનાઓ ને કોયલો કલ્લોલતાં હતાં.

દલપતદંપતી ખીલીને પૂર્વે દલપતકુળ થયુ હતું; દલપતકુળ વિસ્તરીને હવે દલપતસંસાર થયો હતો.

દલપતકુળને માંડવડે હવે ડાળખીઓ નંખાઈ હતી, ને દલપતકુળઉદ્યાને હવે કયારીઓ પડી હતી. નિરનિરાળા ફૂલછોડ રોપાયા હતા ને ફૂલવાડી પ્રફુલ્લી રહી હતી. કવીશ્વર ફરતા પૌત્રો ને દૌહિત્રો રમતા.

ઈસ્વી ૩૦–૫–૮૦ની તિથિઓમાં મણિબાને પરણાવ્યાં, છોટાલાલનો ઉપનયનસંસ્કાર ઉજવ્યો, અને ચમનલાલ દલપતકુળની મહેમાનીએ આવ્યા. ઈસ્વી ૧૮૮૭માં વસન્તપંચમીએ છોટાલાલને પરણાવ્યા ને ન્હાનાલાલને ને ચમનલાલને જનોઈ દીધાં. ઈસ્વી ૧૮૮૭માં મગનલાલને ત્યહાં દશરથપ્રસાદનો જન્મ થયો ને દલપતરામને ઘેર પૌત્રની પગલીઓ પડી. ઈસ્વી ૧૮૯૦માં ન્હાનાલાલનાં ને અમારા કાકાની એકાકી પુત્રી જીવકોરનાં લગ્ન કવીશ્વરના વતન વર્ધમાનપુરીમાં થયાં. ઇસ્વી ૧૮૯૩માં ચમનલાલને પણ વતનમાં જ વરાવ્યા. વળતે વર્ષે, ઈસ્વી ૧૮૯૪માં મોહનલાલ મનાયા ને અમદાવાદમાં દલપતઘેર

પૌત્રી રળિયાતનાં લગ્ન થયાં. ૭૪ની વયે કવીશ્વરનો એ છેલ્લો કુટુંબસમૈયો.

સ્વયં દલપતરામના જ વ્હેવાઈઓની નવનત્ર વ્હેવાઈ-વેલો કવીશ્વર ફરતી રોપાઈ હતી.

સન્ધ્યાકાળના પંખેરૂસમૃદ્ધ વડલાના સમું કવિકુળનું ઘર તો સરઅવસરે સગાંવ્હાલાંઓથી લચીનમી જતું, કલબોલથી ગાજી રહેતું. વઢવાણથી ને ઉતેળિયેથી દલપતરામની સાળીઓ ને સાદૂપરિવાર આવતા. ધોળકે ને આંતરસૂબેથી દલપતરામના સાળાઓનાં સન્તાન આવતાં. ધ્રાંગધ્રે ને ધોળકેથી દલપતરામનાં જમાતૃઓ ને ભાણેજડાં આવતાં. દાદા કહીને બોલાવનારાં દલપતરામને વીશેક હતાં.

૧૮૯૦ પછી તો કવીશ્વરના દેહસ્તંભે પણ પેલી બાઇબલભાખી સાત દાયકાની આયુષ્યઅવધિ ઓળંગી હતી, ને સનડાયલ આઠમા દાયકાના આંકડા આલેખતું હતું.

સં+સાર=જગતના શુભ સારને દલપતરામ માણતા હતા.

કવીશ્વરની સન્ધ્યાની મધુરપ શીતળ મીઠડી તેજસ્વિની હતી.

પડછાયા વિનાની સ્હાંજ કોઈએ દીઠી છે? દલપતરામના સંસારે પણ સ્હાંજના પડછાયાઓ પડયા ન્હોતા એમ નહિ. ભરી-ભરી ફૂલછાબથી કવીશ્વરને વધાવીને અમારાં માતુશ્રી રેવાબા ઈસ્વી ૧૮૮૫માં અક્ષરવાસી થયાં; ઘરનાં સુખ ઉગાડનારી અમૃતઝરણી દલપતરામને સૂકાઇ

ગઈ. વઢતાં, ઝઘડતાં, રૂસણે રહેતાં અમારાં જી મૂળીમાએ પણ ૧૯૮૭માં કચ્છમાં જ નિજ પુત્રઘેર દેહ ત્યાગ્યો. સુખના ને વઢવાઢના લ્હાવા આપતી સમાનહકશાલિની–માન માગતી ને માગ મૂકાવતી સમોવડિયણ કવીશ્વરને કો હવે રહી નહિ. મ્હોટાં બહેન જયાકુંવર–જેકોરબા પણ વીરને ઘેર આવી જગત સંકોરી લઇ સદાની સ્હોડવાળી સૂતાં. કવીશ્વરની સંસારવાડી કાળના પડછાયાસૂની ન હતી.

દીકરીએ દલપતરામ દુઃખી હતા. ન્હાનેરી ત્રણ પુત્રીઓનાં દૂભાવાં દલપતરામે દૃષ્ટિએ દીઠાં હતાં. રાયકુંવર ભોળાં ને ભદ્રિક હતાં; હરિબા એમનાં માતુશ્રી મૂળીમાનાં સમાં જબ્બર ને પાવરધાં હતાં. વીજકોર, સરસ્વતીચન્દ્રમાંની અલકકિશોરી સમાં, તાતતેજસ્વિની ને બાજરમાન હતાં. સૌથી ન્હાનાં પુત્રી મણિબા ગોરી ગાય જેવાં ઉજળાં ને ગાય જેવાં ગરીબ હતાં. એક વીજકોર વિના સૌએ દલપતરામની સેવામાં દોહિત્રો ને દોહિત્રીઓ ધર્યાં હતાં. વીજકોર દલપતઘેર રહી બ્રતે પિતૃસેવા કરતાં.

સૌને ય લાંબા આયુષ્ય એટલે એકલપન્થીના પન્થ. ન્હાનપણાના તોફાનગોઠિયા, જુવાનીના જુદ્ધસાથીડા, આધેડ વયના પટા ઝીલનારા ને ઝીલાવનારા કવીશ્વરના સમવયસ્કો હવે કોક રહ્યા હશે. ફારબસ તો જાણે હાથતાળી દઈ ગયો હતો. કર્ટિસ ને હોપ સ્વદેશ જઇ નિવૃત્તિ સેવતા હતા. '૮૬માં ભોળાનાથભાઇ ને નર્મદ પરલોક સિધાવ્યા. '૮૮માં નવલરામ પંચત્વ પામ્યા. '૯૧માં મહીપતરામ

વિદેહ થયા. કો મહાન નૌકાસંગ્રામમાં સંગાથી જહાજો ડૂબી જાય ને એકાકી કો એકલશઢ નૌકા મહાસાગરે એકલપન્થ ખેડતી પાછળ રહે, એવા દલપતરામ હવે કાળનો સાગર ખેડતા હતા, ને કળકળતી આંતરડીએ અન્તર્યામી આત્મા વિરહપોકાર પાડતો.

અપ્રતિરથ સંસાર એ સંસારજોદ્ધાને આશીર્વાદ છે કે શાપ?

કવીશ્વરનો સંસાર ગુણાતો હતો તેમ સ્મરણોની ભૂતાવળે ગુણાતી હતી. સંસારવાડીએ સહુની પેઠે દલપતરામનું એક પગલું સૂર્યતેજમાં પડતું ને બીજું પગલું પડછાયામાં પડતું.

ચૌદેક વર્ષની કિશોરવયથી પાળીપોષી ઉછેરેલા બુલાખીભાઈ; દશેક વર્ષો દેશપરદેશે હારે વિચરેલા કાશીશંકર; અહર્નિશ વૃત્તાલયે દેવસમી સેવા કરતા જગદીશાનન્દજીઃ એ ત્રણ તો જાણે દલપતરામની દત્તક પુત્રત્રિપુટિ હતી.

સ્વદેહનાં અંગોને સહુ જતનથી જાળવેસંભાળે છે; ને ન સંભાળે તો સ્વઅંગોનો પીડવાપજવવાનો હકક્ મનાયો છે. પરઅંગ કો ડંખે તો રત્નજડી સોના વીંટી યે ઉતારીને લોક અળગી કરે છે. મહાજનની–કે મહારાજ્યની–પરીક્ષા ને પારખાં સ્વઅંગી નિજ પુત્રપુત્રીઓની જતનવરધીમાં નથી; પણ પરગોત્રી જ્યહારે સ્વગોત્રમાં આવે છે ત્યહારે ગોત્રસમાસ કેવોક અપાય છે એ અવસરયોગ તે મહારાજ્યનો ને મહાજનનો પરીક્ષાયોગ. પુત્રપુત્રીઓ કરતાં પુત્રવધૂઓ ઉચ્ચારે એ સાચા મહાજન.

દલપતઘેર આવીને સહુ પુત્રવધૂઓ બે હૃદયશણગાર પહેરતાં શીખતી. પ્રથમ પહેલો તો સ્વામી નારાયણ સંપ્રદાયનો શણગાર. પુત્રો કરતાં યે દલપતકુળની પુત્રવધૂઓ અધિકી સંપ્રદાયસંસ્કારિણી થઈ રહેતી.

અને બીજો શણગાર સજતી કુળગૌરવની મનમ્હોટપનો. દલપતકુળના કુળગૌરવનું દલપતપુત્રો કરતાં યે પ્રધાનતઃ દલપતપુત્રવધૂઓએ ગુણઅધિકું જતન કીધું છે. સર્વ દેશે ને સર્વ યુગમાં સંસ્કૃતિની સંરક્ષણહારીઓ તો કુલાંગનાઓ જ છે ને ?

ચારચાર સોહાગણોના સોહાગે કવીશ્વરનું ઘર ઝળાંમળાં થતું.

સહુ પુત્રવધૂઓ વડિલ શું વાતો કરતી, પુત્રપુત્રીઓની પેઠે જ કવીશ્વરને 'બાપા' કહી બોલાવતી. સહુ કુળવધૂઓ સ્હમજતી કે કુળના મોભ ને થંભ દલપતરામ છે. સહુને થતું કે દલપતકુળની દેશકીર્તિની પોતે ન્હાનીમ્હોટી તેજદીવડીઓ છે. ગુજરાતના સંસ્કારી અવિભક્ત કુટુંબવાસોમાં આ ભાવ વિરલ નથી.

દલપતકુળની કોક જ કુળવધૂ કજિયાળી હશે. અમારાં ભાભૂ તો બિચારાં વર્ષોથી દુઃખિયારાં છે. અમારાં મ્હોટાં ભાભૂએ તો દલપતરામ ન નિભાવી શકયા એ ભૂળીમાને જીંદગીભર નિભાવ્યાં એ જ મ્હોટાં ભાભૂની ગુણગંભીરતા.

આતિથ્ય મનમ્હોટપને વિદ્વદ્શુશ્રૂષા દલપતરામ માણેકલક્ષ્મીને જાણે ભળાવી ગયા છે. ' મણિ બ્હેન'ની મહેમાની

ને ગુણવિશાળતા સોરઠ ગુજરાત ને મુંબઈ જાણતાં. દેહે ને દેહીએ ભારેખમ, ગજગતિએ મલપતા કાન્ત; ઓંકારનો પ્રલંબધ્વનિ શંખનાદ ગજવતા પઢિયારજી; નાચતા ને ગાતા, સાદા, શીળા, જળના કુંભ સમા બાવા મોહનદાસજી; ગુજરાતી સાહિત્યપરિષદનાં માતાપિતા સમાં રણજિતદમ્પતી; બુલન્દ સૂરે કલાપીવિરહ લલકારતા મસ્ત કવિ; મંજીરાની મંજુલ વાણી રણકાવતા લલિતજી; ' મણિ બ્હેન 'ની મહેમાનીએ આવતા. વર્ષમાં એકબે વાર દલપતસંવત્સરીએ કે દલપતશ્રાદ્ધતિથિએ રાજકુમાર કોલેજમાંથી રાજકુમારોને અમે જમવાને ન્હોતરતાં. દલપતસંવત્સરી તો ઘરમાં સાચા સ્મરણઉત્સવ સમી ઉજવાતી. થિયોસોફીનાં પંડિતા લીલિયન એડગર કે જૈનપંડિત લાલન, આર્યસમાજી પંડિત બાળકૃષ્ણ શર્મા, મુંબઇ પ્રાર્થનાસમાજી દેશદાઝજ્ઞ વિઠ્ઠલરાવ શીંદે, કેશવચન્દ્ર સેનના દૌહિત્ર રાજકુમાર વ્હીકટર, સ્વામીનારાયણના સન્તો, ભિક્ષુ અખંડાનન્દ, સન્નારીશારદાપીઠના સંસ્થાપક પ્રો. કર્વે–' મણિ બ્હેન 'ની મહેમાની સંપ્રદાયપર હતી. એકાદશીએ એકાદશીએ જાગનાથના ખાખી બાવા લાલદાસજી આવતા, દક્ષિણા લઈ જતા, ' મણિબા ! તું દુઃખ નહિ પાવેગી 'નો આશીર્વાદ પોકારી જતા. ચારછ માસે કો રાજવી યે પધારતા. રાજવીઓ ને રાજકુમારો, સાધુસંન્યાસી શેઠિયા, ભક્તો વિદ્વાનો અમલદારો કવિપંડિતોને એ દલપતકુળવધૂનાં આતિથ્યઆદર પીરસાતાં. મદ્રાસી બગીચાશાસ્ત્રી આયંગર જૂનાગઢથી કે બંગાળી રાધારલ્લભી સ્વામી સચ્ચિદાનન્દજી વૃન્દાવનેથી મણિબાને ઘેર આવતા. મદ્રાસના ઝવેરી ગોપીનાથ ટોકર, ગાયકવાડ મહારાજના

મણિબાને સોંપી ગયા છે. માણેકબા દલપતકુળની કુળયો-
ગિની છે.

મ્હોટાં ભાભૂની ગુણગંભીરતા ને મણિબાની ગુણવિ-
શાળતા એ બન્ને ય સાચાં; છતાં દલપતકુળની કુળપ્રભા
તો છોટાલાલનાં પત્ની ગંગાજી. એ તેજ, એ ગૌરવ, એ
પ્રતિષ્ઠા, એ ઓછા પગારનો સમાસ, એ સ્વામી નારાયણની
શ્રદ્ધા, એ વડતાલ ને ગઢપુરના દીર્ઘવાસ, એ ઉજ્જ્વળ કુળની
ઉજળામણ દલપતકુળવધૂને છાજતાં હતાં. સાથેસાથ ગંગા
ભાભી દલપતકુળનાં ગંગાજી હતાં. વસન્તપંચમીએ દલપત-
ગોત્રમાં આવેલાં ગંગાજી વસન્તસુવાસિની હતાં. પણ
એમની વસન્તવાડી ક્રૂર દૈવે કવેળાએ ભેળી નાંખી છે.
ગંગા ભાભી એટલે દલપતકુળની કુળદીવડી.

પરઘેરથી દલપતઘેર આવેલી પુત્રવધૂઓ પછી પુત્રી-
અધિકડી થઈને રહેતી. દલપતરામના દેહઅવસાને પુત્રો
કરતાં પુત્રવધૂઓ વધારે રોઈ હતી. દલપતકુળમાંનો પરગો-
ત્રનો કુળસમાસ કવીશ્વરશોભતો હતો.

દલપતરામને આંગણે ચોગઠું છે, ને ચોગઠા વચ્ચે
ભાંભળો પણ અખંડઝરણીનો કૂવો છે. આખી પોળ એ
કૂવાનું પાણી વાપરતી, આજના નવયુગ પૂર્વે પોળની
પનિહારીઓ પાણી ત્ય્હાં ભરતી. કૂવાનો પગથાર એટલે
ઓખાહરણ રામાયણ મહાભારતના કથાકાર વ્યાસજીની
કથાપાટ. વિશાળા સ્વામીમન્દિરના દેવમન્દિરની ડુંગરઉંચી
શિખરત્રયીની ધ્વજછાયામાં દલપતકુળનો કુળવાસ હતો.

આરતીના ડંકા, દેવઉત્થાપનનાં દુંદુભિ, ધર્મમન્દિરનાં ચોઘડિયાં દલપતકુળની લ્હારની પ્રહરેપ્રહરે વાગતી ઘડિયાળો હતી.

પાંચે પ્રહર આદરતાં ઉઘાડાં દલપતરામનાં દ્વાર હતાં. ચોકમાં ઉપરથી અજવાળાં વરસતાં ને વચ્ચે હીંચકો હીંચકતો. દેવતા લેવા કે દીવો કરવા આવેલી પાડોશણ કે છાછર લેવા આવેલો પાડોશી ઘડીક કવીશ્વરને હીંચકે હીંચી જતો.

ચોમાસે રેવાબા ચોક ભરતાં એ દિન અમ બાળકોને આનન્દખેલનો થતો. લૂગડે ખાળ છાંદી, વધોજળે ચોક ભરી, રેવાબા કુળનો મેલ ઉતારતાં, ને અમે બાળકો ચોકના સરોવરમાં પાટલીઓનાં નાવડાં તરાવતા. કાગળની હોડીઓ, ચારખૂણિયાં જહાજ, કે પાણી કાપતી છરાવાળી કાગળનૌકાઓ તો ઝરમર ઝરમર ઝરતા વરસાદમાં પોળની નીકોમાં અમે ખેલાવતા. ઉતરતે પહોરે ચોક કોરો થાય ને અમે કોરા થઇએ, પછી સૂંઠ ગોળ ને ઘીની ગોળી ખવરાવી રેવાબા અમારાં વરસાદનાં ન્હડયાં શીત ઉતારતાં, ને અંગમાં ઉષ્મા પાછી લાવતાં. માળે પંખિણીની બચ્ચાંઓને હોય એવી રેવાબાની અમ બાળકોને હૈયાહુંફ હતી.

ઘરની પરસાળ એટલે કુળનો સમારંભઓરડોઃ સ્ત્રીવર્ગનો એ સત્કારખંડ, મન્દવાડવેળાનો એ આરોગ્યખંડ, અવસાનવેળાનો મૃત્યુખંડ, શ્રાદ્ધતિથિનો શ્રાદ્ધખંડ, લગ્નવરઘોમાં કુળદેવી ગોત્રજને પધરાવવાનો ગોત્રજખંડ. એ પરસાળમાં સીંતોમાંથી હૂનાળે શીતળતા નિઝરતી ને

શિયાળે ઉષ્મા સ્ફુરતી. રેવાબાનો એ રણવાસ. પડતી રાત્રિએ રેવાબાને ત્‍્હાં અમે બાળકો ઘેરી વળતાં. 'બા! કહોને' 'બા! કહોને' કહી કહીને પજવતાં કે રીઝવતાં. બા વાત માંડે ત્‍્હાં સૂધી, સૂર્યમુખી ફૂલને કિરણો આમ-તેમ સૂર્ય ભણી વાળે તેમ, અમ અંગુલિઓ અમારા મુખ શું બાનું મુખ માંડતી. પછી સ્હાંજરે મન્દિરકથામાં સાંભળેલી ધ્રુવપ્રહ્‍લાદની કે અભિમન્યુની વાર્તા બા અમને કહેતાં.

રેવાબાને ત્‍્હાં બેઓ વર્ષની કમોદ ભરાતી, બેઠિયુ બેઠિયુ ઘઉં સંઘરાતા. મહિનેમહિને મણમણ ઘીનો દેવરો આવતો. એમના ભરેલા ઠોકાર જેવાં રેવાબા, રેવાજી સમાં, ભર્યાં ભર્યાં ગંભીરમૂર્તિ ભાસતાં.

રેવાબા કીર્તનો ગાતાં. એમનું મનગમતું ને વારંવાર ગવાતું કીર્તન હતું

> કેમ કહો છો ગાય ન્હોતી? મ્હારા વ્હાલા!
> કેમ કહો છો ગાય ન્હોતી રે?
> સોના શીંગડીએ ને રૂપાની ખરીએ,
> હીરની દોરીએ હતી રેઃ કેમ કહો છો.

પ્હરોડિયે રાવણહથ્થાળો ભરથરી બારણે આવતો ને 'પરભાતના પ્હોરમાં દીઠા ડાકોરમાં' એ પ્રભાતિયું લાંબે ઘેરે મોરલાને સૂરે લલકારતો. પડતી રાત્રે એક હાથમાં હાથફાનસ ને બીજે હાથે ખપ્પર, ખભે લટકતી ઝોળી, ને કેડે કટીમેખળાના ઘૂઘરા ઘમકાવતો, અહાલેક

ચોકારતો ભૈરવનાથનો ભદ્રમૂર્તિ બાવો આવતો. પહેલે પહોરે 'વિદ્યાર્થીના આશીર્વાદ' આપવા બારણે વિદ્યાર્થીના મેડાના મન્દિરવિદ્યાર્થીઓ આવતા, ને 'નારાયણ હરે, શ્રી સચ્ચિદાનન્દ પ્રભુ'નો પોળભરતો ભક્તિલલકાર લલકારતા સ્વામીમન્દિરના સાધુસન્ત ઝોળીએ આવતા. મધ્યાહ્નોત્તર આંગણે સ્ત્રીમંડળનો માંડવો ભરાતો. કોઈ હીર કહાડતું હોય, કોઈ રહેંટિયો કાંતતું હોય, કોઈ નવાંજૂનાં વસ્ત્રશીવતું હોય, કોઇ સોનારૂપાની તારની કન્દોરીઓ ગૂંથતું હોય, કોઇ માથામાં ધૂપેલ નાંખતુંનંખાવતું હોય. ત્યહારે ત્યહાં 'જીવરામ ભ-અ-ટ ઓ! ત્હમારે કેટલી બાયડીઓ?' 'અમારે બાર બાયડીઓ :' એમ વેશ ભજવતા ને સ્ત્રીમંડળને હસાવતા 'જીવરામ ભટ્ટ' આવતા; અથવા

વનમાં ભૂલી પડી રે! ચેલો કય્હાં ગયો કાનૂડો?

એમ મૃદંગમીઠડે ઘેરે શબ્દે ગાતા ને કાનૂડાને શોધતા-શોધાવતા, મધુરી લકકડકરતાલો આંગળીઓમાં પટપટાવતા કરતાલી આવતા. ગુજરાતી નિશાળનો ઘોરી માર્ગ કવીશ્વરની પછીતની ભેખડને અડકીને વહતો. સ્હાંજે નિશાળિયાની ઘેર છૂટતી તે દલપતઘર આગ્યે

રચ્યા છે રૂડા છન્દ દલપત્તરામે

એ દલપતરચ્યુ ચરણ ઉચ્ચ સ્વરે ગાતી ગાતી, દલપતરામને દલપતકવિતા સંભળાવતા સંભળાવતી વિચરતી, ને દલપતકાવ્યકીર્તિ ઘરઘરમાં લઈ જતી.

શાળાબાળકોને કવીશ્વર પ્રત્યે ભાવ હતો એવો જ

કવીશ્વરને શાળાબાળકો પ્રત્યે ભાવ હતો. દલપતરામને ઘેર આનન્દોત્સવ હોય ત્હારે શાળાબાળકોને પતાસાં ઈનામ કે જમણ ઘણી વેળા મળતાં. છોટાલાલ પાસ થયાના સમાચાર મળ્યે વડતાલનાં શાળાબાળકોને પતાસાં વ્હેચ્યાં હતાં. ન્હાનાલાલના ને ચમનલાલના લગ્નપ્રસંગોએ વઢવાણ કન્યાશાળાની કન્યાઓને જમાડીને કવીશ્વરે હર્ષ ઉજવ્યો હતો. દલપતકુળના કેટલાક ઉત્સવો બાળશાળાઓમાં ઉજવાતા.

કવીશ્વર વારંવાર કહેતા કે મ્હારે માટે ગામેગામ બે સત્કારઉતારા માંડેલા જ છેઃ એક સ્વામી નારાયણનું મન્દિર ને બીજું મહેતાજીનું ઘર.

ચોગઠામાં પોળનું પંચ મળતું ને બાળબાળાઓનો એ રમતચોક હતો. અજવાળિયામાં પૃથ્વી ઉપર ચન્દનીના પાટ પડયા હોય ત્હારે એ તેજછાયામાં તલકછાંચડીની રસિક રમત બાલિકાઓ રમતી; અને અન્ધારિયામાં મ્યૂનિસિપાલિટિનાં ફાનસો અન્ધકારને દાખવતાં હોય ત્હારે તેજઅન્ધકારના એ દીપપટાઓમાં 'બાઈ! બાઈ! ચારણી'ની રમત રમતી. શેરે કાંકરડી, અડકોદડકો, લકૂકડદા, ઘરઘર, ઢબૂ ઢબૂ; બાળકીઓની એ અન્ય રમતો હતી 'ભૂલી' 'નથી ભૂલી' ને 'મોરૂ! મોરૂ!' પરિધિવાળી ઉભેલા બાલિકાવર્તુળમાં દોડતી બાળાઓની એ રસભરેલી રમતો હતી. કય્હારેક બાળસહિયરો સજોડલે કુદડીએ ફરતી, કય્હારેક બાળસખીમંડળ ગરબા ગાતું. શણગારેલી દેવપૂતળીઓ સમી શ્રાવણ માસનાં ઝરમરિયાંઓમાં સહુ

ગાયો પૂજવાને જતી. લાડતી વાછડીઓ માથાં ઉછાળે એવી ચેતનચમકારતી પોળબાળાઓ હલેતી ને લાડસચ્ચૂલતી ઉછરતી.

બાળકોની ઋતુઋતુની રમતો હતી. દેવદિવાળી ઉતર્યે ઉત્તરાયન સૂધીનું પતંગપર્વ ગણાતું. પછી હોળીમાં ચોગઠા વચ્ચે ચીંચવો રોપાતો, ને નગારાં વગાડતી હોળીની ઘેર જામતી. ખ્હારિયો દા હૂનાળાની રાત્રિની ને મોઈદંડા હૂનાળાના બપ્પોરની રમતો હતી. ભમરડા કચ્ચાં પથરીઓ કાચ્છિયા એ ચોમાસામાં ખેલાતાં. નવરાત્રિમાં રાજકોડી રમાતી, ને 'રામ લક્ષ્મણ જાનકી'ની ઘેર બોલાતી. પોળે પોળે ગરબા કોરાતા, લ્હાણીઓ થતી; લોક ગરબા જોવા નીકળતું, ને રહ્યાંસહ્યાં મ્યૂનિસિપાલિટિનાં ફાનસો ફોડતું. એરંડો ઢગલી દા ચોરરાજા એ તો બારે માસની રાત્રિરમતો હતી. કવીશ્વરને મ્હોટે ઓટલે રાત્રિના દસદસ વાગતાં સૂધી બાળકો કલબલતાં. એમની માવરો 'ઓ છોટિયા!' 'ઓ મગનિયા!' પોકારતી બોલાવી જતી કે કલ્લોલતા બાળકોને કવિઘરમાંથી જાળીમાં થઇ પાણી છંટાતું ત્યહારે બાળમંડળી વેરાતી. સંક્રાન્તિસંક્રાન્તિએ અમારે સ્હામે ઘેર બોરની ઉછામણી થતી, હોળીએ હોળીએ વેઢા ઉઘરાવવાને ઘેરૈયાની ઘેર નીકળતી. પોળમાં લાકડાનાં ગાડાં આવ્યાં હોય ત્હેમની કનેથી હોળીનું આડુ લેવાને બાળટૂકડી પોળબારણે આડ થઈ ઉભતી. વેઢા ને આડુ પોળના બાળકર હતા ને સહુ આપતા. પાડાપાડોશીનાં કામ કરવાને પણ બાળસેના ત્હારે તત્પર

રહેતી. પછી પાડોશીઓ ટેટી કે તડબૂચની ચીરો કે પાંચ –પાંચ બોર એ સેવાભાવી બાળસેનાને વહેંચતાં. કૂતરાની શેરીસવારી કરનારા યે ત્યહારે અમ બાળમંડળમાં ન્હોતા એમ નહિ. પોળના બાળકો ચેતનવન્તા આનન્દી ને પરગજૂભાવનામાં રંગાતા મ્હોટા થતા. પોળના એ સેનાનીઓ ને સ્વયંસેવકો હતા.

અને કવીશ્વરના ઘરનો કુળકલ્લોલ વિદ્દ્વાસને ને સરસ્વતીઆશ્રમને શોભતો હતો. જુવાનીમાં વઢવાણમાં જ્યોતિષનો ને જ્યોતિષને અંગે ગણિતનો વિદ્યાભ્યાસ પોતે કરેલો અને ત્હેમાંથી આશ્ચર્યાનન્દ પમાડે એવા કેટલાએક કોયડા વીણી લીધેલા હતા. તે કોયડાઓની પ્રશ્નોત્તરી કવીશ્વરના ઘરનો કુળકલ્લોલ હતો.

વરસ બેસતાં બારમી તારીખ તે સંક્રાન્ત;
જુન પાંચમીએ જઈ મળે રવિ મૃગશર નિર્ભ્રાન્ત.

એ દલપતજ્યોતિષીનું કવિવચન કવીશ્વરની હયાતિમાં તો ખોટું પડયુ નથી. કવીશ્વર વિદેહ થયા, સૈકો પલટાયો, અને ચાર–ચાર વર્ષે આવતા Leap yearના જેવો વીસમી સદીનો સૈકો પણ Leap સૈકો બેઠો, એટલે એ ઇંગ્રેજી માસની દલપતભવિષ્યવાણુ પલટાઈ ગઈ. એવા અન્ય કાવ્યવિનોદ ભૂતકાળની દેશી તિથિ કે ઇંગ્રેજી તારીખનો વાર શોધવાના હતા. બન્ને ય ગણિતવિદ્યાનો દલપતકાવ્યમાં છે. આગન્તુક કો વિદ્વાનની કનેથી પ્રશ્ન લેવાય, કાવ્યગણિત શીખવેલા સન્તાનને મુખેથી તિથિનો વાર કહેવડાવાય, અને સો વર્ષના પંચાંગમાંથી તાળો મેળવાય.

પંચાંગની સાક્ષી વાંચી અતિથિ આશ્ચર્યાનન્દ પામતા.

ચાર વસ્તુઓની ગોપનવિચારણાનો ' કચ્છ દેશ ચોથે ભાગ ' નો ગણિતખેલ તો પૂર્વે વર્ણવાઈ ગયો છે.

કુળઈતિહાસનું સંશોધન કરી કવીશ્વરે નિજ કુટુંબવૃક્ષનો આંબો છપાવ્યો હતો, અને ૧૪મી પેઢીએ વડિલ અણહિલ્લપુર પાટણમાં રહેતા એ સંશોધ્યું હતું. ચૌદે પેઢીઓનાં નામ બાળકોને મુખપાઠ કરાવાયાં હતાં, અને મહેમાનો સન્મુખે એ ૧૪ પેઢીઓનું પેઢીનામું કવીશ્વર બોલાવતાઃ જાણે નિજ કુટુંબવેલનાં ન્હાનકડાંઓ ચૌદ લોકનાં ચૌદ પગથિયાં ગણાવતાં ન હોય!

બીજાં પણ અક્ષરગણિતના કોયડાઓ સમાં મુખગણિતનાં લેખાંકોયડા બાળકોને પૂછાતાં ને શીખવાતાં. દા. ત. બે પાડોશી દાણાવાળા દાણાના ઢગલા લઈ ને બેઠા છે. એક કહે ત્હારામાંથી મણ મ્હને આપે તો આપણે સરખા થઇયે. બીજો કહે ત્હારામાંથી મણ મ્હને આપે તો હું ત્હારાથી ૩૩ ગણો થાઉં. ત્યારે બન્નેના મૂળ ઢગલા કેવડેવડા હતા?

કારેલાં પૈસાના અડધો શેર મળે છે; ગવાર પૈસાનો બશેર મળે છે; ભીંડા પૈસાના દોઢ શેર મળે છે. અમને ત્રણ પૈસાનું ત્રણ શેર શાક લાવી આપો.

મણમણનાં બે મ્હેતો—મ્હેતી,
અધમણનાં બે મ્હેતોલાં;
હોડી ઝીલે મણનો ભાર,
તે ઉતારો પેલી પાર.

એક હતો મદારી. ઘાસનો ભારો, બકરી, અને વાઘને લઈ ને ગામોતરે જતો હતો. વચમાં આવતી'તી નદી. ત્રણે વાનાં સંગાથે લઈને ઉતરાય એમ હતું નહિ. બે હાથમાં બે લઈ ને ઉતરાતું. ઘાસ ને બકરી જો એકલાં પડે તો બકરી ઘાસને ચરી જાય. બકરી ને વાઘ એકલાં પડે તો વાઘ બકરીને ખાઈ જાય. એ મદારી કેવી રીતે નદીપાર ઉતર્યો ?

રૂમાલ કે ખેસની લક્કડગાંઠ છૂટી જવાનો ખેલ કવીશ્વર પોતે કરતા. મળવાને આવ્યા હોય ત્હેમનો રૂમાલ કે ખેસ પોતે માગી લે. ન્હાના લખોટા જેવડી અને લખોટા જેવી કઠ્ઠણ એના બે છેડાઓની ખેચીને ગાંઠ વાળે. પછી એ ગાંઠના છેડા ખેંચવાને અને પારખવાને કપ્પડધણીને આપે. અને પછી વસ્ત્ર લઇ, ગડી વાળીને મૂકે. કપ્પડધણી પછી કપડું ઉખેળીને જૂએ તો લખોટા જેવડી લક્કડગાંઠ સાવ છૂટી ગયેલી પેખે, અને એ જાદુઇલમનો ખેલ જોઈ જોઈ હસે. સુરતમાં જાદૂગરોનો સામનો કવીશ્વરે સાવ વૃથા કીધો ન હતો.

ગણિતના કપરા કોયડા હતાં બે. એક લીંબૂ વેચનારો બજારમાં લીંબૂ વેચવાને બેઠો હતો. એવે એક વાણિયો લીંબૂ ખરીદવાને આવ્યો, ને ભાવ પૂછયો. વેચનારે કહ્યું: આ ટોપલીમાંનાં પૈસાનાં ત્રણ લેખે છે, અને આ ટોપલીમાંનાં પૈસાનાં બે લેખે છે. દરેક ટોપલીમાં ત્રીસ-ત્રીસ લીંબૂ છે. વાણિયાએ કહ્યું, ભલે; બે પૈસાના પાંચ લેખે બધાં યે લીંબૂ હું લઇ લઉં છું. વેચનારે હા પાડી, અને

વાણિયે સાઠ લીંબૂ ગણી લઈ ચોવીસ પૈસા આપ્યા. પેલો વેચનારો કહે મ્હારા તો પચ્ચીસ પૈસા થાય. તકરાર મહાજનની દુકાને ગઈ. મહાજનનો મૂનિમ વિચારવમળમાં પડયો કે બન્નેયના હિસાબ સાચા છે. તો એક પસાની ભૂલ આવી ક્ય્હાંથી ?

અત્તરના ચાર વ્હેપારી ભાગીદારો અત્તર વેચવાને નીકળ્યા. બત્રીસબત્રીસ તોલાના ત્રણ સીસાઓમાં બહુમૂલું છન્નુ તોલા અત્તર ભરેલું હતું; અને એક પચ્ચીસ તોલાની અને બીજી સાત તોલાની એમ બે ખાલી શીશીઓ હતી. બીજું કાંઈ તોલમાપ સંગાથે હતું નહિ અન્તરિયાળ વનવગડે અત્તરિયાઓ તકરારે ચ્હડયા, અને અન્તે ઠર્યું કે ચારેએ ચાર ભાગ વહેંચી લેવા. પછી દરેકે ચોવીસ-ચોવીસ તોલા અત્તર વહેંચી લીધું. એ વગડાની વહેંચણ કેવી રીતે કીધી ?

આવા આવા વિદ્વતજનશોભતા કવીશ્વરના કુટુમ્બ-કલ્લોલ હતા

ઘરકામ કરવાને રહેતા નોકરો પણ દલપતકુળમાં રહીને કુટુમ્બીજન જેવા બનતા. સૌ સત્સંગી થતા, ન્હાતાધોતા, અને ચોખવટ પાળી ઉજ્જવળતા ધારણ કરતા. કોક કીર્તન ગાતાં શીખતા, કોક કાવ્યોનાં અક્ષરમાત્રાઓ ગણતા. એક બ્હારોટ નોકર આવ્યો હતો. ત્હેણે તો શરદ્પૂર્ણિમાની રાસલીલાના બ્રહ્માનન્દ સ્વામીના કપરા છન્દો મુખપાઠે કીધા હતા અને કવીશ્વરની ચંપી કરતાં કરતાં પડતી રાતને તે ગજાવતો.

દલપતકુળનો ખરો કુળકલ્લોલ જામતો હતો વાળુ પાછીની જામતી રાત્રિએ. ભાભીઓ પરસાળમાં બેઠેલાં હોય, બે નણંદો પરસાળની બે બારસાખોને અઢળીને ઢળેલી હોય, હીંચકે બે વીરાઓ રામલક્ષ્મણ સમા હીંચકતા હોય, એકાદ વીર નીસરણીને પગથિયે બેઠો લાડતો હોય, ગામનાં ને દેશનાં ગપ્પાં, ઉડતી વીજળીઓ જેવાં, ચોક વીંધી ઉડતાં હોય, ને કાચફાનસમાંનો દીવેલદીવડો અન્ધારાનું અજવાળું કરવાને ટમટમતો હોય ત્હાં નિજ દેવસેવા સમીપના ચોકમાં પડતાં છજામાં ઉપર કવીશ્વર આવે અને કુટુમ્બછત્રછાયા જેવા અધ્ધર ઉભે. અને પછી પ્રશ્નોત્તરી ચાલે. એ પ્રશ્નોત્તરી ન્હાનીસની ન હોય; જીવનમૃત્યુની વાતો હોય કે પરમેશ્વરી કથા હોય.

પ્રથમ પ્રશ્નોત્તરીમાં કવીશ્વર સરકારને મર્યાદા ન્હડાવતા.

છજે ઉભા કવીશ્વર પૂછતા કે ત્હારે કહો એવો કિયો ગુનોહ છે કે જે ગુનોહ કોઇ કરે તો ત્હેને સરકાર સજા કરતી નથી; પણ એ જ ગુનાહનો કોઇ પ્રયત્ન આદરે ને નિષ્ફળ નીવડે તો ત્હેને સરકાર સજા કરે છે.

ગુનાહની નિષ્ફળતાની સજા ને સફળતાની સજા નહિ એવો તે ન્યાયી કહેવાતી ને સુધરેલી સરકારનો કાયદો હોય ખરો ? વિચારલીન કુટુમ્બમંડળ અનુત્તર રહેતું. પછી કવીશ્વર ઉત્તર કરતા કે એ ગુનોહ તે આપઘાત. આપઘાતના ગુનેહગારને સજા નથી, સજાની એ પર છે. પણ આપઘાતનો મિથ્યાપ્રયત્નશીલ સજા પામે છે.

સરકારને એમ મર્યાદા ચ્હડાવી પછી કવીશ્વર સર્વશક્તિમાન પરમેશ્વરને પણ મર્યાદા ધરાવતા. પરબ્રહ્મને યે એકવારકી તો આણ દે એ સાચા કવીશ્વર.

કવીશ્વર કહેતાઃ પરમેશ્વર તો कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम्—સર્વશક્તિમાન છે ને?

સન્તાનોઃ હા સ્તો.

કવીશ્વર : ત્ય્હારે કહો. હરકોઇ રાજવી કરી શકે છે એવી એ સર્વશક્તિમાન શ્રી હરિ કઇ સજા મહાકરપીણ ગુનેહગારને પણ કરી શકતા નથી.

સર્વશક્તિમાનને પણ મર્યાદા ધરાવતા પિતાપ્રશ્ને સન્તાનો દિગ્મૂઢ થતા, અનુત્તર રહેતા, અને કહેતા કે સર્વશક્તિમાનને તે મર્યાદા કેવી વળી?

અદ્ધરથી પડતી આકાશવાણી સમી વાણે પછી કવીશ્વર ઉત્તર દેતા કે શ્રી હરિની સજામાં યે દયા વસે છે. પાપીમાં પાપીને યે શ્રી હરિ નિજવિમુખ કરતા નથી. ભગવાન કોઇને દેશવટો દઈ ન શકે, દેશનિકાલની સજા કરી ન શકે. કારણ કે બ્રહ્માંડને છેડે કોઈ જાય તો ત્ય્હાં પણ પરમેશ્વરી રાજ્યઆણ પ્રવર્તે છે.

૧૯ મી સદીની છેલ્લી તિથિઓમાં દલપતકુટુંબના કુળકલ્લોલ આવા સરસ્વતીમન્દિરને શોભતા હતા. ભર્યા સરોવર સમા ગાજતા એ ચોકમાં આજે તો વિજનતા ગાઢ સૂનકાર ને શમશમાકાર પથરાયેલાં પડ્યાં છે.

નિત્યકર્મમાં કવીશ્વરને હવે એક જ કામ કરવાનું રહ્યું હતું: સ્હવારસ્હાંજ બે ટાણાં મન્દિરે કથાવાર્તામાં જવાનું, ને ક્‌વ્હારેક ઉગે એ કવિતા લખી લેવાનું. દલપતરામે સંન્યસ્ત લીધું ન્હોતું, પણ ગૃહસ્થસંન્યાસીના ધર્મ પાળતા. પ્હરોડિયે પ્રભાતિયું ગાતા ગાતા ઉઠતા:

પ્રાત ભયો, મનમોહન પ્યારા ! પ્રીતમ ! રહ્યા શું પોઢીને !
વારંવાર કરૂં છું વિનતિ જગજીવન ! કર જોડીને:
પ્રાત ભયો, મનમોહન પ્યારા !

ઘરઘરથી ગોવાળા આવ્યા દર્શનકારણ દોડીને;
આંગણિયે ઉભી વ્રજબાળા મહી વ્હલોવાં છોડીને·
પ્રાત ભયો, મનમોહન પ્યારા !

બહુરૂપી દરવાજે બેઠા શંકર નેત્ર ખોડીને;
મુખડું જોવા આતુર મનમાં જોરે રાખ્યા ઓડીને:
પ્રાત ભયો, મનમોહન પ્યારા !

ભૈરવ રાગ ગુણીજન ગાવે તાન મનોહર તોડીને;
બ્રહ્માનન્દના નાથ વિહારી ઉઠયા આળસ મોડીને:
પ્રાત ભયો, મનમોહન પ્યારા !

એમ પ્રભાતી ગાતાં ગાતાં કવીશ્વરનું બ્રહ્મમુહૂર્ત વીતતું. પડતા સ્હવારે અમે બાળકો કટોરીઓ લઈને જઇયે એમને સ્વહસ્તે ખાઉખાઉ આપતા. પછી મન્દિરે કથામાં જાય. શણગાર આરતી થયે–આઠ સ્હાડા આઠ વાગતાં–કથામાંથી આવ્યે લખતા, લખાવતા, કે વંચાવતા. દલપતરામની લેખનપાટી યે દલપતશાઈ હતી. અપંગ આંખે ઉત્તરાવસ્થામાં

એ પત્થરપાટીમાં કવીશ્વરની કવિતપ્રેરણાઓ ઝીલાતી, ને પછી કોઈ આવ્યે કાગળે ઉતારાતી.

કવીશ્વરની હતી હૈયા જેવડી દેવસેવાની ઓરડીઃ જાણે જોગન્દરની ગુફા. મંહી હતા શિવજી ને શાલીગ્રામ, મંહી હતા કાચમઢેલા જરિયાનધારી શ્રીજી મહારાજ. વૃદ્ધાવસ્થામાં યે દેવોનું ચન્દન સ્વહસ્તે ઘસતા, સ્નાન સ્વહસ્તે કરાવતા, આરતી સ્વહસ્તે ઉતારતા. મંજુલ મંજુલ ઘંટડીનો દેવરણુકાર, મીઠડો મધુરો, ઘર ભરી રણકતો, દલપતકુળવાસને દેવશબ્દે ભરતો. ક્‌હારેક કોઈ કારણે અમ કો બાળકને પૂજા કરવાની આવતી ત્‌હારે એ અમારી આનન્દતિથિ થઈ પડતી. દેવને ધરાવ્યા વિના રડતા બાળુડાથી યે જમાતું નહિ. દલપતકુળ દેવધરાવેલી પ્રસાદી નિત્ય જમતું.

ન્હાઈ, ધોઈ, નિર્મળા થઇ, તિલક કરી કવીશ્વર ઘીજ્યોતની દીવડીઓ સન્મુખે દેવસેવામાં બિરાજતા ત્‌હારે પુણ્યની પ્રત્યક્ષ તેજજ્યોત જેવા દીપતા.

ફરવા જવાને આંખો ન હતી કે ગાડી રાખવાને સંપત્તિ ન હતી; એટલે, પીંજરપૂર્યા સિંહની પેઠે, પોતાના દિવાનખાનામાં જ એક છેડેથી બીજે છેડે ફરવું એ કવીશ્વરની અંગકસરત હતી. ચોગઠામાં પડતી બ્હારીએ ઉભીને આભ ઉતરતો પ્રાણવાયુ ફેફસાંમાં ભરવો એ એમનો પ્રહરપ્રહરનો પ્રાણાયામ હતો. સ્હાંજે મન્દિરકથામાંથી આવ્યે શ્રીજીની ચેષ્ટાનાં જોબનઝીલેલાં પદો ગાતાઃ પ્રથમ હરિને રે હું ચરણે શીશ નમાવું વિ. કવીશ્વર આત્મનિષ્ઠ ને આત્મરત હતા; ને એમ આત્માનન્દમાં આનન્દતા. છેલ્લાં પન્દરેક વર્ષો તો એમનો એક પ્રલંબ સાયંસન્ધ્યા હતી.

ઘરમાં એક મ્હારોટ નોકર ઘરકામ કરતો. બ્રહ્માનન્દ સ્વામીના રેણુકી છન્દ કવીશ્વરે મ્હારોટને મુખપાઠે કરાવ્યા હતા. રાત્રે ઘરકામથી પરવારીને મ્હારોટ દલપતરામની પગચંપી કરતો ને મ્હારોટશાઈ છટાથી રેણુકી લલકારતો.

एक समय शशि उदित, अति होय मन अधिक हुलास;
यमुनातट व्रजनार जुत रच्यो मनोहर रास.
भरभर तन सज आभरन, वर वन करन विहार,
कर कर मह नटवर कपण सरसर अनुसर सार.
सरसर पर सधर अमरतर अनुसर, करकर धर धर गेल करे;
हरिहर सुर अवर अछर अति मनहर, भरभर अति उर हरख भरे;
निरखत नर प्रवर प्रवरगण निर्जर निकर मुकुट शिर सवर नमे;
धणरव, पट फरर, घरर पदघूघर, रंगभर सुंदरश्याम रमे,
जिय रंगभर सुंदरश्याम रमे.

રાસના રેણુકી ગાજી ઉઠતાં કવીશ્વરના દિવાનખાનામાં પડતી રાત્રિએ શબ્દમંડળનો ઘટાઘોર જામતો, અને અન્તરચક્ષુ સન્મુખે બ્રહ્માંડનો મહારાસ જામતો. કાવ્યોર્મિઓમાં ઝોલાં ખાતાં ખાતાં કવીશ્વરને રાત્રિઓ પડતી.

દલપતરામની દિનચર્યાનો વિધિ ધર્મચર્ચા ને વિદ્વત્ચર્યાની સંગમચર્યાનો વિધિ હતો. લૌકિકતા કરતાં લોકોત્તરતા એમાં અધિકી હતી.

અમદાવાદના માણેકચોકનો મહાજનિયો દુનિયાંનો એક અજબ પુરુષ છે. જગતભરમાં કદાચ એની જોડ જડવી દુર્લભ હશે. ઉદ્યોગી, ખંતીલો, હોંશીલો, ધૂળમાંથી એ સોનું સરજે છે. ત્રેવડ એને ત્રીજો ભાઈ છે. કડદો–Compro-

mise એના સંસારપન્થનો ભાતામન્ત્ર છે. એટલા એના આદર આપે; ચોગઠામાં એની કલબ ભરાય; ચોકમાં એનાં જમણ થાય. અગાસી એનો પતંગમાળ ને હવામહેલ. પરસાળ એનો સરઅવસરનો ખંડ. એ ખંડમાં સત્કારસન્માન અપાય, એમાં મન્દવાડ મણાય, એમાં મરણપથારીએ પોઢાય, એમાં શ્રાદ્ધ સરાવાય, એમાં ગોત્રજ મંડાય. એમ પરસાળ એટલે કુટુંબવાસનો અવસરખંડ. અમદાવાદી મહાજનિયો કંજુસ નહોતો, કરકસરિયો હતો; ઉડાઉ નહોતો, કોડીલો હતો. 'વાણિયો વરઘોડે ને બ્રાહ્મણ વરે' ત્હારે છલકાઈ જતા. ઓછી સંપતે તે ઉજળો હતો. એ ઘાંટા પાડે, કરડે નહિ. માથા કરતાં એની પાઘડી મ્હોટી હતી. ચોટામાં શાહની ને રાજદરબારે બાદશાહની આણ પ્રવર્તતી. એના પગમાં પગરખાં હોય કે ન યે હોય,–ડામર નહિ, પણ છાંયડોપાયર્યા ત્હારના અમદાવાદના રાજમાર્ગોમાં મધ્યાહ્નના એકાદ પ્રહર શિવાય જોડા જીવનની જરૂરિયાત ન્હોતા ગણાતા, મ્હોટપની શોભા મનાતા.–એના પગમાં જોડા ન હોય, પણ એસને ખાસ્સી હીરકોરી કોર હોય. સંપત્તિ કરતાં એનો સમાસ અધિકો હતો. સજ્જનનું પરમ લક્ષણ એ છે ને ?–સમાસ. એ સમાસવિશાળ સૌજન્યમૂર્તિ મહાજનિયો આજ અમદાવાદના માણેકચોકમાંથી આથમતો જાય છે; ને સાથે સાથે ચૌટાની ઉજ્જ્વળતાને ને સુજનતાને પણ સમેટતો જાય છે.

અધીંક સદી અમદાવાદના એ મહાજનિયાઓમાં વસી, એમનો ગુણભંડાર પામી, ચતુર વ્યવહારદક્ષ દલપતરામ પણ મહાનુભાવ મહાજનિયા થયા હતા.

સૌરાષ્ટ્રથી આણેલાં ધર્મ કવિતા વિદ્વત્તા અને આતિથ્ય કવીશ્વરને અમદાવાદમાં અનોખા પાડતા. કવીશ્વરની ને રેવાબાની મહેમાનગીરી સોરઠશોભતી હતી, ને ભર્યાભાદર્યા અમદાવાદમાં ભાત પાડતી.

દલપતરામે કોઇને દૂભવ્યા નથી કે દલપતરામ કોઈથી દૂભાયા નથી એવું ઉચ્ચરવું તો અતિશયોક્તિ ગણાય. પણ કવીશ્વર સૌથી ઓછું દૂભવતા અને સૌથી ઓછું દૂભાવાતા એ તો ઇતિહાસસત્ય છે. यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः એ ગીતામન્ત્રની યશમાળ કોઇને ય આરોપાય એમ હોય તો તે ક્ષમાશીલ સ્વામીનારાયણીય સાધુ સન્તોના શિષ્યવર દલપતરામને આરોપાય. એવું છતાં યે આયુષ્યની ઉતરતી વયેમાં, સંસારનો છેડો દૂરથી દેખાવા માંડ્યો ત્હારે, એ મહાનુભાવે ક્ષમાપનસ્તોત્ર ગાયું છે કે

માનવીઓ માત્ર પાસે રે! હું માફી માગું.
કદાપિ હું કટુ વાણી બોલ્યો નથી જોઈ–જાણી;
ત્હો ય હોય ઉચ્ચરાણી
રે! હું માફી માગું.
હિન્દુ કે મુસલમાન, પારસી કે ખ્રીસ્ટિયાન,
સહુ છો સગા સમાન,
રે! હું માફી માગું.

વર્ષે વર્ષે જૈનોનું ક્ષમાપનપર્વ આવે છે. જૈનોના ગોર દલપતરામે સૌને ખમાવીને આયુષ્યનું ક્ષમાપનપર્વ ઉજવ્યું છે, અને પછી સંસારની વિદાય લીધી છે.

ન્હાનો એક દલપતરામને પજવતો; ખૂબ પજવતો. ચાલતાં ચાલતાં પોળમાંથી લ્હડાઈઓ વહોરી લાવે, નિશાળે જવાનું કહી જતીઆવતી આગગાડીઓ જોવાને જતો રહે, ઠપકો આપે તો ઘર છોડી ભાગી જાય, મારે ને માર ખાય, ન્હાંજે જમવા જવાનું હોય ત્હારે ક્રીકેટ રમવા દોડે, સારૂં ઘર સાંભળે એમ ત્રીજે માળેથી ઘાંટો પાડીને સ્વપત્નીને 'માણેક' નામ દઈ ને બોલાવે: એવાં એવાં કંઈ કંઈ અળવીતરાં કરે. ત્હારે કુટુંબઅળવીતરો એક ન્હાનો હતો.

પાડોશમાં એક જડાવબાઇ ડોશી રહેતાં: કવીશ્વરને સ્હામે બારણે જ રહેતાં. અમદાવાદની પોણી સદીનો ઈતિહાસ એમણે સ્વઆંખે દીઠો હતો. કમ્મરમાંથી કાટ-ખૂણે ચાલતાં. પણ ચોગઠામાં એ વાઘેશ્વરી હતાં, એટલામાં એમની હાક વાગતી. એ જડાવમા એક ન્હાનાનું ઉપરાણું હતાં. તોફાન કે મારામારી કરી આવીને ન્હાનો ત્હાં સન્તાતો. પોળની નારીઓ લ્હડવાને આવે તો કહે કે 'હા સ્તો; ત્હમારા છોકરાઓ શાણા છે ને કોઇથી ક્યહાં અજાણ્યું છે? એક મ્હારો ન્હાનો જ મસ્તીખોરો!' કવી-શ્વર જ્યહારે જ્યહારે જડાવમાને કહે કે 'ન્હાનાને ત્હમે બગાડો છો. ન્હાનાને પરણાવી પારકી દીકરીને દુઃખમાં હું નહિ નાંખું:' ત્હારે ત્હારે ગાજીને જડાવમા ઉત્તર વાળતાં કે 'ત્હમે કેમ બ્રહ્મચારી ના થયા? ત્હમે કેમ ત્રણ-ત્રણ વાર પરણ્યા? મ્હારો ન્હાનો ખાસ્સો——' વિ. વિ.

કવિનિવાસ બન્ધાવતાં સાહેબોએ પીપળો કપાવ્યો ને કવિનવતરની સ્હામે સારી પોળ ઉઠી હતી ત્હારે એક જડાવમા કવીશ્વરને પડખે ઉભાં હતાં. સવાસોકની વાર્ષિક ગુમાસ્તીમાં પુત્ર પુત્રવધૂ ને જડાવમાનું કુટુંબ સુખેથી દાળ ભાત રોટલી ને શાક જમતાં, ઉજળે લૂગડે ફરતાં, સંસારના કરવેરા ઉતારતાં. પોળમાં પ્રતિષ્ઠા હતી, ચૌટામાં આબરૂ હતી. કોઇનું ઓશિયાળું કુટુંબ ન હતું. મ્હોટા ધનેતરની યે સ્હામે સાચને માટે ઉભે. અમદાવાદના રંકો યે ત્હારે રાજેશ્રી હતા.

ઇસ્વી ૧૮૯૩માં એક વર્ષભર ન્હાનાને અમદાવાદથી મોરબી દલપતરામે દેશવટે કહાડયો હતો; દવે સાહેબ--પ્રો કાશીરામ સેવકરામ દવે, એમ. એ, એલએલ. બી.--મોરબી હાઇસ્કુલમાં ત્હારે હેડમાસ્તર હતા ત્હેમને ત્હાં ભણવાને મૂકયો હતો વર્ષ આખરે ન્હાનો આવ્યો, સુખરીને આવ્યો, મેટ્રિક પાસ થયો; પણ અમદાવાદ પાછો આવ્યો ત્હારે ન્હાનાએ જડાવમા દેશીને દીઠાં નહિં. જડાવમા રેવાળાની કને ગયાં હતાં. ન્હાનાના એ દેશવટાના વર્ષમાં, ન્હાનાનાં અળવીતરાંઓને સંભારતાં સંભારતાં, ન્હાના વિનાનો નિશ્ચેતન ચોગઠાનો સુનકાર નિહાળતાં નિહાળતાં, જડાવમા દેવ થયાં હતાં. રેવાળા પછીની ન્હાનાની શીળી છાયા—મસ્તીતોફાન કરી આવીને રહોડમાં સન્તાવાનો આશરો એ એક હતો તે ગયો.

પણ વેલની કે વડલાની છાયા આખરે તો આથમે ¥ જ છે ને?

ભણવેગણવે, તોફાને, સંસારે, માર ખાવે, તેમ માર મારવે એક ન્હાનાનો પૂરો અસન્તોષ લઈ ને કવીશ્વર ગયા છે. અને પછીથી તો ન્હાનાએ પણ પ્રાયશ્ચિત્ત ને પિતૃતર્પણ કાંઇ ઓછાં કીધાં નથી. ત્હાં પહોચ્યાં તો હશે અરાંને ?

રોલન શૈલી પ્રગટી તે પછી વીસપચ્ચીસએક દિવસે દલપતરામે દેહ છોડયો. એટલે કવીશ્વરે રોલન શૈલી દીઠી નથી. નહિ તો તો એ કાવ્યકલાધીશનો કળીએ કળીએ જીવ કપાઇ જાત. કવિતાદેહનું દલપતસૂત્ર તો લોકજાણીતું જ છે કે

> પાદાન્તના પ્રાસ વિનાની મીઠી
> કદાપિ દેશી કવિતા ન દીઠી.
> શું પાય ત્હારા પતથી સડયા છે ?
> પાદાન્તના પ્રાસ ખરી પડયા છે ?

શ્વેત કોરાણું ધોતિયું, દૂધશ્વેત અંગરખું, માથે ચન્દનીશ્વેત પાઘડી, ને પાઘડીએ શ્વેત તોરોઃ સરસ્વતીના હંસલા સમો ઉત્તરાવસ્થામાં કવીશ્વરનો સ્વાંગ હતો. મહાજનોમાં જતા ત્હારે રાજનગરના ત્હારના મહાજનઅગ્રેસરોની પેઠે કવીશ્વરે બન્ને સ્કન્ધે ધૂપેલિયા કેરીકોરાળી કાથિયા શાલ ઓઢીને જતા, અને એમ લક્ષ્મીપુત્રોમાં શારદપુત્ર સોહાતો. પીત્તળના અટાપટાળી સીસમની કાળી લાકડીએ કવીશ્વર લોકસભાઓમાં ઓળખાતા. મૂર્તિની મુદ્રા ગભીર, મેઘમધુરી, ને મહાજન શી ગૌરવશાળી

હતી. હાસ્યરસિયા કવીશ્વર હસતા ત્યારે મુખડે તેજનાં ફૂલડાં ફરફરતાં. દેહમુદ્રાએ દલપતરામ દેશગૌરવી મહાજનિયા હતા.

પારોશીઓનું પૂછયાઠામ, પોળની પ્રતિષ્ઠા, સંપ્રદાયની શોભા, નગરના અલંકાર, દેશના દીવડાઃ એમની સંસારવાડીએ કવીશ્વર એમ સોળપાંખડી કમળ સમા પોરસ ગુણજ્યોતે ઝગમગતા. ચંપત કરતાં હૈયાસમાસ એમનો અતિઝાઝેરો હતો. Grand old name of gentleman, ટેનીસને ભાખેલા ને ગ્લાડસ્ટને ઈંગ્લાંડમાં પ્રત્યક્ષ કીધેલા એ વિશેષણનો અલંકાર આપણા કવીશ્વરને સર્વાંગે શોભતો.

કવીશ્વરનું ઘર એટલે પીંપરછાયામાંની કવિતામીઠડી સરસ્વતીની પરબ. ક્‌હારેક નવવિદ્યાર્થી ચતુર્ભુજ માણેકશ્વર ભટ્ટ એમનું 'રામસિંહ' વંચાવવાને આવે કે મોરબીના નરસિંહનગરેથી પરીક્ષા આપવાને આવેલા લલિતજી દર્શનાર્થે આવે; ક્‌હારેક કેશવ હર્ષદ ધ્રુવ દલપતપિંગળ સુધરાવવાને આવે કે કવિ બાળાશંકર હિન્દી કૈયડા ઉકેલાવવાને આવે; ક્‌હારેક ભાવનગરથી કપડવણજ જતા શ્રી હરિલાલ દામોદરદાસ આવે ને બુદ્ધિવર્ધક સભાની જૂની વાતો ને જૂનો યુગ સંભારાવી જાય કે ક્‌હારેક રા. બ. ખુશાલરાય સારાભાઈ–ફારબસયુગના સરવે કારકુન-માવીને સાદરા ને ઈડરનાં સંસ્મરણો જગાડી જાય. ક્‌હારેક કોક મહેતાજી કવિતા સુધરાવવાને આવે કે વાંચનમાળામાંના અર્થ પૂછી જાય. ક્‌હારેક કોક ગજ્જનંદ

મળવાને બોલાવે, કવ્હારેક કોક અમદાવાદ પધારેલા કાવ્યપરિચિત રાજવીને બંગલે જવાનું હોય. ન્હાના રેવરન્ડ ટેલર સ્વપિતાના ગુજરાતી વ્યાકરણનું ઈંગ્રેજી ભાષાન્તર કરતા ત્ય્હારે કાંઈક ભાષાધૂંચ પૂછવાને આવતા, કે હાઈસ્કુલમાંથી લાલકાકા માસ્તર કહિક સર નવરોજજીનો, સન્દેશો લઈને આવતા. એક વેળા એક તારકસબવાળા વ્હોરાજી પોળમાં તારકસબની ફેરીએ આવ્યા હતા. પોળમાં ફરતાં ફરતાં જાણ પડી કે કવિ શ્રી દલપતરામ ડાહ્યાભાઈ અંહી રહે છે. સોનારૂપાનો વ્હેપાર પડતો મૂકી, સોના ને રૂપાના તારભાવળીના એ વ્હોરાજી સિદ્ધા દલપતખંડમાં જઈને વન્દન વન્દી કવિતાના તાર ઉકેલવા લાગ્યા. કસબના તારથી કવિતાના તાર તો મૂલમોંઘેરા જ હોય ને!

ત્રણ-ત્રણ ઓરમાયાંએ સંપીલોજ પીલો દલપતસંસાર સુખી સંસાર હતો. દલપતઅક્ષરવાસ પછી યે વીશેક વર્ષ દલપતકુળમાં એ સંપજંપની શીતળ છાયા રહી. પછી સો મણ જારમાં એક અંગારી પડી ને સો યે મણ જાર સળગી ઉઠી. વસન્તવાડી સમા દલપતકુળમાં પછી હોળી પ્રગટી. મોડા મોડા-વીશી પછી-દલપતકુળમાં યે સંપનો સૈકો પલટાયો.

સંસારને અસાર કવીશ્વરે કવ્હારેક જ ભાખ્યો હશે. દલપત કવીશ્વર વૈષ્ણવ હતા, વિશિષ્ટાદ્વૈતી હતા; ભાગવતધર્મી હતા, જીવ ઈશ્વર ને પ્રકૃતિને અનાદિઅનન્ત માનતા. કવીશ્વર સંસારને સાચો માનતા, માટે સંસારને

સુધારવામાં આયુષ્ય ગાળતા. સંસારનો સારનો સાર કવી-
શ્વર માણી ગયા છે, ને સંસાર માણવાની જગતકૂંચી
શીખે એ સંસારીઓને શીખવી ગયા છે. ।

એમ દલપતરામ જગતને જીતી ગયા.



## પ્રકરણ ૮ મું, છેલ્લા ઝબકારા

---

જતાં-જતાંના ઝબકારા દલપતરામે હવે નાંખવા માંડયા હતા.

આથમતા સૂર્યને હિન્દુ વન્દન વન્દે છે, ઇસ્લામી નમન નમે છે, પારસી પ્રણમે છે. અસ્તાચળે સિધાવતા સૂરજદેવનું એ મહાપ્રજાઓ સાયંપૂજન કરે છે. દલપત-જીવનમાં એ આયુષ્યયોગ હવે ઉગ્યો હતો. સ્હાંજ પડી ગઈ હતી અને સન્ધ્યા ઉતરતી હતી.

જતાં જતાં ક્ષિતિજપાળેથી સૂર્યરાજ ઝબકી લે છે. ક્‌હારેક મેઘધનુષ્ય માંડે છે, ક્‌હારેક આછાં વાદળાંઓમાં સુવર્ણવર્ણો પૂરે છે, ક્‌હારેક જળભર્યાં મેઘને કસબી કોર સમી સોનલ કિનારીઓ કોરે છેઃ એવો દલપતઆયુષ્યના છેલ્લા ઝબકારાઓનો સૂર્યાસ્તયોગ આવી પહોંચ્યો હતો. દીવડાની હોલવાવાવેળા આવે છે ત્‍હારે ફડાક ફડાક ચોમેર વીજઝબકારા નાંખે છે. દલપતજીવનના એવા વીજઝબકારા છેલ્લાં પાંચછએક વર્ષોમાં ઝબકી રહ્યા હતા. એ તેજઝબ-કારાઓ જ ઉચ્ચરતા હતા કે દલપતસૂર્ય હવે આથમે છે.

દલપતઆયુષ્યના સાયંહોમના એ છેલ્લા ભભુકારા હતા.

બાઈબલસાખી આયુષ્યઅવધ દલપતરામે ક્‌હારની વટાવી હતી. આથમતી સ્હાંજની મધુરમધુરી અનિલલહરીઓ આવી આવીને અભિષેકતી હતી. દેશકલ્યાણકુમાં નીતેલા

દીર્ઘાયુષ્યનો શીતળ આનન્દવર્ણો આથમતો પ્રહર કવીશ્વર માણતા હતા. સાત દાયકાનાં શિખરો ને કોતરો સ્હડી ઉતર્યાં પછી દલપતજીવનનો સન્ધ્યાયોગ હવે ઉગતો હતો. પણ એ દીર્ઘ ઘડીઓની સ્હાંજમાં યે, અસ્તાચળનાં તોરણો સમાં, ઝગમગિયા ઝગમગતા હતા.

એ ખરૂં છે કે ૧૮૮૭થી ગુર્જરસાહિત્યદેશે ગોવર્ધનયુગ બેસી ચૂકયો હતો. પણ તે નવલકથાના ગદ્યપ્રાન્તે, કવિતાપ્રાન્તે નહિ. ગોવર્ધનભાઈની સરસ્વતીચન્દ્રની નવલકથાએ સારો ગુજરાત સર કર્યો હતો; ગોવર્ધનભાઈનું સ્નેહમુદ્રાનું કાવ્ય તો આજે છે એવો ત્હારે યે આપણો વણઉકેલેલો કાવ્યકોયડો હતો. અન્ય તેજસ્વી કાવ્યતારલાઓ ઉગ્યા હતા; પણ તારકતેજ આભમાં ઝગમગે છે એટલું પૃથ્વીમાં ઝગમગતું નથી, તેમ કાન્ત કલાપી મણિલાલ નરસિંહરાવ બાળાશંકરનાં કાવ્યતેજ ગુજરાતની સાહિત્ય વાડીઓને અજવાળતાં, સંસારવાડીઓમાં ન્હોતાં પ્રવેશ્યાં. ગોવર્ધનયુગની કાવ્યકિરણાવલિ ત્હારે સંસારે તો શું પણ શાળાપાઠશાળામાં યે ન્હોતી પેઠી; અને ઘણીખરી–કલાપી કાન્ત ઠાકોરની–તો હજી ગ્રન્થદશાને કે સંગ્રહદશાને યે ન્હોતી પામી. મણિલાલનાં અભેદોર્મિ અને આત્મનિમજ્જન, બાળાશંકરનાં હરિપ્રેમપંચદશી અને કુલાન્ત કવિ, કલાપીનો કેકારવ ને કાન્તનો પૂર્વાલાપ, શ્રી બળવંતરાયનો ભણકાર હજી માસિકોમાં હતાં. કુસંપીલા ખારવાઓની પેઠે એ કાવ્યોપાસકોમાંથી કોઈક પૂર્વદિશે હલ્લેસાં મારતા તો કોઈક પશ્ચિમદિશે; કોઈક ઉત્તરના શઢ સ્હડાવતા તો

કોઈક દક્ષિણદિશે સૂકાન વાળતા; એટલે ગુર્જરપ્રજા એમનો એકનિષ્ઠ સન્દેશ પામી ન્હોતી, તો ઝીલે ક્યહાંથી જ ? તેમ એ સૌનો યુગઅધિષ્ઠાતા થાય એવો કો કવિવર હતો નહિ કે પ્રજા પરમાણે. દલપતયુગમાં દલપતનર્મદનો ધીરે ધીરે કે યા હોમનો ગતિભેદ હતો, દિશાભેદ ન હતો. સૂકાન ને શઢની દિશા એક હતી, નિરનિરાળી ન હતી. ગોવર્ધન-યુગના કાવ્યોપાસકોનું એવું દિશાઐક્ય ન્હોતું. હરિ હર્ષદ ધ્રુવની વિરામચિહ્નાવલિની નવનવીનતાને નરસિંહરાવ ઉપ હાસતા; નરસિંહરાવની કુસુમમાળામાંની કાવ્યમાળાને મણિ-લાલ સુગન્ધહીન વિલાયતી પુષ્પોની માળા કહેતા; મણિ-લાલના સિદ્ધાન્તસારને અને નરસિંહરાવની કુસુમમાળાને મણિશંકર ને બળવન્તરાય વાગ્બાણની વક્રોક્તિએ વધાવતા. રમણભાઈને તો દલપતનર્મદ માત્ર નહિ, નરસિંહ મીરાં સામળ અખો પ્રેમાનન્દ દયારામ–પૂર્વેનો સમસ્ત ગુર્જર કાવ્યપ્રદેશ ખારો સાગર ભાસતો, અને એ ગુર્જરકવિતાના ખારા સાગરમાં મીઠી વીરડી એક કુસુમમાળાને જ પેખતા. એ અમદાવાદી પ્રાર્થનાસમાજીને નરસિંહે નહિં ને મીરાં યે નહિં, ગુજરાતના સર્વોત્તમ ભક્તકવિ ભોળાનાથભાઈ ભાસતા. જીવનની ફિલસુફીનો બોલ પણ સૌનો એકબોલ ન હતો. મણિલાલ શાંકરમતની હાકલ પાડતા. રમણભાઈને નરસિંહ-રાવ સનાતનીઓને કહેતા કે ' ત્હમે બાપના કુવામાં ડૂબી મૂવા છો,' અને પોતે પછી એવી જ ડુબકી મારી જતા. મણિશંકરે સ્વીડનબોર્ગનો ખ્રીસ્તવાદ અંગિકાર્યો હતો, અને મણિશંકરનો આસવર્ગ મણિશંકરનું ઘર ભંગાવતો, કુટુંબી-જનોને નાસરડે ભગાડતો. દલપતયુગમાં દલપતનર્મદનું

સાહિત્યનું જીવનનું કવિતાનું ફિલસુફીનું આદર્શ ને ધ્યેય લોકસંગ્રહ હતું. ધર્મવિચારમાં નર્મદ લખી ગયો છે કે દલપતનો દેવ એ નર્મદનો બ્રહ્મ. ગોવર્ધનયુગમાં સાહિત્યનું જીવનનું કવિતાનું લક્ષ્ય ને ધ્યેય બહુધા લોકસંગ્રહ નહોતું રહ્યું, નિજનિજને સ્વેચ્છામાર્ગે જતા વ્યક્તિવાદનું હતું. જ્ઞાનસુધાનું પ્રાર્થનાસમાજી માસિક દાયકાભર જાણે દલપત-નર્મદના વિરોધપ્રચારાર્થે ને ભોળાનાથનરસિંહરાવના વિધાન-પ્રચારાર્થે મથતું. પણ કરોડેક ગુજરાતીઓમાંથી જ્ઞાનસુધાના ઘરાકો માંડ બસ્સો–અઢીસો–ગુર્જરસાગરમાં એક દીપા જેટલા હતા. પ્રજાના નૌકાકપ્તાનનું સામર્થ્યબળ એક ગોવર્ધનરામ-ભાઈમાં હતું. ગોવર્ધનભાઈ સારંગી વગાડતા, અન્ય સૌ નિજનિજનો તાર છેડતા. સુધારકપક્ષને સનાતનીઓ ભદ્રંભદ્રો ભાસતા; અખાદ્ય ખાનારા ને અપેય પીનારા સુધારકો સનાતનીઓને ભ્રષ્ટભ્રષ્ટ ભાસતા. ઉભય પરસ્પરને ઉપહાસતા ને ભાંડતા. કવિતાદેશે એનાં એ જ અધીં સદીજૂનાં વિધવારુદનનાં અબળાશ્રુઓ ગવાતાં ને રાઈના પર્વત રચાતા. ગોવર્ધનયુગના કો કાવ્યોપાસકે હુન્નરખાન કે વેનચરિત્ર, ઋતુવર્ણન કે હિન્દુઓની પડતીની કવિતઘોષણા ગજાવી નથી. દલપતનર્મદનાં દેશભરતાં કાવ્યદુંદુભિઓ ગાજતાં; ગોવર્ધનયુગના કાવ્યકર્તાઓની કાવ્યઘંટડીઓ વાગતી, ને નિજનિજના ઘરવાડામાં સંભળાતી. દલપતજીવન અને ૧૯ મી સદી આથમતા સૂધી તો કો નવકાવ્યકર્તાએ, ગોવર્ધનભાઇએ નવલકથાપ્રાન્તે કીધો હતો એવો, ગુજરાત સર કીધો ન હતો. સ્નેહમુદ્રા અને કુસુમમાળા લ્હારે પુસ્તકશાળાઓમાં વસતાં.

ગોવર્ધનયુગનો કવિતાસંગ્રહ છેક ઓછો નથી, કે

એનાં ગુણવન્તાં કીંમતમહિમા છે એથી ઓછાં અંકાવાં ન જોઈયે. પણ સંસારના સાહિત્યના ધર્મના ફિલસુફીના નીતિઅનીતિના સ્હામસ્હામી અથડાતા ગોવર્ધનયુગના કાવ્યબકૂતોનાં ભેદભાવો મનસ્વિતા પ્રજાપ્રશ્નોની–સામાન્યતઃ –ઉપેક્ષા ને ઉદાસીનતાને કારણે એ યુગની નવકવિતા, દલપતનર્મદની કવિતા સમી, હજી લોકઝીલાતી કે લોકજયની થઇ ન હતી. ગોવર્ધનયુગની નવકવિતા ત્હારે નિજનિજના સંપ્રદાયવાડાઓમાં સાહિત્યમાન્ય થઈ હતી, ગુર્જરદેશે લોકમાન્ય થઇ ન્હોતી. ૧૯ મી સદીના છેલ્લા દાયકાની આપણી નવકવિતાનાં નિરનિરાળાં ટાંકાં ને તળાવડાં હતાં, દલપતનર્મદ સમા સાગર ન હતા. અને એ ગોવર્ધનયુગવાસીઓમાં યે ડોલન શૈલી પ્રગટયે ૧૮૯૮ માં પડી ભેળ. એટલે ગોવર્ધનયુગમાં પણ, જીવ્યા ત્હાં સૂધી તો, પ્રજાપ્રતિષ્ઠિત કવિતાસાગર કવીશ્વર દલપતરામ જ હતા. શાળાઓમાં લાખો બાળબાળાઓ હજી દલપતકવિતા પી–પીને ઉછરતાં, હિન્દુ ઈસ્લામી પારસી ગુર્જરજનતા દલપતકવિતા વાંચતી, રાયરંક સમસ્તના દેશમાન્ય કવીશ્વર હજી દલપતરામ હતા. જીવનની છેલ્લી તિથિ સૂધી ગુર્જરીનો કવીશ્વરનો કાવ્યમુગટ દલપતરામને મસ્તકે વિરાજતો.

વાનપ્રસ્થ થયા પછીની વિપુલ દલપતસાહિત્યપ્રવૃત્તિઓનો પાઠક! કદી યે સરવાળો કરી જોયો છે? અન્યત્ર એ ઈતિહાસવિસ્તાર કહેવાયા છે; અંહી તો અલ્પાલ્પ સૂચીપત્રક જ આપીશું.

૧૮૭૯ બેસતાં દલપતકાવ્યથી ગુજરાતને વધાવીને કવીશ્વરે આશ્રમપલટો કીધો. પછી

'૭૯માં ભગવત્પ્રસાદવિરહ.

'૮૦માં કચ્છગરબાવળી રચી.

'૮૧માં માંગલિક ગીતાવલિ રચી, ને પ્રવીણસાગરના ભાષાન્તરનો આદર કીધો.

'૮૨માં પ્રવીણસાગરની છેલ્લી ૧૨ લહેરો પૂરી. ૧૫-૧૦-૮૨ને દિવસે લોધીકે પહોંચ્યા.

'૮૩માં લોધીકાવાસ ને પુરુષોત્તમચરિત્ર. ઓગસ્ટમ કચ્છગરબાવળી છપાઈ.

'૮૪માં માંગલિક ગીતાવલિ છપાઈ. અમદાવાદ રહી .છન્દરત્નાવલિનું ભાષાન્તર કીધું. વડતાલમાં શ્રી હરિલીલામૃતના મહાગ્રન્થનો આદર થયો.

'૮૫માં દલપતસતસઈ.

'૮૪થી '૯૪ હરિલીલામૃતની દશવર્ષી.

૧૮૭૯થી ૧૮૯૪-વાનપ્રસ્થ થયા પછીની પન્દરવર્ષીની સાહિત્યપ્રવૃત્તિઓનું એ દલપતપખવાડિયું. આયુષ્યના સાતમા ને આઠમા દાયકાઓમાં એટએટલાં કવિતાપૂર ઉભરાય એમની કહેવાય દૈવદત્ત અખંડપ્રવાહિત નૈસર્ગિક કાવ્યગંગા.

૧૯મી સદીના છેલ્લા દાયકામાં પણ ગુર્જરપ્રજાનું કાવ્યતીર્થ ત્હારે કવીશ્વર હતા. સારસ્વત યજ્ઞયાગોમાં આચાર્યપદે રાજાપ્રજા દલપતરામને ન્હોતરતાં, પારસી હિન્દુ ઇસ્લામી ખ્રીસ્તી—કોમીવાદથી અલિપ્ત ત્હારની સમસ્ત ગુર્જરજનતા કવિતાદેવ લેખે દલપતદર્શને જતીઆવતી. '૯૨માં રણછોડલાલ કન્યાશાળા મંડાય કે '૯૩માં સર

વરોજજીની પારસી ધર્મશાળા ઉઘડે, કે '૯૬માં લોળા-
નાથ લેડીઝ ઇનસ્ટિટયૂટ સ્થપાયઃ પણ લોકજીવનના સંસા-
રયજ્ઞોમાં સાહિત્યાચાર્ય હોય દલપતરામ. કવીશ્વર કવિતા
ગાય ને આશીર્વાદ આપે ત્હારે લોકસમારંભોની પૂર્ણાહુતિ
થાય. '૯૩માં દાદાભાઈનો પાર્લમેન્ટવિજય થયો ને તે
ગાયો દલપતરામે. એ જ સાલમાં અમદાવાદમાં પ્રાન્તીય
મહાસભાનું સંમેલન ભરાયું હતું એને પણ ગજાવી, કવિ-
તાનાં અમૃત છાંટી પ્રોત્સાહન પાયું હતું દલપતરામે.
ગોવર્ધનયુગની નવકવિતા હજી પ્રજાસંસ્કાર ઝીલતીપ્રેરતી
ન્હોતી થઈ. ગુર્જરપ્રજાના હૈયાઉચ્ચારની કવિતા હજી
દલપતકવિતા હતી, અને લોકહૈયાના કવિતાદેવ દલપતરામ
હતા. '૯૫માં હરિદાસભાઈ વિદેહ થયે વડતાલથી નડિયાદ
કવીશ્વર લૌકિકે ગયા હતા. ત્હાંથી વળતાં પીજ ગામડાની
ગ્રામ્યશાળાની ગુજરાતના કવીશ્વરે પરીક્ષા લીધી હતી.
તારકસબના ન્હોરાજી પોળમાં નીકળે તો દલપતદર્શને
આવતા, સાધુસન્તો પગે લાગતા, અમલદારો આશીર્વાદ
માગતા. '૯૬માં ગવ્હર્નરે કવીશ્વરને વડતાલથી અમદાવાદ
મળવાને તેડાવ્યા હતા. અને એ જ સાલમાં ભાવનગરના
ઉદાર લોકવ્હાલા મહારાજ તખ્તસિંહજી સ્વર્ગવાસી થયે
કવિતાચાર્ય દલપતરામ રાજલૌકિકે ભાવનગર ગયા હતા.
રાજાપ્રજાનાં સુખદુઃખે દલપતહૈયું ને દલપતકવિતા સુખિ-
યાંદુખિયાં થતાં. રાજાપ્રજા પણ એ કાવ્યદેવનાં દર્શને
જતાંઆવતાં. કવીશ્વરના એક નામે દલપતરામને ગુજરાત
ત્હારે ઓળખતું ને સંબોધતું.

એ ગુર્જરકાવ્યપૂજાના ભાવ ને ઉછરંગ સ્પષ્ટ કરતી

દર્શનાભિલાષીઓની બેએક દર્શનયાત્રાઓ અંહી નોંધીશું. એમાંથી એક છે ખ્રીસ્તીની ને એક છે ઈસ્લામીની. એકે દલપતજીવનનો ભૂતકાળ સજીવન કીધો ને દલપતનેત્રોથી પાણી ટપકાવ્યાં. બીજા હતા જગતસફરી શાહજહેપારી; એમણે દલપતકવિતામાંની પ્રજ્ઞા ને મનીષિણાનો મહિમા ભાખ્યો.

'૯૪માં નગર પારકરના ઠક્કર રંગુમલજી મળવાને આવ્યા હતા; કહેતા હતા કે કવિતા વર્ષોથી વાંચું છું. દર્શનની ઝંખના હતી. કવિતાદેવીના સપૂતનાં આજે દર્શન થયાં. વર્ષોની જીંદગીની આરઝૂ પૂરી થઈ. દલપતજીવનના એવા નિત્યપ્રસંગોને નહિ વિસ્તારિયે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી મસ્તકવિ બાળાશંકર દલપતગુરુદેવને સાહિત્યની આંટીઘૂંટીના ઉકેલ પૂછવાને આવે કે દિ. બ. કેશવ હરંદ ધ્રુવ દલપતપિંગળ સુધરાવવાને એ કાવ્યકલાના આચાર્યઘેર પધારે એને પણ ગૌણ પ્રસંગો ગણીશું.

એક પ્રધાન પ્રસંગ આવ્યો'તો ૧૮૯૩માં. આચાર્ય શ્રી બિહારીલાલજી મહારાજની સંગાથે '૯૩માં કવીશ્વર સૂરત ગયા હતા. હરિલીલામૃત ગ્રન્થના ઉંડા કળશના છેલ્લા અધ્યાયો ત્હારે લખાતા હતા. ધર્મઋણ વાળવાનો દલપતદાયકો પૂરો થવા આવ્યો હતો. સૂરતમાં ત્હારે શ્રી ઉત્તમરામ મહેતાજી હાઈસ્કુલમાં હેડમાસ્તરપદે હતા. હાઈસ્કુલમાં એમણે કાંઈક સારસ્વત સમારંભ કીધો હતો,

ને નવવિદ્યાના આદિ સ્થાપનના છેલ્લા અવશેષરૂપ દલ-
તરામને એ સારસ્વત સમારંભમાં ન્હોતર્યા હતા. ત્હાં
૪-૮-૯૩ની તારીખે કવીશ્વરે ૧૮૫૧ની સાલ સજીવન
થેલી નિહાળી. ૪૦ વર્ષો ઉપરના પૂર્વપરિચિત, સૂરતમાંના
ારબસના વર્તમાનપત્રના તન્ત્રી, રા. બ. મુકુન્દરાય મણિ-
ાય એ સમારંભસભામાં દલપતરામ કને આવ્યા અને કહ્યું:
વીશ્વર! મ્હને ઓળખ્યો ? હું મુકુન્દરાય. દલપતરામને
ાને જાણે અધીંક સદી પૂર્વેના ભૂતકાળના પડધા પડયા.
મણધાર્યું દીઠે થાય એવા આશ્ચર્યભાવે દલપતરામ બોલી
ઠયાઃ અહો મુકુન્દરાયભાઈ! ત્હમે! ઘણે વર્ષે મળ્યા.
જૂનો ફારબસકાળ સાંભરી આવે છે. ઉત્તરમાં મુકુન્દરાય-
માઈએ ઓર આશ્ચર્યનાં આકાશ ઉઘાડયાંઃ આ એ જ આવ્યા
છે આપને મળવાને, ફારબસ સાહેબના પુત્ર, એચ. ડી.
ફારબસ. વીજળી વાગે એમ વૃદ્ધત્વભારલાધેલા ને બેઠેલા
કવીશ્વર ફારબસશબ્દે ઉભા થઈ ગયા. ત્હોતેરની વયે પાછું
પગમાં ત્રીસનું જોમ આવ્યું. એનો એ જ ઉષ્માલોહિયાળો
મિત્રહાથ જાણે કાળગુફામાંથી નીકળી આવેલો અનુભવ્યો.
એ જ હાથ '૬૩માં મુંબઈમાં ચારઠ ઉપર ચ્હડાવતો, એ જ
હાથે '૪૮માં દલપતહાથ ઝાલી કવીશ્વર કહ્યા હતા. હસ્ત-
મિલાપ ઝીલી સન્તોખાય એવો દલપતઆત્મા ન હતો.
મુખ તો દેખતા નહિ; વાત્સલ્યભાવે વાંસો પંપાળ્યો. કંઇક
વર્ષોથી માતાપિતાનું અણઅનુભવેલું વડિલવાત્સલ્ય એક
હિન્દી કનેથી એ બ્રિટિશરે ત્હારે અનુભવ્યું. સમસ્ત ભૂત-
કાળ કવીશ્વરની અન્તરઆંખડીમાં જડો થયો. હૈયું ભરાઇ
આવ્યું. એક જ ને અડધેરૂંક વાકય કવીશ્વર ઉચ્ચર્યા કે હું

તો ત્હમારો કાકો થાઉં હો ! અને પછી આંખમાંથી બેએ! અમૃતટીપાં ટપકાવીને બેઠા. એ નયનામૃતની બીજ અનુભવ્યે વળતે દિવસે મુકુન્દરાયભાઈ તથા દલપતભત્રીજો ફારબસપુત્ર સ્વામીમન્દિરે દલપતવાસે મળવાને ગયા, ને કલાકેકમાં વર્ષોની વાતો સમાવીને સંભારી લીધી. એ વાર્તાલાપમાં ચાલુ પિતૃગોત્રનો એ શાખો ને સ્હમજુ બ્રિટિશર પૂર્વાશ્રમના સંબંધે કવીશ્વરને કાકા કહીને સંબોધતો. દલપતરામને થયું કે પિતા વૈ પુત્રઃ. મરતાં મરતાં યે આયુષ્યને આરે ફારબસ પાછો મળી ગયો ખરો.

આ કરુણ પ્રસંગ છે, પણ અણુધાર્યા ને અણચિન્તવ્યા સંયોગસુખના હર્ષાશ્રુનો પ્રસંગ છે. એ કરુણ દશ્યમાં એટલો આનન્દભાગ છે. પણ બીજા પ્રસંગને શું કહીને વર્ણવીશું ? ૧૮૮૭ ને ૧૮૯૪: બે-બે વેળાએ આફ્રિકાવાસી ને જગત્પ્રવાસી દૂર દૂરના દેશાવરથી ગુજરાતના કવિતાદેવના દર્શનાર્થે આશાભર્યા આવે, અને બન્ને વેળાએ ભગ્નાશ થઈને નિરાશા પી પાછા વળે. દર્શનની ઝંખના ને તમન્ના હૈયાઉભરાતી હતી, પણ દર્શનનો પડદો ઉપડે નહિ. પછી આઘેથી મહિમાસ્તોત્ર ગાઈને મનને વાળવાનું કરે. એને કેવોક કરુણાન્તક પ્રસંગ કહીશું ?

એક હતા ધોરાજીના વતની ને શાહવ્યાપારી; એમણુ કોમના ને જગત્મુસાફર. હજ પઢી આવેલા ધર્મચુસ્ત ઇસ્લાતી હાજી હતા. નામે હાજી સુલેમાન શાહ મહમ્મદ. ઇસ્વી ૧૮૮૩થી દક્ષિણ આફ્રિકાના વાસી, કેઈપ કૉલોનીમાં વ્યાપારાર્થે કેઈપટાઉનમાં જઈને વસેલા. પ્રથમ વારકા

આફ્રિકાથી દેશમાં આવ્યા ત્હારે, ૧૮૮૭માં, ગુર્જરકવિતા-દેવને દર્શને અમદાવાદ આવ્યા હતા. દલપતમહોત્સવ કમિટિ ત્હારે કવીશ્વરને ત્હેમનું રંગચિત્ર ચીતરાવવાને મુંબઇ લઇ ગઇ હતી. કવિદર્શન ન થયાં. પછી ૧૮૯૩ના ફેબ્રુઆરીમાં એ જગત્વ્યાપારી આફ્રિકાથી જગતપ્રદક્ષિણાએ નીકળ્યા. ચીન, જાપાન, આસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, ઓશિયા-નિયામાં ફ્રીને અમેરિકામાં ત્હારે શિકાગો નગરીમાં પૃથ્વી-પ્રદર્શન અને વિવેકાનન્દવિખ્યાત પૃથ્વીધર્મપરિષદ ભરાયાં હતાં. નેહભર એ સૌ નિહાળીને ગ્રેટબ્રીટન ને આયર્લેન્ડ જઇ જોયાં. પછી યૂરોપની પ્રધાન દેશાવલિમાં ઘુમ્યા. અને પછી ઈસ્લામમંડળની યાત્રા કીધી ને મિસર સીરિયા અરબ-સ્થાન ઈરાનના ઈસ્લામભાવ દીઠા. પછી વતનની વાટ લીધી, અને ૨૩-૧૧-૯૪ ને મંગળવારે ગુર્જરપાટનગરીમાં નિજ કવિતાદેવનાં દર્શને હાજી સાહેબ બીજી વારકા પધાર્યા. પણ બીજી વેળાએ ય તે એની એ ભગ્નાશ એમના ભાગ્યમાં હતી. હાજી સાહેબ આવ્યા કવિતાદેવીના સપૂતનાં દર્શને, પણ કવીશ્વર હતા ગોમતીતીરે નિજ ધર્મતીર્થ વડતાલમાં. હાજી સાહેબની બીજી વારની ભગ્નાશદશા વર્ણવવા કરતાં કલ્પવી સુલભ થશે. પછી કીર્તનકાર કો પૂજ્યનો કીર્તિનમહિમા ગાય, બાંગી કો બાંગ પુકારે, એમ હાજી સાહેબે નિજ પૂજ્યભાવનો પોકાર કાગળ ઉપર ઠાલ-વીને પાઠવ્યો કે પૃથ્વીપ્રદક્ષિણામાં દલપતકાવ્યને હું સદા ઓશીકા નીચે રાખતો. દલપતસતસઈને હું મ્હારૂં તાવીજ માનું છું. મ્હારી પૃથ્વીપ્રદક્ષિણાનો ગ્રન્થ છપાવવાનો છે એ મ્હારા સાહિત્યદેવને વંચાવવાને આવ્યો હતો. બે-બે વાર

દર્શને આવ્યો, દર્શન ન થયાં. નસીબમાં નહિ હોય.'
મ્હારા પૂજ્ય કવીશ્વરજી ! સલામ.

હિન્દુ કવીશ્વરને કાજે પરધર્મીઓના આવા પૂજ્ય-ભાવના પોકાર હતા. સાચી કવિતા કોમોના વાડામાં કદી પૂરાતી નથી. કાવ્યદેવીનો જયધ્વજ કોમોના વાડાઓથી પર લહરે છે.

સાત દાયકાની આયુષ્યઅવધિને બાઇબલે મૃત્યુઅવધિ ઉચ્ચારી છે. સાઠે બુદ્ધિ નાઠી ન હોય ત્હો યે શીસ્તેરનો ઘાટ ચ્હડી ઉતરેલા ઉદારમતવાદી ને પ્રગતિશાળી કોક વિરલા હોય છે. ' આજનો ઉદ્દામવાદી એ આવતી કાલનો મવાલવાદી ' એ તો આજકાલ સામાન્યોક્તિ થઈ પડી છે મોડરેટોને અસહકારીઓએ ભાંડયા, ને અસહકારીઓને શોશિયાલિસ્ટો ભાંડે છે. આયુષ્યને વર્ષે વર્ષે અન્તરગાંઠે બન્ધાય છે; અને એ અન્તર્ગાંઠો પછી પ્રગતિના પાયની જંજીરો થઇ પડે છે. એમ ત્રીસે પ્રણાલિકાભંગીની પ્રચંડ રાડ પાડનારો પ્રગતિવાદી પુરુષ ઘણુંખરૂં પિસ્તાલીસે શિસ્ત-પાલનનાં મન્ત્રોચ્ચાર બોલતો ગુલામી જીવન ગાળે છે. કાલે જે શઢ ચ્હડાવતો એ આજ લંગર ભીડે છે. એમ ઘણાખરાને અકાળે વૃદ્ધત્વ આવે છે. અન્યત્ર ત્રીસ વર્ષે પેઢી બદલાય છે, પણ ભારતવર્ષમાં તો પંદર વર્ષને પખવાડિયે પખવાડિયે પેઢીનામું બદલાતું ભાસે છે. ૧૮-૯૩માંના રાજદ્વારી સુધારા ૧૯૦૮માં સુધર્યા; ૧૯૦૮માંના ૧૯૧૯માં સુધર્યા; ૧૯૧૯માંના સુધારા પછી ૧૯૩૫માં સુધર્યા. એ સૌ પ્રગતિઓ હતી કે પીછેહઠ એ તો રાજ-

પુરુષોને પૂછજો. બાવીસે નર્મદ પ્રગતિવાદી હતો, બત્રીસે મુંબઇ છોડી સૂરત જઇ વાસ્યું, બેતાળીસે મહાકાળદર્શન કીધું, અડતાલીસે ધર્મવિચાર લખતો બેઠો. પિસ્તાળીસે નેપોલિયન વેટરલૂ હાર્યો. સામાન્યતઃ ત્રીસે જયપન્થે ચ્હડેલો યોધરાજ પિસ્તાલીસે દ્વારપાળ થઇ રાજદરવાજે ઉભો છે; ને પૂર્વે જયહાકલ પાડતો એવી પછી સંરક્ષણ હાકલ પાડે છે કે હવે કો નવીનોને કાળમહેલમાં પ્રવેશવાની દુહાઈ છે. અસહકારીઓ ઉપર લાઠીઓ પડતી; પછી અસહકારીઓએ લાઠીઓ ને ગોળીઓ મજૂરશાહી ઉપર વરસાવી. 'હું કહું એટલી જ પ્રગતિયાત્રાની અવધિ' એવી રતાંધળી અહંબુદ્ધિ કાળે કરીને નેતાના નેતૃત્વમાં જાગે છે, ને તે એની પ્રગતિને પાંગળી કરે છે. સૌ લોકવચનોની પેઠે આ લોકવચનને યે અપવાદ નથી હોતા એમ નહિ. અને દલપતજીવનના પ્રસંગો કહે છે કે દલપતરામ અપવાદરૂપ મહાપુરુષ હતા, આજીવન એના એ જ ઉદારમતવાદી હતા, દેશહિતચિન્તક હતા, ધીરે ધીરે પણ સદા પ્રગતિપન્થના પ્રવાસી હતા.

૭૦ની ઘાટી ચ્હડી ઉતર્યાં પછીના કેટકેટલાએક પ્રગતિશાળી હોય છે? દલપતજીવનના સંસારપ્રસંગોનો સરવાળો એ કથા કહેશે.

શુભ પ્રસંગે સૌ સગાંસંબંધીને ને આડોશીપાડોશીને સંભારે એમ પ્રજાકેળવણીના પુરોહિત જીવનભરના શારદોપાસક દલપતરામ શાળાને ને નિશાળિયાને સંભારતા. '૯૨માં ને '૯૩માં પુત્ર પાસ થવાના ને પુત્રના

લગ્નપ્રસંગે-વેળાએઅવસરે એ સરસ્વતીપુત્ર શારદોપાસકોને એના એ જ આયુષ્યના ભાવે સંભારતા. દેશવિદ્યાવૃદ્ધિનો દલપતભાવ સદાજાગૃતભાવ હતો.

ધર્મસંકટના સમયે, શાસ્ત્રકોયડા સમા ઘૂંચવાયેલા સંસારપ્રશ્નોના ઉકેલઅવસરોએ, વિકટ તરભેટાઓમાંથી સાચો માર્ગ શોધવાનો હોય ત્હારે ઘણી વેળા અમૂઝાયેલા સંસારીઓ એ પ્રજાપુરોહિતને ઘેર પૂછવાને જતા. ને દલપત પ્રજાપુરોહિતની સલાહ સદા પ્રગતિપન્થીની હતી, સ્થિતિસ્થાપકની ન હતી.

એક વેળાએ કવીશ્વરને પ્રશ્ન પૂછાયો કે વરઘોડિયાં પરણી ઉતર્યાં છે, પણ કન્યાને વળાવી નથી. અને એવામાં જ દૈવયોગે વર દેવ થયો છે. શું કરવું? પ્રજાપુરોહિત દલપતે છાતીઠોક શાસ્ત્રનિર્ણય ઉચ્ચાર્યો કે વગર વળાવેલી કન્યા અવિવાહિતા ગણાય.

'ઽ૨ની સાલમાં અમદાવાદના શ્રી ભાઈશંકર સોલીસીટરના સગા પૂર્ણાનન્દ ભટ્ટ અમદાવાદથી વિલાયત અભ્યાસાર્થે જતા હતા. નાત ચગડોળે ચ્હડી. અમદાવાદનો બ્રહ્મસમાજ ટોળે મળ્યો. કવીશ્વરને ન્હોતરૂં મોકલાવ્યું. દલપતરામ સભાસમારંભમાં આવ્યા. સકલ બ્રહ્મસમાજે સન્માન્યા, સત્કાર્યા, અગ્રસ્થાને સ્થાપ્યા, ને ધર્મનિર્ણય પૂછ્યો. કવીશ્વરે આશીર્વાદ ઉચ્ચાર્યો કે સુખેથી સિધાવો ને અભ્યાસયાત્રા સફળ કરી આવો. અને શાસ્ત્રનિર્ણય ભાખ્યો કે અભ્યાસાર્થે સમુદ્રયાનનો શાસ્ત્રમાં નિષેધ -

નથી, પ્રતિપાદન છે. સમાવર્તનદીક્ષા પછી સ્નાતક પૃથ્વીપર્યટને જતો, ને સાત સમુદ્રો ઓળંગીને ઘેર આવતો. આજે નાસરડે નીકળતા ળડવા આડી સાત જળધારાઓ દોરાય છે તે એની ઈતિહાસપગલીઓ છે. પણ ધર્મસિન્ધુના પ્રાયશ્ચિત્તપ્રકરણમાં સમુદ્રયાનનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે તે આવીને કરજો. આનન્દે જાવ; સમુદ્રયાનનો શાસ્ત્રનિષેધ નથી.

૩૧ની વયે '૫૧માં હુન્નરખાનમાં પરદેશગમનની ઉદ્‌બોધઘોષણા કીધી હતી, ને ૩૯ની વયે '૫૯માં બુદ્ધિવર્ધકના આહ્‌વાનને આપ્યો હતો એવા ઉદારવાદી ને શાસ્ત્રસંમત ઉત્તરભાવ ૭૨ની વયે '૯૨માં અમદાવાદના બ્રહ્મસમાજ મધ્યે કવીશ્વર ઉચ્ચરતા હતા.

તે પછી એ જ સાલમાં અમદાવાદમાંથી ત્રણ બ્રહ્મક્ષત્રિય જુવાનો નાતની રજા લઈને ભણવાને વિલાયત ગયા હતા.

એવામાં સોરાષ્ટ્રની નાશિનગરી સમા જેતપુરના વૈશ્યમંડળમાં વિકટ સંસારપ્રશ્ન જાગ્યો કે રોટીવ્યવહાર હોય ત્યહાં બેટીવ્યવહાર થાય કે નહિ? એ ધર્મનિર્ણય પૂછવો કિયા સંસારશાસ્ત્રીને? સમસ્ત ગુર્જરપ્રજાનું શ્રદ્ધાધામ ને પૂછ્યાઠામ ત્યહારે હતા પ્રજાપુરોહિત દલપતરામ. કવીશ્વર શાસ્ત્રવિદ્ હતા, કવીશ્વર યુગધર્મને ઓળખતા. એક આંખે દલપતરામ શાસ્ત્ર વાંચતા ને બીજી આંખે દલપતરામ દેશકાળ વાંચતા; અને બન્નેનો પછી એકદૃષ્ટ સમન્વય ઉચ્ચરતા. ૨૩-૧૨-૯૨ની તારીખે જેતપુર મહા-

જને અમદાવાદ કાગળ લખ્યો અને એ સંસારપ્રશ્નનો ધર્મનિર્ણય માગ્યો. ધર્મશાસ્ત્રમાં ને સંસારમર્યાદાઓમાં શ્રદ્ધાળુ ને પ્રગતિશીલ કવીશ્વરે સમસ્ત મહાજનની વતી શેઠ ઉત્તમચંદ પારેખને ઉત્તર લખ્યો કે 'રોટીવ્યવહાર ત્હાં બેટીવ્યવહાર'ને ધર્મનો કે શાસ્ત્રનો બાધ નથી. નાતની સંમતિ લઇને કરજો કે પાછળથી અવરોધ ન આવે. ધર્મશાસ્ત્રો સવર્ણી કન્યા પરણવાનું લખી ગયાં છે, સ્વજ્ઞાતિની કન્યા પરણવાનું લખી ગયાં નથી. શાસ્ત્રો રચાયાં ત્હારે વર્ણો હતા, જ્ઞાતિઓ ન્હોતી. વર્ણાશ્રમવ્યવસ્થા શાસ્ત્રસ્થાપિત છે, જ્ઞાતિવ્યવસ્થા પાછળની ઇતિહાસસ્થાપિત છે.

પણ એથી યે કપરો દેશચર્ચાતો ત્હારનો સંસારપ્રશ્ન તો હતો સિદ્ધપુરમાંના હિંસામયી સોમયાગનો. દેશબ્રાહ્મણોમાં બે પક્ષો પડી ગયા હતા. સિદ્ધપુર સમા ઇતિહાસપ્રસિદ્ધ પવિત્ર તીર્થરાજવાસી એ સોમયાગના યજમાન હતા; શુક્લતીર્થ સમા ધર્મ શાસ્ત્ર ને અગ્નિહોત્રના ધામ પ્રતાપાવના નર્મદાતીરના આચાર્યમહોદય હતા. પણ એ શાસ્ત્રવિદ્ અગ્નિહોત્રીને હાથે વેદધર્મને નામે હિંસા થતી નિરખીને અહિંસાવાદી ગુજરાત ખળભળી ઉઠ્યું હતું. બ્રહ્મમંડળનો એક પક્ષ કહેતો કે વેદમાં અશ્વમેધ છે, નરમેધ છે. બ્રહ્મમંડળનો બીજો પક્ષ ઉચ્ચરતો કે अहिंसा परमो धर्मः એ લોકાઓજૂનું ધર્મસૂત્ર છે; એટલે હિંસા એ અધર્મ છે, ધર્મ નથી. ઉભય પક્ષના કવીશ્વરને કાગળો આવ્યા અને પ્રજાપુરોહિતને એ પ્રજાપ્રશ્ન પૂછાયો. દલપતરામે શાસ્ત્રધર્મે ભાખ્યો ને કાળધર્મે ભાખ્યો. પ્રજાપુરોહિતે ઐતિહાસિક

શાસ્ત્રધર્મ કહ્યો કે અશ્વમેધ ને નરમેધ પૂર્વે પ્રવર્તતા હતા એ ખરૂં; અને દેશકાળના જ્યોતિર્વિએ પ્રજાવત્સલભાવે કાળધર્મ ભાખ્યો કે કલિમાં હિંસાયજ્ઞનો નિષેધ છે; અહિંસા યજ્ઞ જ કલિધર્મ છે. સાંભળ્યું છે કે એ હિંસક સોમયાગના અધિષ્ઠાતા યજમાનરાજ અને આચાર્યદેવ બન્નેયનો પછી નિર્વંશ ગયો છે. એ લોકવાણી સાચી હોય તો વિધિએ પરચો સાચેસાચનો દાખવ્યો. ગુજરાત તો સેંકડો વર્ષોથી અહિંસક છે.

ઈસ્વી ૧૮૯૩ માં, વિ. સં. ૧૯૪૯ ના ફાગણ વદી એકમે, ફૂલદોલના મહોત્સવની તિથિએ, દેવમન્દિરોમાં દોલોત્સવ ઉજવાતો હતો ત્હારે સિદ્ધક્ષેત્રમાં સરસ્વતીઆરે વેદધર્મને નામે એ હિંસક સોમયાગ ઉજવાયો હતો. આજે કે ત્હારે ગુજરાત હિંસાને પાપ માને છે, પૂજતું નથી.

એવામાં સરકારે ઓપિયમ કમીશન નીમ્યુ હતું, ને તે ભારતભરમાં ભમીને દેશનેતાઓના અભિપ્રાયો સંઘરતું હતું. '૫૦ ની સાલથી કેફનિષેધની ગરબીઓ ગાનાર કવીશ્વરે અમદાવાદમાં જુબાની આપી હતી કે અફીણ ને દારૂ બન્ને યે પ્રજાજનને તો હાનીકારક જ છે; ત્હેમાં યે દારૂ તો વિશેષ. માટે બેઉના વ્યાપાર બન્ધ કરવા જોઇયે. દલપત જુબાની પછી પિસ્તાળીશેક વર્ષે હવે દારૂની વ્યાપારબન્ધીનાં આવતાં પગલાં દેશમાં સંભળાય છે. Asiatics non-Asiaticsના Discriminatory Act ન થાય તો સારૂં.

પણ દલપતજીવનના પ્રગતિભાવપ્રદર્શક પ્રસંગો તો આ સૌથી અન્યથા હતા. પાંસઠમે વર્ષે નવવિચારણાના પૂરપ્રવાહ કેટકેટલાકે ઝીલ્યા છે? દલપતજીવનને પાંસઠમે

વર્ષે Indian National Congress–હિન્દી પ્રજાવાદી મહાસભાનો જન્મ થયો. એના કારણરૂપ અનેક વાયરા દિશાદિશામાંથી વાયા હતા. કોઈક ઇન્ધણાં ઘસડી લાવ્યું, કોઈકે તણખો નાંખ્યો, કોઈકે તણખાના ભડકા કીધા, કોઈ કે દઝાડયા, કોઈ કે પ્રકાશ પાડયોઃ એમ હિન્દી મહાસભાના પ્રજાયજ્ઞની જ્વાળાઓ પ્રગટી. એ નદી ન્હોતી, નદ હતો; સઘડી ન્હોતી, ભઠ્ઠી હતી. કડણવીજળી સમા એક ગુર્જરસાક્ષર ડૉ. હરિ હર્ષદ ધ્રુવ અગ્રેસર થઈ ત્હારે એમાં ધૂમતા. એ શિવાયના ગોવર્ધનયુગના કિયા કિયા પ્રશસ્ત નવસાક્ષરવર્યોએ એ નવયુગસન્દેશ ઝીલ્યો કે ઝીલાવ્યો છે ? કે એ લોકયજ્ઞમાં વરુણી થઈ બેઠા છે ? કેટલાએક તો એ મર્યાદાશીલ લોકસભાના નામે યે ભડકતા અને અભડાઈશું કરીને આઘે ભાગતા. ગુજરાતના ત્હારના સાક્ષરરૂપી નવબ્રાહ્મણો ત્હારે મહાબ્રાહ્મણ જેવા હતા, ને આજે યે મહાબ્રાહ્મણ જેવા રહ્યા છે. સાહિત્ય ને પ્રજાભાવ વચ્ચે અન્તર પાડી ગોવર્ધનયુગના સાક્ષરવર્યોએ સાક્ષરત્વને હાંસીપાત્ર કરાવ્યું, દલપતયુગમાં હતું તે કવિપદનું પ્રજાનું વિચારનેતૃત્વ ખોવરાવ્યું, वर्णानां ब्राह्मणो गुरुः એ સ્મૃતિવાક્ય ખોટું પડાવ્યું. દલપતયુગમાં હતા એવા ગુજરાતના સાક્ષરબ્રાહ્મણો એ પછીના યુગમાં ગુર્જરમહાપ્રજાના અગ્રેસરો ન નીવડયા; કારણ કે પ્રજાના સુખદુઃખના અનુકમ્પે એમનું સાક્ષરત્વ અનુકમ્પતું નહિ; કારણ કે તેઓ વ્યક્તિવાદી હતા, લોકસંગ્રહવાદી ન હતા.

અખીં સદીભર, ’૪૮ થી ’૯૮ પર્યન્ત, કવીશ્વરનું

સ્વદેશવત્સલ દલપતહૈયું દેશના સુખદુઃખે સદા અનુકમ્પતું હતું. એ હૈયું દેશવાત્સલ્યના ભાવે સદા રસાર્દ્ર રહેતું. સ્વદેશવાત્સલ્યનું નવયુગનું પ્રથમ કાવ્ય હુન્નરખાનની ચઢાઈ રચીને કવીશ્વરે સાહિત્યદેશે ને કવિતાપ્રાન્તે સ્વદેશભાવનાની પ્રથમ કુંકુમઅક્ષરાવલિ પાડી હતી. આપણા રસશાસ્ત્રમાં સ્વદેશવાત્સલ્યનો એકાદશમો રસ કવીશ્વરે પ્રગટાવ્યો છે એ આપણે પૂર્વપ્રકરણોમાં વાંચી ગયા છીએ.

પણ દલપતરામ કવિધર્મ પાળતા; મન્ત્રોચ્ચારક હતા, ચળવળકાર ન હતા. ઝુંબેશ ને ચળવળ દલપતજીવનમાંથી દેશવટે હતાં. લોકહિતની સર્વદેશીય વિચારમીમાંસા દલપતઆયુષ્યપુષ્પની નિત્યસુવાસ હતી.

પ્રજાના સુખદુઃખે સુખદુઃખાળો દલપતઆત્મા પ્રજાભાવથી અળગો કે આઘો રહી શકતો નહિ. 'બોલે તેનાં બોર વેચાય' દલપતકાવ્યમાંની એ જૂની કવિતા છે. ૧૮૫૫ માં ગવ્હર્નરના દફતરદાર સન્મુખે પરોપકારીના પાત્રમુખે અત્યંજવિટંબણાઓ ગાનાર દલપતઆત્માને હિન્દી મહાસભાની ભાવના નવી કે વિદેશી ન ભાસી; અભડાવનારી નહિ, પણ લોકહિતસિવની લાગી; અને ઉદાર ભાવી પ્રગતિશીલ દલપતઆત્માએ ત્યહારની મહાસભાની દેશભાવના વૃદ્ધત્વશોભતા યૌવનભાવે ઝીલી. કવીશ્વરે નિજ સ્વદેશવાત્સલ્યને મૂર્તસ્વરૂપ ધરતું નિહાળ્યું.

કલકત્તાના કોંગ્રેસસમારંભમાં કવીશ્વર ગુજરપાટનગરીના પ્રજાપ્રતિનિધિ નિમાયા હતા. પણ શરીરના અના-

ામ્યને કારણે કલકત્તે જવાયું ન હતું. ને ગયા હોત
હો યે ઈંગ્રેજીના મૂળાક્ષરરચિત દલપતરામ ત્હાં જઈને
રતે શું ?–હા, કલકત્તાવાસી ગુજરાતીઓમાં ઉત્સાહની
ારતી ચ્હડાવત ખરા.

'૯૩ ની લાહોર કોંગ્રેસમાં તો દલપતમિત્ર દાદાભાઈ
મુખપદે હતા ને દલપતકુટુંબી વૈદરાજ જટાશંકર લીલા-
ર લોકપ્રતિનિધિ લેખે ગયા હતા. ત્હારે એ યૌવન
મંગીલાને વાટખર્ચીની સહાયતા અર્થે દસ રૂપિયા આપીને
વીશ્વરે પ્રોત્સાહન પૂર્યું હતું.

એ અવસરમાં તો દાદાભાઈનો પાર્લમેન્ટરી દિગ્વિજય
ગ ભરી ગાજતો હતો ને લોકહૈયું ઉછાળે ચ્હડ્યું હતું.
ાદાભાઈ જૂના દલપતમિત્ર હતા, 'હિન્દના હિમાયતી'
હતા. લોર્ડ સોલ્સબરીની Blackmanની આંધળી ટકોરને
વાળતી કવિતા ત્હારે દલપતપુત્ર મગનલાલે પ્રસિદ્ધ કરી
હતી કે

કરમી પુરુષ કાળો પાર્લમેન્ટે પળાયે.

અને પ્રજાહૈયે વિરાજતા લોકકવીશ્વરે દાદાભાઈનો દિગ્વિજય
ગાયો હતો કે

જેમ દિગવિજય કરીને આવે સ્વદેશમાં,
એમ દાદાભાઈ પાછા સ્વદેશમાં આવિયા;
ત્રાણુના ડિસેમ્બરની તારીખ ત્રીજીને દિને
મુંબઈના લોકે મોટા હરખે વધાવિયા;
ધન માલ થકી જેની ધારીએ કીંમત ચોટી,
એવા ભલા જસના જહાજ ભરી લાવિયા.

એ કવિતા કવીશ્વરે પ્રજાના સ્વાગતસમારંભમાં મુંબઈ મોકલાવી હતી. અને પછી મુંબઈથી લાહોર મહાસભાના પ્રમુખપદે સંચરતાં સ્ટેશને સ્ટેશને એ દિગ્વિજયશાળીનું ભવ્ય જાહોજલાલીવન્તું લોકસ્વાગત થયું હતું ત્હેમાં અમદાવાદના રેલ્વે સ્ટેશને આપણા ૭૩ વર્ષના વયોવૃદ્ધ પ્રજાવત્સલ કવીશ્વર પુરાણા મિત્રના સ્વાગતધર્મમાં અગ્રણીપદે હતા, અને ઉરભાવનો આશીર્વાદ ઉચ્ચાર્યો હતો કે

> દિન દિન દાદાભાઈનાં વધો હરખ ને હામ;
> આશિષ આપે એટલી દિલથી દલપતરામ.

પણ હિન્દી મહાસભાનો ખરો દલપતપ્રોત્સાહનપ્રસંગ એ ન્હોતો, પણ એથી પૂર્વેનો હતો; શિયાળો ઉતર્યે '૯૩ની વસન્ત ઋતુમાં અમદાવાદમાં પ્રાન્તિક મહાસભા મળી ત્યહારનો હતો. મુંબઈનગરીના સિંહ ને 'બેતાજ બાદશાહ' સર ફિરોઝશાહ મહેતા પ્રમુખપદે હતા; નવ-અમદાવાદના સર્જનહાર વયોવૃદ્ધ સ્થિરબુદ્ધિ રણછોડભાઈ રહેંટિયાવાળા સ્વાગતાધ્યક્ષ હતા. વડોદરે કલાભવનમાંથી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર, મુંબઈથી ડૉ. બહાદુરજી વિગેરેની નવઉત્સાહિની દેશહિતચિન્તક મંડળી ગુજરાતના પાટનગરે ઉતરી પડી હતી. કાર્યક્રમ ઘણોખરો ઇંગ્રેજી ભાષામાં થતો, એટલે કવીશ્વર નહિ જેવું સ્હમજતા; છતાં ત્રણે ય ઉત્સવ-તિથિઓએ સભામંડપમાં જઇ બેસતા. ત્રીજી તિથિએ દલપતરામ કોઇની દૃષ્ટિએ ચ્હડ્યા. એમણે સમારંભપ્રમુખને સૂચન કીધું. સર ફીરોઝશાહે કવીશ્વરને મોડામોડા પણ ઓળખ્યા, અને સમારંભને ઉદ્બોધવાની વિનતિ કીધી.

સ્વાગતપ્રમુખ ને મિત્ર સમા રણછોડભાઈએ અનુમોદન આપ્યું. એ સમારંભની સ્વાગતસમિતિના તો દલપતરામ સભાસદ આરંભથી હતા જ. કવીશ્વર ઉઠ્યા. સમારંભનો છેલો દિવસ હતો. પ્રજાપ્રતિનિધિઓને વિખેરાવાની છેલ્લી ઘડી હતી. હિન્દુઇસ્લામી કોમીકલહની પ્રથમ ચિનગારી ભારતવાડીઓમાં ત્ય્હારે પડી ચૂકી હતી. કવીશ્વરની આર્ષ-દૃષ્ટિએ દીઠું હતું કે એ તણખો ન હતો, દવ હતો. ઉગતો ડંભાશે નહિ તો ભારતીય મહાપ્રજાના મહાવનને બાળી મૂકશે. એકત્રીસની વયે ’૫૧ના ઓગસ્ટ માસમાં જે ધીર-ગંભીર અને દીર્ઘદર્શી’ ઉમંગ અને ઉત્સાહથી એ ગરબી ગાઈ હતી એ જ બુલન્દ પણ મધુરા, સભાગાજન્તા ને સભાજીતતા, પ્રજાપ્રોત્સાહક, મેઘપડછન્દવા કંઠે કવીશ્વરે નિજ સંપલક્ષ્મીસંવાદમાંની બેતાળીસ વર્ષજૂની ગરબી ગાઈ કે

દેશમાં સંપ કરો, સંપ કરો.

પછી બીજી કડીમાં દેશની દિશાઓ સળગતી દેખાડી.

હાંરે જે કોઈ સંપ તજીને સુખ માગે,
હાંરે તેના સૂતેલા શત્રુઓ જાગેઃ
રે ! દેશમાં સંપ કરો, સંપ કરો.

અને પછી પૂર્વના પરાજયઈતિહાસ ભાખ્યા.

હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લ્હડતા,
હાંરે રાજ ખોઇને રહ્યા હવે રડતાઃ
રે ! દેશમાં સંપ કરો, સંપ કરો.

એ પછી કાળગંભીર ઋષિવાણે ભારતીય મહાપ્રજાને ચેતવણી ઉચ્ચારી કે

હાંરે હજી હઇયે વિચારી નહિ જોશો,
હાંરે ખરેખાત ! છે હાથમાં તે ખોશો;
રે ! દેશમાં સંપ કરો, સંપ કરો.

પણ પછીની કડીમાંની ૧૮૫૧માં લખેલી ૧૮૯૩ની આગાહી સાંભળીને સભા આશ્ચર્યચકિત થઇ.

હાંરે તમે ટંટા ધરમના ટાળો;
હાંરે જે જે પ્યારો લાગે તે ધર્મ પાળો:
રે ! દેશમાં સંપ કરો, સંપ કરો.

અને તે પછી કવીશ્વરે માર્ગદર્શક દિશાસૂચન સંભળાવ્યું.

હાંરે કરી સંપ કાંઈ હુન્નર હલાવો;
હાંરે ફરી દેશનો વખત ફેરવાવો:
રે ! દેશમાં સંપ કરો, સંપ કરો.

બસ; થયું; કવિસન્દેશ પૂરો થયો. દેશની વેળા ફેરવાવવાનો કવિઉદ્બોધ સાંભળીને લોકસાગર ભરતીએ ચ્હડયો. ગરબીના પ્રથમ ચરણે ડોલવા લાગેલી સભા પછી ઝૂલવા લાગી, હિન્ડોળે હીંચી, અને છેલ્લે છેલ્લે પૂરે ચ્હડી. સભાજીત દલપતરામ સભા જીત્યા.

એ પછી પન્દરેક વર્ષોનાં નવઅજવાળિયાં-અન્ધારિયાં ઉગી ઉતર્યાં. આ જીવનકથાઆલેખક પ્રો. ગજ્જરનો મુંબઇમાં સહકુટુંબ મહેમાન હતો. વાળુ કરીપરવારી કુટુંબમંડળી જામી હતી, ગજ્જર સાહેબ ઈતિહાસવાતો લલકારતા ખીલ્યા હતા. ' કવિ ! શો એ ડોસાનો પ્રભાવ ! એમનું

સુખ ન્હોતું બોલતું, હૈયું બોલતું હતું.' એ જૂની વાર્તા વર્ણવતાં પ્રો. ગજ્જર સ્વયં સાત્ત્વિક જોબનભાવવન્તા, સમસ્ત દેહમુદ્રામાં ઉછળાટ ઉછળતા, નવપ્રેરણા પીધેલા જેવા પ્રોત્સાહનપ્રબુદ્ધ થઈ જતા કહેતા કે એ ડોસાની દેશદાઝ નિરખીને ડૉ. બહાદુરજી તો ઘેલાગાંડા બની ગયા હતા.

સભારંજની દલપતકવિતા સાથેસાથ સભાજયિની કવિતા હતી.

હિન્દબ્રીટનની મૈત્રી દલપતજીવનનું સ્વપ્ન માત્ર ન્હોતું, જીવનશ્રમ ને આયુષ્યઉદ્યોગ હતો; ફારબસ સંગાથે માણેલી જીંદગીની પરમ લ્હાણ હતી. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનો સમન્વયસંગમ કવીશ્વરનો કાવ્યસન્દેશ હતો. સૌ ઇંગ્રેજો કંઇ ફારબસ નથી કે સૌ હિન્દીઓ કંઈ દલપતરામ નથી, એટલે સદાસર્વત્ર એ મિત્રબેલડીનાં દર્શન ન થાય. પણ કેટલાએક અવસરોએ એ મહાપ્રજાઓની મૈત્રીના આદર્શને કારી બાણ વાગ્યા સમી દલપતહૈયામાં ઊંડી વ્યથા થતી

એમ પ્રગતિપન્થે પગલીઓ ભરતા ભરતા ઉત્ક્રાન્તિવાદી કવીશ્વર ધીમે ધીમે અસ્તાચળ ભણી સંચરતા હતા

દલપતજીવનની સાયંકાળની મધુરપમાં પણ કૌટુમ્બિક અને મિત્રમંડળની તેજછાયાઓ રમતી હતી '૯૩માં ધોળકે દલપતજામાતૃ ઓઝા અંબાશંકર વિદેહ થવે કવીશ્વરની સૌથી ન્હાની પુત્રી મણિબા દૂભાયાં એ પૂર્વે '૯૩ના બે માસમાં દલપતવતનમાં સૌથી ન્હાના પુત્ર ચમનલાલનું લગ્ન થયું હતું, અને '૯૩ની આખરે ન્હાના-

લાલ મેટ્રીક પાસ થયો. '૯૪માં મોહનલાલ સંગાથે જૂનાં મનદુઃખોનું સમાધાન થયું અને મોહનપુત્રી રળિયાતકુંવરનાં લગ્ન દાદાની ડહેલીએ અમદાવાદમાં થયાં. '૯૫માં નડિયાદમાં દેસાઈ હરિદાસ વિહારીદાસનો સ્વર્ગવાસ થયો. '૯૬માં ભાવનગરના મહારાજા તખ્તસિંહજી, વડતાલદેશના ધર્મધુરન્ધર આચાર્ય શ્રી વિહારીલાલજી, અને ડૉ. હરિહર્ષદ ધ્રુવ સ્વર્ગવાટે સંચર્યા, અને કવીશ્વરે ઉમર વિશે કવિતા લખી. એમ વિદાયનાં વિતર્કોની પરંપરા તો, દિવસ પછી રાત્રિના સમી, અખંડ ચાલુ જ હતી. પાનખર ઋતુનાં જેવાં પાકાં પીળાં પાન કવીશ્વરને સંસારવડલેથી ખરતાં જતાં હતાં.

કવિતારસ જેને આતમવાસી છે ત્હેનું કવિતઝરણું આયુષ્યભર લીલુછમ રહે છે, અન્તકાળ સૂધી સૂકાતું નથી. સીત્યોતેરમું વર્ષ ઉતરતાં નિજ પન્દર માસની બાણશય્યામાં કવીશ્વર ઢળ્યા ત્હાં સૂધી એમનો કવિતપ્રવાહ અખંડ પ્રવાહે વહતો.

'૯૪ સૂધી તો હરિલીલામૃતનો મહાગ્રન્થ રચાતો હતો. પછી હાથ આવેલો હીરો બિહારીલાલજી મહારાજે સહેજમાં જતો કીધો નહિ, ને અલંકારચન્દ્રિકા અને આચાર્યમહોદયના ગ્રન્થો રચવાને દલપતરામને રોકયા. આચાર્યશ્રીને દલપતસત્સંગ થતો, સપ્રદાયનું સાહિત્ય પોષાતું, સાત્ત્વિક કાવ્યાનન્દમાં આયુષ્યની ઘડીઓ વીતતી. દલપતરામને તીર્થવાસ થતો, કાવ્યોપાસના થતી, સંપ્રદાયનું ઋણ ફેડાતું, દ્રવ્યોપાર્જન થતું. સફરોની સ્વતંત્રત

હતી, એટલે દેહ અને આત્માની અનુકૂળતા અનુભવતાં; પરતન્ત્રતાની જંજીર ન્હોતા જોતા. પણ દલપતકવિતા કંઈ સંપ્રદાયની મન્દિરમહેલાતોમાં પૂરાઇ રહે એવી ન હતી ૩૧ની વયે પ્રજાવાત્સલ્યના અભિનવ રસની પ્રથમ કવિતાઓ ગાઈ ત્હારે, તેમ પછી ૭૩–૭૬ની વયે, દલપતહૈયુ સદા પ્રજાહૈયા સંગાથે ધડકતું.

'૯૪માં મનુષ્યશક્તિથી પર તે શ્રી હરિને ભળાવવાનું કાવ્ય રચ્યુ હતું. એ જ સાલમાં વેનચરિત્રના મરાઠી ભાષાન્તરની પરવાનગી માગતો નાસિકથી વિનતિપત્ર આવ્યો હતો. અને ડિસેમ્બરમાં ગુજરાતી વેનચરિત્રની માણગોળા સાથે કથા કરશે ત્હેને પચ્ચાસ રૂપિયા ઈનામ અપાશે એવી રાજપીપળાના શેઠની જાહેરાત બુદ્ધિપ્રકાશમાં છપાઇ હતી.

આયુષ્યસંગાથી બુદ્ધિપ્રકાશ ઉપરાન્ત પારસી કાવ્ય શિષ્યો શ્રી દાદી એદલજી તારાપોરવાળાનુ અને પાછળથી સ્હોરાબજી લીમજીભાઇ પાલમકોટનુ માસિક મન્નહર તથા પેટલાદવાસી નાગરશિષ્ય કાશીશંકરનુ કાવ્યકમળાકર એમાં છેલ્લા દાયકાએકની દલપતકવિતાઓ છપાતી '૯૫ માં આકાશગંગાના ગગનાશ્ચર્યની કવિતા રચાઈ. કવીશ્વરે ગગનમાર્ગના મહાઆશ્ચર્યો નિહાળવા માંડ્યાં

પછીના '૯૬ના વર્ષની છેલ્લી કવિતાઓ પોણોસો વર્ષના કાવ્યજીવનની કરણાન્તક કવિતાઓ હતી. કવીશ્વરે ત્હારે કાળનો વેગ દીઠો, ને જુવાનીને જતી જોઈ. એ જ સાલમા મીઠાના કર વિરૂદ્ધની કવિતા બુદ્ધિપ્રકાશમાં છપાઈ કે

મીઠાની મટાડો મહામોંઘવારી.

પછી માનવપૂતળાં ઘડનાર ને ભાગનાર પ્રજાપતિનાં દલપતરામને પુનર્દર્શન થયાં. અને છેલ્લે છેલ્લે વસન્તની હોરી, નવી દુનિયાં, અને આવતી બેકારીનો સામનો કરવાને

એક મંડળી એવી સ્થાપો, જ્યાં સહુને ઉદ્યોગ જડે

ની કવિતા લખી. ટેનીસનના Locksley Hall Sixty Years After અને Vastness અને Crossing the Barનાં જેવાં એક મંડળી એવી સ્થાપો, જાય છે જુવાની, નવી દુનિયાં, કાળનો વેગ એ દલપતઆયુષ્યના ઓટનાં કાવ્યો હતાં.

જાહેરજીવનના પ્રસંગોમાં ઓપિયમ કમીશન સમક્ષ સાક્ષી, સર મંચેરજી ભાવનગરીને ભાવનગરના સંબંધે લંડનમાંની ઇંડિયન ઈન્સ્ટિટ્યૂટની કવિતા, શ્રી જહાંગીરજી પેસ્તનજી તથા પાલનપુરના નવાબ સાહેબને ચાંદખિતાબ અને '૯૪ની સાલમાં ભલા સ્વદેશપ્રેમી ડૉ. નીલકંઠરાયને માનપત્ર એ પ્રસંગો હતા.

'૯૩માં સુબોધસંગ્રહ નામે દલપતકાવ્યમાંનો વીણા મણકાવ્યગ્રન્થ છપાયો હતો.

એવામાં આડત્રીસ વર્ષે વળી પાછી સજીવન થયેલ બુદ્ધિવર્ધક સભાનું કવીશ્વરને મુંબઇથી ન્હોતરૂં આવ્યું. જીર્ણ ભર ચલાય ખરૂં, દોડાય નહિ. દલપતઆયુષ્યનો સંસારમન્ ચાલવાનો હતો, દોડવાનો ન્હોતો. મુંબઈમાંની બુદ્ધિવર્ધ સભાને સર કરી ઉદ્દામમતવાદી સભાસદો '૫૭-'૫૮માં દોડ ન્હડયા હતા, મધ્યમ માર્ગના ઉત્ક્રાન્તિમાર્ગે ચાલવાની દલપતશિક્ષાને '૫૯માં અવગણી હતી, લોકમંડળને વિરોધી

કીધુ હતું, સુધારક મટી ઉચ્છેદક બન્યા હતા, ખાનપાન-જીવનમા સુજનતાની ને મદ્યમંની પાળે ઉલટી હતી પરિણામે એ મુંબઈગરૂ, સરસ્વતીચન્દ્રમાના વીરરાવ છપ્પાટે સર્યું, સુધારકમંડળ '૫૫ થી '૬૨ સૂધી દોડીદોડીને થોડાક વર્ષોમાં જ થાકયુ હતું, '૬૭મા કરસનદાસને માનપત્ર આપીને ઘેનમા પાડ્યુ હતું, ને '૬૫મા નર્મદે સુરતવાસ કીધે સુષુપ્ત વયું હતું. '૬૭થી '૮૧ સૂધી મુંબઈનુ ગુજરાતી મંડળ સૂનુ મટ્ટ હતું '૮૧મા સ્વ ઇચ્છારામ સૂર્યરામે સમસ્ત ગુજરાતીઓનુ સુખપત્ર 'ગુજરાતી' કહાડયુ ત્યહા સુધી મુંબઈમાની ગુર્જર ત મ્હોટે ભાગે મૌનશાળી હતી '૬૫મા સંસ્થાપી સુધારકોની પરમહંસ સભા પણ અલોપ થઈ ગઈ હતી '૮૧થી નર્મદે પણ કોર મરડી, ધર્મવિચારો લખવા માંડ્યા, ગુજરાતને દિગ્મૂઢ કીધુ પછી '૯૪-'૯૫મા શ્રી મનસુખરામ સૂર્યરામ અને શ્રી ઈચ્છારામ દેસાઈએ ઈતિહાસપ્રશસ્ત જૂની બુદ્ધિવર્ધક સભાને પુનર્જીવને આણી, બુદ્ધિવર્ધકના જૂના મિત્ર ને મહેમાન કવીશ્વરને સભાર્યા, અને '૯૮મ ગગાદાસે ન્હોતર્યા હતા તેમ પાછા દલપતરામને વ્યાખ્યાન માટે ન્હોતર્યા છત્રીસેક વર્ષ પાછો એનો એ ઇતિહાસયોગ ટગ્યો દલપત આત્માનો રગ એક હતો, સ્વદેશવાત્સલ્ય, અને સર્વતોમુખ સ્વદેશવત્સલ્યને માટે કવિતાવર્મ નિમન્ત્રણના ઉત્તમ એ નવસજીવન પામેલી પૂર્વપરિચિત બુદ્ધિવર્ધક સભાને કવીશ્વરે કવિતા વિશે નિબધ લખી મોકલ્યો, અને એમ જૂનો સબધ સાંધ્યો

પણ કવિતાદેવી ટ્રે શ્રી દલપતઝમકાર હતો આ

સૌથી નિરાળો. ચ્હડતી જુવાનીમાં મૂળીમાં જીતેલા પેલા કુસુમ કવિ સ્હામેના સાહિત્યવિજય સમો આ વિજય ઝબકાર હતો. એવું થયું કે '૯૪ કે '૯૫ની સાલ હતી, ને ડૉ. હરિ હર્ષદ ધ્રુવ અમદાવાદ આવ્યા હતા. હિન્દી મહાસભામાં ઘૂમનારા, પૌર્વાત્ય વિદ્યાઓના શારદસમારંભમાં રમનારા, પ્રાચીન શોધખોળના રસિયા, વીજવેગી સાહિત્યકાર, સાક્ષરી માસિક 'ચન્દ્ર'ના તન્ત્રી, કુંજવિહારના કાવ્યકર્તા, સ્થાનિક સ્વરાજ્યગીતાવલિના ગાનાર હરિલાલ ભાઈના 'ગુજરાતી નવી કવિતા' વિશે જાહેર વ્યાખ્યાનની ત્ય્હારના અમદાવાદના નગરમન્દિર હેમાભાઈ ઈન્સ્ટિટ્યૂટમાં યોજના થઇ. કવિતાના એ પ્રવચનમાં સંયોજકોએ ગુજરાતના કવીશ્વરને પ્રમુખપદે નિમન્ત્ર્યા. ડૉ. ધ્રુવ કવિતા રસિક, કાવ્યોપાસક, તેમ કાવ્યશાસ્ત્રના પરિજ્ઞાતા હતા. સંસ્કૃત ઈંગ્રેજી ગુજરાતી સાહિત્યસાગર યથાશક્તિમતિ તરી ઉતરેલા હતા. આપણે ત્ય્હાં છે એવું રસશાસ્ત્ર તો ઈંગ્રેજી સાહિત્યદેશે આજ પણ નથી. એટલે ત્ય્હાંના મમ્મટાચાર્યોના નહિ પણ મલ્લીનાથોના છૂટાછવાયા ફકરાએ આધારરૂપે ગૂંથીને, અને આપણા સંસ્કૃત રસશાસ્ત્રમાંનાં વ્યાખ્યાએ, વ્યાપ્તિએ, ઉદાહરણોનાં અનુમોદન આપીને, ત્ય્હારની તાજી ગુજરાતી નવકવિતાનાં ચરણો ગાઇને હરિલાલભાઇએ કલાકેકભર છટાદાર, કવિત્વ ભરેલું, રસંનીતરતું પ્રવચન કીધું. અમદાવાદની શાળાપાટશાળાઓનો નવલોહિયાળો સાહિત્ય રસિયો સમાજ સભામાં હતો તે આનન્દમુગ્ધ થયો. જુવાન શ્રોતામંડળને થયું કે કવિતામન્દિરનું નવું દ્વાર આજે ઉઘડ્યું. હરિલાલભાઈ સ્વયં હતા રસરસિયાં, કાવ્યોપાસક, વાક્-

સ્વામી, તેજસ્વી, પ્રતાપવન્તા રણ ન્હડતા થનગનતા તોખાર સમા થનગનતા સાહિત્યકાર. એ થનગનાટ, એ રસમસ્તી, એ વાગીશ્વરીના ચમકારા એમના રસશાસ્ત્રના પ્રવચનમાં ચે ચમકતાં હતાં. અન્ય વિવેચનો થયાં પછી પ્રમુખશ્રીનો આવ્યો વારો ને કવીશ્વર ઉઠયા. સરયૂનીર સમા સંસારપાવનકારી, સદાચરણશીલ પંચવર્ત્તમાન ધાર્યાં પછી ૧૮૩૪ માં ઘેર આવીને સ્ત્રીચરિત્રની સામળશાઇ હીરાદન્તી ને કમળલોચની કાવ્યવાર્તાઓને પુણ્યાગ્નિની ઝાળમાં સમર્પી ત્હારે દલપતકવિતભાવનાની એક પાંખ પ્રગટી હતી. અને એ પછી ચૌદેક વર્ષે ૧૮૪૮થી ફારબસસંગાથે ગુજર્રયાત્રાઓ આદરી ત્હારે દલપતકવિતભાવનાની બીજી પાંખ પ્રગટી હતી. દલપતકવિતાદર્શ એમ બે પંખાળું છેઃ એક સદાચરણભાવનાની પાંખ અને બીજી લોકકલ્યાણભાવનાની પાંખ. એ બે ભાવનાપાંખોએ ગુર્જર કવીશ્વર જીવનભર કવિતાદેશમાં ઉડતા. હરિલાલભાઇએ નિજ રમમન્ત્રો ઉચ્ચાર્યા હતા એમ પછી દલપતરામે ૧૪ની ને ૨૮ની વયે અંગિકારેલા અને આજીવન પાળેલા નિજ કાવ્યમન્ત્રો અમદાવાદના નવ સાહિત્ય રસિકોની સન્મુખે ૭૫મે વર્ષે છેલ્લી વારકા ગુર્જર પાટનગરીમાં ઉચ્ચાર્યા. પ્રથમ તો કવીશ્વરે સભાજનોને પ્રશ્ન કર્યો કે સાહિત્ય અને કવિતા સ્વેચ્છાવિહારાર્થે છે કે લોક કલ્યાણાર્થે? મહાકવિ કે મહાસાહિત્યકાર, પયગમ્બર સમા, સન્દેશવાહક હોય; પ્રજાને કલ્યાણમાર્ગે દોરે, યુગધર્મ ને ત્રિકાળધર્મ ઉચ્ચારે. સાહિત્યસન્તાનનો કે કવિતા સપૂતનો રસધર્મ સ્વેચ્છાવિહારનો નથી, લોકકલ્યાણનો છે. અને પછી કવીશ્વરે નવસાહિત્યરસિયા સભાજનોને બીજો

સનાતન પ્રશ્ન કર્યો કે સંસારે ને સાહિત્યે સર્વોપરી ભાવના કઈ? અનેક શિખાળા ને અનેક શિખરાળા સંસારની સંસારભાવનાઓ અનેક છે એવા અનેક કિરણાળા સાહિત્યના ને કાવ્યસાહિત્યના જ્યોતિપ્રવાહ પણ અનેક છે. સંસારના ને સાહિત્યના એ અનેકત્વમાં સર્વવ્યાપી સાર્વભૌમ સિદ્ધાન્ત કિયો પ્રવર્તે છે? ૭૫મે વર્ષે કવીશ્વરે નિજ સમસ્ત આયુષ્યનો આયુષ્યબોલ ફરી એક વેળા ગુજરાતને સંભળાવ્યો કે સંસારે ને સાહિત્યે ચક્રવર્તી મુગટધારિણી સર્વનિયામક ભાવના છે સદાચરણની–પુણ્ય પાપની–ધર્માધર્મની. અને પછી એ જ જૂના ઉછળતા ઘેરા મધુરા લોકગાજન્તા શબ્દે દલપતકાવ્યમાંની પેલી નિજ દેશપ્રખ્યાત ગરબી ગાઈ સંભળાવી;

દુરાચારી! વ્યભિચારી! જો વિચારી.

દેશને ને કવિતાદેશને પવિત્ર રાખજો આજે ત્હમે નવીનો છો; કાલે નવીનતર જાગશે. ઉડજો ને વિહરજો, પણ પુણ્યદેશમાં.

હરિલાલભાઈના સ્વજ્ઞાતીલા અને નાગરઉદય માસિકના ત્હારના તન્ત્રી, સાહિત્યરસિયા સ્વ. શ્રી બાબારાવ હિંમતલાલ દેસાઇ એ સાહિત્યસભામાં એક શ્રોતાજન હતા; આ ચરિત્રઆલેખકના સમવયસ્ક ને મિત્ર હતા. અને એમને મુખેથી સાંભળ્યું છે કે લખેલી પાટી પાણીને અડવે ધોવાઇ જાય એમ ભાષણકર્તાનું ભાષણ. દલપતવાગ્ધારાથી ધોવાઇ ગયું. અને ઘોડાપૂરમાં સન્ધુ તણાયું જાય એમ

શ્રોતાદિલ સહુ દલપતપ્રવાહમાં તણાયાં. ચોવીસેકની વયે ભૂળીમાં કાવ્યવિજય કીધો હતો એવો કાવ્યવિજય અધીં સદી પછી પાછો ૭૫મે વર્ષે કવીશ્વરે કીધો. દલપતકવિતભાવનાએ નવકવિતભાવનાની સભાને જીતી. વિવેકસંપન્ન હરિલાલભાઈએ પછી સભાસમારંભનો ઉપસંહાર સારવતાં કહ્યું કે કવીશ્વર મ્હારા શાળાકાળના ગુરુ છે, કવીશ્વરે ભાખેલી બન્ને મહાભાવનાઓ આપણી સનાતન ભાવનાઓ છે, સંસારે ને સાહિત્યે ચક્રવર્તી છે. પુણ્યપાપથી, ધર્માધર્મથી, કે લોકકલ્યાણથી સાહિત્ય કવિતા કે સંસાર પર નથી.

પણ આ સૌ હવે દલપતસાગરના ઓટના ઉછળાટની ઘોષણાઓ હતી.

પછી ’૯૬ની સાલમાં, દલપતઆયુષ્યના ૭૭મા વર્ષમાં, દેશના પ્રજાજીવનમાં બે અવનવા પ્રસંગો બન્યા; અને કુરુક્ષેત્રમાં વૃદ્ધ પિતામહનો રથ મોખરે હતો એમ લોકહૈયે વિરાજેલા પ્રજાપુરોહિત કવીશ્વરનો રથ પણ એ બન્ને પ્રસંગોએ મોખરે હતો.

પ્રથમ પ્રસંગ હતો મીઠાના કરવિરોધનો. ગરીબોના નિત્યજીવનની વસ્તુઓ હવાપાણી સમી અણમોલ ને વણમોલ હોય એ દલપતબોલ છે.

લૂણ પાણી ને પવન તે વણમૂલે વપરાય;
એવી ઈચ્છા ઈશ્વરી જોતાં, જુઓ, જણાય
પણ પછી મીઠું તો બાજરીથી યે મોંઘું થયુંઃ
મિઠાથી જુઓ બાજરી સારી સોંઘી.

મીઠું ઉત્પન્ન કરવું ને વેચવું તે ઉપર સરકારે રાજ્ય હક્ક સ્થાપિત કીધો. પણ રાજ્યહક્ક એટલે મનસ્વિતા તો નહિ જ ને? રાજ્યહક્ક ન્યાયાન્યાયથી પર ન હોય એ આર્યસિદ્ધાન્ત, બ્રિટિશસિદ્ધાન્ત, ને દલપતસિદ્ધાન્ત હતો. એ અરસામાં સરકારે રંકરાય સહુના નિત્યજીવનની એ સબરસઉત્પાદક વસ્તુનો કર વધાર્યો, ને સારૂં ભારત ભરીને વિરોધનો પોકાર ઉઠ્યો. સરકાર કહેતી કે એ કર નથી, કીંમત છે. ઉત્તર મળતો કે કીંમત હોય ત્હો પણ ઉત્પાદનખર્ચની આસપાસની હોય. એથી અધિકી એ નફાખોરી છે. રાજ્યહક્કના ઇજારાની મનસ્વીતાએ કીંમત મૂકાય તો એ કીંમત પણ ઇજારાનો કર ઠરે છે. '૯૬માં મીઠાના કરવિરોધની લોકસભા અમદાવાદમાં મળી. લોક સુખે સુખના તારે ને લોકદુઃખે દુઃખના તારે અનુકમ્પતા કવીશ્વરે ત્હ્યાં કવિતા ગાઈ. એ જ સાલના સપ્ટેમ્બર માસના બુદ્ધિપ્રકાશઅંકમાં એ કવિતા છપાઇ છે. કવીશ્વર કહે છે કે કુદરત બક્ષિસો બક્ષે એના કર શા?

> કૃપાળુ પ્રભુએ, જુઓ, શું કર્યું છે?
> મીઠું સારી પૃથ્વી વિશે પાથર્યું છે;
> હશે ઇશ્વરી કેવી ઇચ્છા વિચારી
> મીઠાની મટાડો મહા મોંઘવારી.

સાગરછોળે પાણી દીધું, સૂર્યદેવે સૂકવ્યું, ને કિનારે કિનારે મીઠું પથરાયુ. ખાશો ચે નહિ ને ખાવા દેશો ચે નહિ? વરસાદ ધોઈને પાછું સાગરમાં ઢાળે એ સારૂં થશે? તો તો ઇશ્વરે દીધેલું ચે વ્યર્થ કરશો.

કાન્તદૃષ્ટા કવીશ્વરની આગમપેખની આર્ષદૃષ્ટિ તો એ પછીના ચરણોમાં છે.

> પકાવો મીઠું. તે ભલે, ભાઈ! વેચો,
> પ્રભુએ દીધું તેહ લેતાં ન ખેંચો;
> અરે! એહ ભાસે મને પાપ ભારી:
> મીઠાની મટાડો મહા મોંઘવારી.

દલપતગાઈ કવિતા પછી પાંત્રીસેક વર્ષે, ૧૯૩૧માં, થયેલા નીમકસમાધાનનું દિશાસૂચન એ કાવ્યકડીમાં છે કે કુદરતકાંઠે વસનારાંઓ,

> વસે છે જનો જે નદીનાથ તીરે,

એ કુદરતવાસીઓને કુદરતબક્ષ્યું મીઠું મફત લેવા દેવું, ઉત્પાદનધર્મી ભલે ઉત્પન્નનું વ્યાજબી મૂલ લે.

ઈતિહાસ બોલ બોલે છે કે ૭૭મે વર્ષે ગુર્જર કવીશ્વરનાં મનીષા ને આર્ષદૃષ્ટિ વણઝંખવાયેલાં હતાં.

અને બીજો પ્રસંગ હતો મરકીનો. મરકીપુરાણનું તો છી ગુજરાતે નાટક લખાયું હતું ને ભજવાયું હતું. '૯૬ની ણસ્વીકારાયેલી પ્રજાવિનતિ તો એક મામૂલી માગણી તી, આજે શારદાપીઠનો એ સ્વીકૃત સિદ્ધાન્ત છે. ઈતિાસ કહે છે કે મુંબઈની શારદાપીઠ ત્યહારે હઠે ચ્હડી તી, અધિકારમદમાં છકી ગઈ હતી. પ્રસંગ આમ બન્યો.

'૯૬ના ઉત્તરાર્ધમાં મુંબઈના બ્હારામાં ક્ય્હાંકથી એક રકી આવી, અને પૃથ્વીના કોક બંદરેથી નીરમમાં અજાતાં મરકીના જન્તુઓ ભરી લાવી હતી તે ઠાલવી ગઈ. ૃના લંડનના જેવું મુંબઈ ત્યહારે અન્ધારિયું ગન્દવાડિયું

જૂનવાણી શહેર હતું. માળામાળાનો ચોક હતો કચરાપટ્ટીની પેટી. પૃથ્વી સુર્યસ્નાને ને વાયુસ્નાને નિર્મળી થાય છે. કલાક–બે કલાક એ કચરાપટ્ટીના ચોકને સૂર્યનારાયણ માંડ અજવાળી જતા, તેજસ્નાને ન્હવરાવી જતા. પણ વાયુસંચાર તો કોકકોક સ્થળે સૂર્યસંચારથી યે મોંઘેરો હતો. મુંબઈનગરીના ત્ર્હારના એવા વાતાવરણે એ મરકીજન્તુઓને ઝીલી લીધા, જાણે વધાવી લીધા, વૃદ્ધિંગત કીધા, ને પ્રસાર્યા. ટપોટપ માનવીઓ મૃત્યુમુખમાં પડવા માંડ્યા. તાવ આવે, ગાંઠ નીકળે, રગરગમાં વિષ ફેલાય, ને રોગી પોઢી જાય. મુંબઇથી મરકીજન્તુઓ રેલમાં બેસી પૂને ગયા. કુદરત કાંઈ કોમીવાદી નથી; કોમકોમમાં ચેપ ઉડ્યો. દેશભરમાં હાહાકાર વર્ત્યો. પ્રજા ભડકી ઉઠી ને સરકાર ભડકી ઉઠી. ભડકેલી સરકારે પછી રાજનીતિની ગંભીર ભૂલે કીધી. મુંબઈપૂનામાં લશ્કરી મરકીરાજ્યો સ્થપાયાં. ઘર ઘરમાં સૈનિકો જતા, રોગીને ઇસ્પિતાલે લઈ જતા. લાચા પ્રજા ત્રાસી ઉઠી. સરકાર કહેતી કે લોક અજ્ઞાન છે, માનત નથી; લોક કહેતા કે સરકાર નિરાંતે મરવા યે દેતી નથી રાણીના રાજ્યમાં આમ ન હોય. સરકારને પ્રજા કહ્યાગર પણામાંથી છટકતી ભાસતી; પ્રજાને સરકાર Prestige મોભાને વાયરે ચ્હડેલી હઠાગ્રહી ભાસતી. કોણ જાણે શા વાયરા વાયા છે કે એ પછી આજ (૧૯૪૦) ચાર દાયકા સૂધી સરકાર જાણે ભૂલભૂલામણીમાં પડી ન હોય એ રાજનીતિની ઐતિહાસિક ભૂલોની પરંપરા ખેલી રહી. દ ાજા સ્વતન્ત્રતાને પન્થે ચ્હડી છે, સરકાર પ્રજાને કહ્યાગ રવાને મથે છે. પણ એ ઇતિહાસવાર્તા આ દલપતજીવ

કથાની પારની વાતો છે. આપણો કથાપ્રસંગ તો એ છે કે આવતી મરકીના દિવસોમાં મુંબઈમાં શારદાપીઠના પરીક્ષાસત્રનો કાળયોગ આવ્યો. મુંબાઇ ઇલાકાનાં માતાપિતાઓને થયું કે પુત્રપુત્રીઓને મુંબઇ પરીક્ષા આપવાને મોકલવાં છે, મરકીમાં મરવાને મોકલવાં નથી. ઠામઠામ લોકસભાઓ ભરાઈ, શારદાપીઠને વિનતિરૂપ ઠરાવો થયા કે યા તો પરીક્ષાઓ મૂલતવી રાખો, યા તો મુંબઈ બહાર બીજે લ્યો. આજે મુંબઈ શારદાપીઠે પરીક્ષાઓના કાળાન્તરે કીધા છે, સ્થળાન્તરે કીધા છે. એ કાળાન્તરથી કે સ્થળાન્તરથી શારદાપીઠ કાંઇ ઉંઘી વળી ગઇ નથી. પ્રજાવિનતિ અતિવાદી ન્હોતી કે બુદ્ધિવિરોધી ન્હોતી. પણ હઠે ન્હડેલી શારદાપીઠને ત્ય્હારે એ પ્રજાવિનતિ ગળે ન ઉતરી. '૯૬ના ઓકટોબરમાં અમદાવાદમાં લોકસભા મળી ત્હેમાં પ્રજાવત્સલ કવીશ્વર મોખરે હતા. કવીશ્વરને આશ્ચર્ય થતું કે આટલી યે લોકમાગણી કેળવણીસંસ્થા સ્વીકારતી નથી એ શું? સરસ્વતીની પુત્રી–પણ મુંબઈ શારદાપીઠ દુરાગ્રહે ન્હડી હતી. નવસિધ્ધાન્ત ત્હેને ભયાવહ ભાસ્યો, પ્રજાવિનતિઓ બ્હેરા કાને પડી, પરીક્ષાનાં સ્થળ કે કાળ ન બદલાયાં. પછી અન્તે પેલી કહેવતવાળું થયુ કે વાર્યું ન કરે તે હાર્યું કરે કોઇકે મુંબાઇમાંનો પરીક્ષામંડપ સળગાવી મ્હેલ્યો; એટલે હાંયે–હાંયે શારદાપીઠની પરીક્ષાઓ મૂલતવી રહી. દલીલો ન માની, વિનતિઓ ન માની, એને અન્તે અગ્નિઆણ માનવી પડી. પછી તો મુંબઈપૂનાનાં લશ્કરી મરકી રાજ્યો યે સંકેલાયાં ને પરીક્ષાઓનાં કાળાન્તરો ને સ્થળાન્તરો પણ થયાં. ઇંગ્રેજ સરકાર શીખે છે, પણ મોડું મોડું

ાખે છે, યોગ્યકાળે યોગ્ય થતું હોત તો રાજાપ્રજાનું આટઆટલું મનોવૈમનસ્ય આજે ન હોત.

ફારબસની અમીરી અમલદારી દલપતરામે દીઠી હતી; આજ દલપતરામ મુંબઇ શારદાપીઠની સંગદિલી દેખતા હતા. લોકદુઃખનો પવનલહરી સમો સિત્કારે સંભળાય ત્‍હાં તો ત્‍હેને નિવારાતું દીઠું હતું; આજે પ્રજાસન્તાનોને મરકીના મૃત્યુમુખમાં નંખાતા અટકાવવાના પ્રજાપોકારોને સરસ્વતીમન્દિર ન સાંભળતું નિરખ્યું. સત્તાધીશોમાં શ્રદ્ધાવન્તા કવીશ્વરને તો જૂની આંખે નવા તમાસા જેવું હતું. ક્‍વ્હારેક કવીશ્વરનું અન્તર કોયડાનો પ્રશ્ન પૂછતું કે શું આ એ જ મહારાણીનું રાજ્ય છે? શિખંડીના બાણથી મહાયોધરાજ ભીષ્મ પિતામહ ઘવાઈને પડ્યા હતા; મુંબઈ શારદાપીઠની નિષ્ઠુર અમલદારીના આચરણબાણથી દલપતરામ ઘવાઇને પડ્યા. કવીશ્વરે જમાનો પલટાતો જોયો.

કુરુક્ષેત્ર પછી શ્રી કૃષ્ણને થયુ હતું એવું કંઈક ફારબસયુગ દીઠેલા દલપતરામને થયું કે પોતે હવે Out of tune with the times હતા.

કવીશ્વરે પેખ્યું કે રાજાપ્રજા વચ્ચે ફાટ પડી છે. સવેળા સંધાશે નહિ તો આગળ જતાં પૂલ બાંધવા યે કપરા પડશે.

ધીરસ્તત્ર ન મુહ્યતિ એ ધ્રુવપદમાં ગીતાઉપનિષદોએ વારંવાર વર્ણવ્યાવખાણેલા છે એવા કવીશ્વર ધીર પુરુષ હતા. જિજિવિષા સૌને ય છે અને દલપતરામને પણ હતી. પણ સંસારનો કે જીવવાનો મોહ કવીશ્વરને હવે ન હતો.

દલપતકવિતાની પેઠે દલપતજીવન પણ લોકકલ્યાણાર્થે માંડેલો દીર્ઘાયુષી જ્ઞાનયજ્ઞ હતો એ જીવનયજ્ઞની જ્વાળાઓ પતિતપાવની હતી, દઝાડનારી ન હતી. મધ્યાહ્નસૂર્ય સમી કદી એ તપી નથી; પ્રાતઃકાળના સૂર્યતેજ સમી સદા તે સંસારને વણદઝાડયે પ્રકાશતી. ૭૭ની વયે પણ એ શીતળ મધુરમધુરી દલપતપ્રભા તેજસ્વિની હતી, ઝંખવાણી ન્હોતી. ઉદાર ઉર્ધ્વગામિની દલપતઆતમજ્યોત અહર્નિશ ઉત્ક્રાન્તિપન્થે ઝબકારા મારતી સંચરતી. જતાં જતાં યે કવીશ્વર ઝબકતા. પણ એ ઝબકારા હવે ગુર્જરસંસારવાડીએ છેલ્લા દલપતઝબકારા હતા.

દલપતઆયુષ્યનો સૂર્ય હવે ક્ષિતિજપાળે જઈને બેઠો હતો.



અરે! રૂડો માનવદેહ આવ્યો, બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારૂં, કરો–કરો કાંઈક કામ સારૂં.

× × × ×

સુકીર્તિનો સ્વાદ સદૈવ ચાખો, આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નિર્ભયનું નગારૂં, કરો–કરો કાંઈક કામ સારૂં.

દલપતરામની જીવનયાત્રા હવે સમાપ્ત થતી હતી.

ગામને પાદર વિસામા હોય છે, ને વિસામાની વચ્ચે, ફરતી છાયા ઢાળીને, વડલો ઉભો હોય છે. એ વટરાજની છાયામાં બાળકો રમે છે, તળાવે ન્હાવા જતાં કે વળતાં બાલિકાઓ ત્હાં રાસડા ઝીલે છે, વગડે જતાં ગામધણુ ત્હાં ટોળે મળે છે, ન્હાનીમોટી મુસાફરીના સફરી મુસાફરો શિરભાર ઉતારી થાક ત્હાં ઉતારે છે. ગામગામનો વિસામો એટલે સંસારીઓનો વિશ્રામઘાટ. આયુષ્યની લાંબી મુસાફરીનો ભાર ઉતારી થાક ખાવાનો જીવનગ્રામના ગોંદરાનો વિસામો દલપતરામને હવે દેખાયો.

૧૯મી સદી ધીરે ધીરે આથમતી હતી, ને દલપતરામને આથમણી દિશા દાખવતી હતી.

પ્રજાકેળવણીના રસિયા સરસ્વતીપુત્ર દલપતરામનું સંસારચોકમાંનું છેલ્લુ દર્શન સરસ્વતીમન્દિરે જ થાય ને? સંસારને સદેહે છેલ્લાં દર્શન કવીશ્વરે અમદાવાદની હાઈસ્કુલમાં દીધાં હતાં.

ઈસ્વી ૧૮૯૬નો ડિસેમ્બર માસ હતો, પાંચમી તારીખ

ને શનીવાર હતો. વૃદ્ધ છતાં જોબનઉમંગીલા શ્રી એદલજી તલાટી ત્હારે અમદાવાદની હાઈસ્કુલના શાળાઅધીશ હતા. પ્રવૃત્તિમય જીવનનો એમને શોખ હતો. વાનપ્રસ્થી થયા પછી દેવલાલી પારસીશાળાના વર્ષો પર્યન્ત તે પ્રિન્સિપાલ હતા. અમદાવાદની ઐતિહાસિકતા નિજ વિદ્યાર્થીસંઘને સંગાથે લઈને બતાવવાને જતા ત્હારે શ્વેત દાઢીવાળા એ સજ્જન સિપાઈસોહામણા સજ્જ થઈ જુવાનમંડળને મોખરે જુવાન થઈને ચાલતા; જાણે હરણાંના- ટોળાને મોખરે શૃંગાળો કળિયાર ચાલ્યો. હાઈ સ્કુલમાં મિ તલાટીએ ઈનામસમારંભ યોજ્યો હતો. અમદાવાદના કમીશનરને પ્રમુખપદે ન્હોતર્યા હતા, ને એમના મિત્ર જેવા દલપતરામને પ્રસંગકવિતા રચી આપવાને આમન્ત્ર્યા હતા. વિદ્યાર્થીઓએ ખેલ કીધા, કાવ્યો ગાયાં, સંવાદો ભજવ્યા. અધીં સદીથી અમદાવાદને પરિચિતપ્રિય એ ખુલન્દ પણ મધુરા કંઠે દેશકેળવણીનું દલપતરામે ભાષણ કીધું, કવિતા ગાઈ. ગુર્જરજનતાને પ્રજાકેળવણીનું કવીશ્વરનું એ છેલ્લું ઉદ્બોધન હતું, ગુજરાતની પાટનગરીને કવીશ્વરે એ છેલ્લી વેલ્લી કવિતા સંભળાવી. વિદ્યાવૃદ્ધિના વ્યાખ્યાનથી ને સરસ્વતીસમારંભમાં કવિતા ગાઈને એ સરસ્વતીપુત્રે નિજ લોકજીવન સંકેલી લીધું. મિ. લેલીએ વિદ્યાર્થીઓને પદ્ધતિસરનું સદ્બોધનું ભાષણ કીધું. ઈનામો વ્હેંચાયાં. હસતાં રમતાં અમદાવાદનો એ સજ્જનમેળાવડો વિખેરાયો. ગુર્જર પાટનગરીની સુજનતાને ત્હારે સ્વપ્નું યે ન્હોતું પડ્યું કે લોકસમારંભમાં ગુર્જરકવીશ્વરનાં એ છેલ્લાં દર્શન હતાં.

સામાન્યતઃ દલપતરામનું શરીર નિરોગી રહેતું. સુદૃઢ બાંધાનું, ને ન્હાનપણની રમતો ને દેશભરની પાયદળ મુસાફરીઓને કારણે કસાયેલું હતું. દેવમન્દિરમાંની મૂર્તિ સમો દેહ આરસવર્ણો—ઉજ્જવળ તેજસ્વી દૃઢબન્ધ હતો. કવીશ્વરનો આત્મા નિરામય હતો એવો દેહદુર્ગ નિરામય હતો. પણ છેલ્લાં પાંચેક વર્ષોથી પગે નીકળેલાં ગડગૂમડનાં ઝૂમખાં પછી સમગ્ર દેહદેશે ફરી વળ્યાં હતાં, ને દેહમન્દિરના સિમેન્ટબન્ધ સમા જ્ઞાનતન્તુઓને ખોતરી ખણી ખાધાં હતાં. એમ ૭૭મે વર્ષે શરીરકિલ્લો શિથિલ ને ડખળવખળ થયો હતો. વળી '૯૬ના ઓગસ્ટ માસમાં પક્ષાઘાતનો પહેલો આઘાત ક્ષણિક વાગી ગયો. ત્ય્હારે તે વ્યાધિ કવીશ્વરની મહેમાની પારખવાને જાણે આવ્યો ન હોય એમ ત્રિરાત્રીનો જ મહેમાન રહી પાછો વળી ગયો હતો. દલપતરામના દેહદુર્ગે યમદેવના હુમલા એમ આવવા માંડયા હતા; ને જરા નહિ, પણ જરાનો યે આરો દાખવતા થયા હતા. હવે યમદેવનો છેલ્લો હુમલો આવ્યો.

જૂના મિત્રો અને પ્રજાપ્રવૃત્તિઓના સંગાથીઓને હળીમળીને એ સરસ્વતીસમારંભેથી કવીશ્વર ઘેર આવ્યા. નિત્યનું નિજ આહુપાતળુ વાળુ કીધું. પછી પડતી રાત્રિએ દિનચર્યાના નિત્યનિયમાનુસાર 'પ્રેમ સખી'ના શ્રીજીનાં ચોષ્યપદ ગાયાં, સાયં આરતી કરી, ધૂન કીધી, ધર્મપાઠ ભણી ગયા. પછી પગચંપી થઇ. પોઢયા. ડિસેમ્બર એટલે ઘણુંખરૂં ધનુર્માસ. ટાઢનું જોર ત્ય્હારે ઉગતી જુવાનીમાં હોય છે. એ રાત્રિએ બ્હારી ઉઘાડી રહી હશે, કે ઓઢવાનું ખસી ગયું હશે, કે પવનની પાંખનો વીંઝણો વાગ્યો હશે:

નિમિત્ત હો તે હો, નિર્માણયોગ બળવન્તો હતો. મધરાતનાં પૂર જામતાં હતાં ત્હારે અણચિન્તવ્યો ને એકાએક પડતી વીજળીનો આઘાત વાગે એમ, કવીશ્વરને અર્ધાંગવાયુનો આઘાત વાગ્યો. મર્મદ્વાર ટોક ભેદાયું. ઘડીક તો મૂર્છા આવ્યા જેવું જાણે થઇ ગયું. વિધાતાની અવળાઈ એવી છેઃ સદાજાગૃત દલપતરામ ઘડીક મૂર્છામાં પડયા. સાઠેક વર્ષભર ગાઈ ગાઈ થાકેલા ગુર્જરગિરાના નરકોકિલનો કંઠ રૂંધાયો. બેએક દિવસ જીભ છેક જ અબોલ રહી. ડાબુ અંગ અકડુ રહી ગયું. દલપતરામને દુનિયાંની પાળ દેખાઈ.

પછી ઔષધોપચાર મંડાણા, ને બેત્રણ દિવસે જીહ્વાબન્ધ ઉઘડયો. બાળક હતા ને ડાહ્યા વેદિયાની સન્મુખે અમૃતબાની ગોદમાં માતપિતાનાં મોંઘાં રતન કાલુ કાલુ બોલતા એવું તોતડુ તોતડુ બોલાવા લાગ્યું. અંગમાં યે કાંઈક ચેતન આવ્યુ. ડાબે પડખે કોક સ્કન્ધટેકો આપે તો થોડુંઘણું હરાતુંફરાતું થયું. પણ જીવનનાં ઓસર્યાં પાણી ઝડમે વર્ષે પાછાં વાળવાં સૌને યે દુર્લભ. 'આ વ્યાધિ એમનાં મરણ સૂધી મટયો નહિ.' પાંચમી ડિસેમ્બર ૧૮૯૬ પછી દલપતરામ 'મેડેથી હેઠે ઉતરી શકયા નથી, કોઈ જાહેર મેળાવડામાં કે મન્દિરે દર્શન કરવા જઈ શકયા નથી.' હનુમાનજીના ચીકણા વારે આવી બેઠેલો વ્યાધિ દલપતરામના દેહમાં નિરાંતે ઘર કરીને રહ્યો. 'શરીરનો ડાબી તરફનો ભાગ થોડેઘણે અંશે ખોટો પડી જવા જેવો થઈ ગયો.' 'મોઢું પણ એ તરફનું જરા વાંકા જેવું થઈ ગયુ,' જાણે સંસારમાંથી કવીશ્વરે ડોક મરડી. 'પછી પોતાની મેળે ઉભા થવાતું નહિ.' એમ પન્દર માસની કવીશ્વરની આણશય્યા ઢળાઈ.

૫મી ડિસેમ્બર '૯૬થી ૨૫મી માર્ચ '૯૮ પર્યન્તની એ દલપતબાણશય્યા સંસારી છતાં સંસારવિરક્ત કે સાધુ-સન્તને શોભતી હતી. 'અરેરે!' 'વોય' 'ઉહુ;' નિર્બળ પામર હોય તો 'બાપલિયા!;' આત્મવન્ત સહનશીલ હોય તો 'હે પ્રભુ;' દુઃખ વેદના નિરાશાના એવા, કડવી કાકડીના જેવા, જીવનઉદ્‌ગારો મૃત્યુશય્યામાંથી સાધારણતઃ સંભળાય છે. દલપતરામ અસાધારણ મહાજન હતા. દલપતજીવનમાં એ કડવાશ નહોતી. દલપતજીવન, દલપતકવિતાની પેઠે, મધુરૂં જીવન હતું; મરણના મન્દવાડમાં યે એ જીવનસન્ધ્યાની મધુરપ ઓસરી ન હતી. વ્યાધિ એમને પીડતો ન હતો; એમને પીડાના ઉદ્‌ગાર ક્યહાંથી હોય? જીવન સરેરાશ જયવન્તું વીત્યું હતું; જીવનજેતાને નિરાશાનો શ્વાસોચ્છ્‌વાસ ક્યહાંથી ઉઠે? એ આનન્દઘડીઓ હતી એમ કહેવું સાચું નથી—અતિશયોક્તિની ઉક્તિ લેખે યે સાચું નથી; તેમ પીડા કે દુઃખની એ ઘડીઓ હતી એમ કહેવું પણ એટલું જ ખોટું છે. સવા વર્ષની લાંબી મરણપથારીએથી વેદનાનો ઓંકારે ન ઉઠ્યો હોય, દુઃખનો અરેરાટ ન સંભળાગો હોય, ખેદનો નિશ્વાસે નંખાયો ન હોય, એવી મૃત્યુશય્યાઓ તો યોગીની કે સાચા સંન્યાસીની. કવીશ્વરની મૃત્યુશય્યા જનક વિદેહીના ગોત્રજની હતી. એ બાણશય્યા પણ દલપતજીવનની માણુ તે લ્હાણ હતી.

મરણપથારી સૌને યે આયુષ્યની છેલ્લી પરીક્ષા છે.

અસ્તાચળને દલપતરામે ક્ષિતિજે ઉગતો દીઠો, ને જીવનને પછી સંકેલવા માંડ્યું.

બાણશય્યામાંથી ભીષ્મ પિતામહે સંસારધર્મ ભાખ્યા હતા, દલપતરામે ૭૯ વર્ષના સંસારઅનુભવોના આત્મકથાના પ્રસંગો ભાખ્યા. સાયંઆરતી પછી, અને શયનઆરતી પૂર્વે, સ્વામીમન્દિરમાં કથા બેસે છે, માનવવંશના ઇતિહાસો વંચાય છે. કવીશ્વરે પણ પછી એમ સ્વયંકથાના ઇતિહાસો ઉચ્ચાર્યા. સ્મરણ સતેજ હતાં, ચેતન ચમકતાં હતાં. દેહનો ચરખો ઢીલો પડ્યો હતો—ડખળવખળ થયો હતો, પણ આત્માની મણિજ્યોત અણિશુદ્ધ હતી. સ્વદેશવાત્સલ્યભાવે જીવેલા જીવનનો અનુભવઈતિહાસ દેશહિતકારી, પ્રજાપ્રેરક, દીવાદાંડી સમો માર્ગદર્શક, ને ગુર્જર ઇતિહાસના રાસા સમો નીવડશે એવી મહાપુરુષશોભતી કવીશ્વરને આત્મશ્રદ્ધા હતી. સ્મરણોને સંભારી સંભારીને એ લાંબા મન્દવાડકાળમાં દલપતરામે નિજ જીવનનોંધો ઉતરાવી. એ સળંગ જીવન્ચરિત્ર નથી, છૂટક છૂટક જીવન્પ્રસંગો છે. જે હાજર હોય તે લહિયો થતું; જેના અન્તરમાં જે ઉગે તે પૂછી લેતા. શાળામાં નિશાળિયો નકશો વાંચે એમ કવીશ્વર આયુષ્યનો નકશો વાંચતા. ભીષ્મ પિતામહે બાણશય્યામાંથી શાન્તિપર્વ ભાખ્યું હતું; દલપતરામે નિજ બાણશય્યામાંથી આઠેક દાયકા ભરીને વિસ્તરતી દલપતજીવનકથાની ઐતિહાસિક દેશકહાણીઓ કહી. આ જીવનકથાના મહાગ્રન્થનો એ પાયો અને પીઠણી.

દલપતરામને હવે અસ્તાચળ દષ્ટિમર્યાદામાં દેખાયો.

લકવાથી અપંગ કવીશ્વરે ત્હો પણ હજી ગુર્જરીની સાહિત્યસેવા પરિત્યાગી ન્હોતી. સાહિત્યસેવા દલપતજીવનનું સદ્‌વ્યસન હતું. દલપતરામની મૃત્યુશય્યા સાહિત્યના યજ્ઞ-

કુંડ સમી હતી. '૯૭ના જાનેવારી માસમાં દલપતપિંગળની નવી આવૃત્તિ એ બાણુશય્યા સમીપે સુધારાતી હતી. સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી એ કામકાજે મન્દવાડને ઢાલિયે આવતા,અને જરૂરી સુધારાવધારા દલપતરામ કરાવતા. દલપતપિંગળના એ છેલ્લા સુધારા હતા. ૧૮૫૫માં બુદ્ધિપ્રકાશમાં કટકે કટકે છપાવા માંડેલું, અને કાવ્યકલાના શાસ્ત્રને પિંગળશાસ્ત્ર કહે છે એ કવિવર નર્મદને પણ ભણાવતું દલપતપિંગળ ૧૯૩૮ પર્યન્ત તો વ્યવહારોપયોગી અજોડ ગુજરાતી પિંગળ છે. દલપતપિંગળ ભણી, કાવ્યકલાપ્રબુદ્ધ થઇ કેટલા યે દલપતવિદ્યાર્થીઓ ગુજરાતના કવિવર નીવડયા છે ને નીવડશે.

સોસાયટીનો ગુજરાતી શબ્દકોશ એટલે એક 'દિનમેં અઢાઈ કોસ' ચાલતી પેલી નરસિંહ મહેતાની જાણે દોદળી વહેલ. સોસાયટીના સ્થાપનકાળથી, નર્મદની કોશ ભાવનાની યે પૂર્વે, એ કોશભાવના સોસાયટી સેવતી આવી છે. ઇસ્વી ૧૮૫૧ના રિપોર્ટમાં લખ્યું છે કે એ વર્ષમાં છ હજાર શબ્દો સંગ્રહાયા છે. ઇસ્વી ૧૮૫૪ના વાર્ષિક રિપોર્ટમાં છે કે રિપોર્ટવર્ષમાં નવ હજાર શબ્દ સંગ્રહાયા છે. પેલા અમદાવાદનો ઇતિહાસ રચનાર શ્રી મગનલાલ વખતચંદ એ શબ્દસંગ્રહ કરતા હતા. પોણોસો વર્ષે, છેક ૧૯૨૩માં સોસાયટીનો શબ્દકોશ પૂરો થયો છે ખરો! નવનવા કોશ તંત્રવાહકો બદલાય એટલે પાછી પેલી જોડણીની ચર્ચા વર્ષ ઉંઘમાંથી જાગે અમદાવાદ મેઈલ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ ૧૮૯૭ માં રા. સા. માધવલાલ હતા,ને એમણે શબ્દકોશની જોડણીચર્ચા ઉખેળી. 'અનુસ્વર તથા અનુનાસિકના તફાવ

બાબત, હૃસ્વ દીર્ઘ પ્લુત ઉચ્ચારોનાં ચિહ્નો બાબત દલપતઅભિપ્રાય પૂછાવતો રાવ સાહેબનો પત્ર આવ્યો. હોપ વાંચનમાળા રચાઈ ત્‍હારથી જોડણીચર્ચાનો ઈતિહાસ દલપતરામ જાણતા હતા, અને એમાં રસ લેતા હતા. ઉત્તરમાં દલપતરામે લખ્યું કે 'કોઠી–દાણા ભરવાની–તે ઉદાત્ત સ્વર કહેવાય, અને કોઠીનું ઝાડ તે અનુદાત્ત સ્વર કહેવાય. ત્‍હેમની જૂદી જૂદી નિશાનીઓ ચારણી ભાષામાં જોઈ છે. એમાં અનુસ્વરની જૂદી નિશાનીઓ નથી; કારણ કે કોઇ વેળા ઉદાત્તમાં ને કોઇ વેળા અનુદાત્તમાં તે ભળી જાય છે. અધી અનુસ્વર બોલાય છે; અને આંખ ઉપર અર્ધચન્દ્ર કરવો ઘટે, અને પંડ્યો એ ઉપર પૂર્ણ અનુસ્વર કરવાનો હોય. હોપ સાહેબે એવો નિયમ સ્વીકાર્યો હતો કે દન્તી સમાં ઈ ભળે તો તાણુ શ થઈ જાય; જેમકે ડાસો–ડોશી, માસો–માશી. એ નિયમ પળાય તો સારૂં.'

મૃત્યુશય્યાને યે આપણી જોડણીની ચર્ચા ત્‍હારે છંછેડતી અટકી ન હતી.

એ વ્યાધિવર્ષમાં નિજની નવવાર્તા ચન્દા છપાવવાને કાઠિયાવાડમાંથી શ્રીયુત 'કાઠિયાવાડી'–ભાવનગરની સામળદાસ કોલેજના પ્રો. નરભેશંકર પ્રાણશંકર દવે અમદાવાદ આવ્યા હતા, અમારે ઘેર ઉતર્યા હતા, ને પૂજ્યભાવે સાહિત્યવાર્તાલાપ કરીને વ્યાધિશય્યામાં ઢળેલા કવીશ્વરને રીઝવતા હતા.

દલપતબાણશય્યા એમ સાહિત્યના બ્રહ્મર્ષિની બાણશય્યા હતી.

૧૮૫૪ની સાલમાં બુદ્ધિપ્રકાશ નિયમિત થયું ત્હેંકા-રથી દલપતરામને મન તે હતું 'મારૂં બુદ્ધિપ્રકાશ.' ૪૪ વર્ષ પર્યન્ત કવીશ્વરે બુદ્ધિપ્રકાશમાં કાવ્યો ને લેખો લખ્યાં છે. કવીશ્વર બુદ્ધિપ્રકાશના તન્ત્રી હતા ત્હાં સુધીમાં સૂરત વડોદરા અમદાવાદ કાઠિયાવાડમાં બુદ્ધિપ્રકાશનું બરો-બરિયું કો માસિક ગુજરાતે ન હતું. માસે માસે નવું બુદ્ધિ-પ્રકાશ વાંચવાને ગુર્જરજનતા ત્હારે તલસતી. હિન્દબ્રિટ-નની મૈત્રી, દામ્પત્યસ્નેહની પવિત્રતા, કળાકૌશલ્ય, વિદ્યા-હુન્નર, સ્વદેશવાત્સલ્ય, સંસ્થાનસુધારો, શાળા કન્યાશાળા પુસ્તકશાળા—સર્વદેશીય પ્રજાકેળવણી, પ્રાચીન ને અર્વા-ચીન ઈતિહાસસંશોધન, ગુણીજનોનાં ગુણગાનઃ એ અને એવા દલપતજીવનના સાહિત્યમન્ત્રો હતા, અને એ સહુ બુદ્ધિપ્રકાશનાં પાનાંઓને અજવાળતા. આપણા કો સાહિ-ત્યકારનો કો માસિક સાથેનો એટલો દીર્ઘ સંબંધ ને મમતાળુ પોતાપણું ઈતિહાસજાણીતાં નથી. અને અન્તે એ દીર્ઘ સાહિત્યસંબંધ યથાયોગ્ય રીતે પરિસમાપ્ત થયો. બુદ્ધિપ્રકાશના '૯૭ના માર્ચઅંકમાં કવીશ્વરનું કાવ્ય છપાયું છે 'ધર્મની તકરાર તજવા વિશે;' અને એપ્રિલ અંકમાં છપાયું છે 'શૃંગાર રસ વિશે,' ને 'રામસીતાજીના સ્નેહની ગરબી.' ૭૮મે વર્ષે કવીશ્વરનાં એ છેલ્લાં પ્રગટ થયેલાં કાવ્યો; જાણે જતાં જતાં ગુર્જરજનતાને કહેતા હોયને કે આ બેને મા વીસરતા. એ બન્ને ય દલપતજીવ-નના પરમ સાહિત્યમન્ત્રો છે. ચાર દાયકાના સાહિત્યસંબં-ધનો દલપતરામે એમ રામસીતાના સ્નેહનો શ્રૃંગાર રસ ગાતાં ગાતાં પૂર્ણાહુતિઉત્સવ કીધો. ૧૮૩૪માં હીરાદન્તી

ને કમળલોચનીની કાવ્યવાર્તાઓ અગ્નિમુખમાં પધરાવી ત્ય્હારથી તે ૧૮૯૭માં છેલ્લી રામસીતાના સ્નેહની ગરબી પ્રકાશન પામી ત્ય્હાં સૂધી, ૬૩ વર્ષ પર્યન્ત ગુર્જરસાહિત્યમાં રસશુદ્ધિ ને કાવ્યપવિત્રતાનો મહામન્ત્ર કવીશ્વરે સદા પ્રતિપાદિત કીધો છે. સાહિત્યદેશે ને કવિતાદેશે કવીશ્વરને નિર્મળાં તેજ જોઈતાં હવાં. અન્ધારી રાત્રિ કે સાયંકાળનાં અન્ધારાંઅજવાળાંનાં ઘમંડ ન્હોતાં જોઈતાં.

ઇસ્વી ૧૮૯૩માં દલપતરામે દલપતપિંગળના સાહિત્યહક્ક સોસાયટીને બક્ષ્યા હતા, અને આ અરસામાં દલપતકાવ્યના સાહિત્યહક્ક સોસાયટીને બક્ષ્યા. ચારચાર દાયકાથી—છેક હુન્નરખાન ને સંપલક્ષ્મીના સમયથી કવીશ્વર નિર્લોભભાવે નિજ સાહિત્યહક્કો સોસાયટીને બક્ષતા. કંઇક વર્ષોથી દલપતકાવ્ય અપ્રાપ્ય હતું. પ્રથમાવૃત્તિની નકલો થઈ રહી હતી, ને ફરી છપાવવા જેટલા કવીશ્વર ધનવાન ન હતા. કવીશ્વરના સહાયકસંગાથીઓ પણ નરલોક તજી દેવલોકવાસી થયા હતા. કોઈ યે બદલાની રકમ લીધા વિના દલપતપિંગળ ને દલપતકાવ્યનાં ગ્રન્થસ્વામીત્વ કવીશ્વરે સોસાયટીને સોંપ્યા; નામની માત્ર એક જ શરત કે પોતાની હયાતી પર્યન્ત એ ગ્રન્થવેચાણનો અધો નફો સોસાયટી દલપતરામને આપે. એ શરત નામની જ હતી; કારણ કે ૭૫મા વર્ષ પછી આયુષ્યની કેટલીયેક વરષો માનવી અનુમાને ? જતાં જતાં નિજ સાહિત્યવારસો કવીશ્વર એમ સોસાયટીને સોંપતા ગયા. દલપતરામ સદા કહેતા કે સોસાયટી મ્હારો છઠ્ઠો દીકરો છે.

આજે–૧૯૩૮માં હવે સોસાયટી દલપતરામના એ ઉદાર ગુણઉદ્યોગને કાંઈકે સંભારે છે. ૧૯૩૩માં પ્રસિદ્ધ થયેલા સોસાયટીના ઈતિહાસગ્રન્થમાં લખ્યું છે કેઃ 'દલપતરામે એમનું જીવન જ સોસાયટીની સેવામાં અર્પણ કર્યું હતું, એટલે તેમનાં પુસ્તકોના પ્રકાશનમાંથી એમણે દ્રવ્ય મેળવવાની લોલુપતા સેવી નહોતી. * * એ કાળે દલપતરામની કવિતા પુષ્કળ વંચાતી હતી; ત્હેની લોકપ્રિયતા પણ વ્હોળી હતી. વળી નિશાળોમાં પણ એમની કવિતાની ન્હાની ન્હાની ચોપડીઓ થોકબંધ ઈનામમાં વ્હેંચાતી. કવિએ ઇચ્છયું હોત તો એ ચોપડીઓનું ગ્રન્થસ્વામીત્વ × સ્વાધીન રાખ્યુ હોત કે જેથી તેમાંથી બે પૈસાની સારી પ્રાપ્તિ કરી શકત. પણ કેવળ જ્ઞાન જેમનું જીવન હતું અને સાધુ જેવી જેમની વૃત્તિ હતી એવા તે સન્ત પુરુષે ત્હેમના ગુજરાતી પિંગળનો અને એમના દલપતકાવ્ય ગ્રન્થના પ્રકાશનનો હક્ક પોતે જ ઉછેરેલી, પાળી પોષી મોટી કરેલી, સંસ્થા–સોસાયટી–ને સુપ્રત કર્યો.'

એ ઉદાર દિલનો દલપતસાધુગુણ પૂરો સ્હમજવાને એક હકીકત ઉમેરવાની રહે છે કે દીર્ધાસુધી એમના જીવનભરમાં કવીશ્વર કદી યે શ્રીમન્ત કહેવાય એવા લક્ષ્મીસંપન્ન ન હતા. શ્રીમન્તોની ઉદારતા ધર્મરાજને ચોપડે કુંકુમાક્ષરે નોંધાતી નથી એમ નહિ; પણ રંકની ઉદારતા તો દૈવી શાહીથી અને અમર ખીલતાં ફૂલ જેવડા અક્ષરે કલ્પવૃક્ષના વરકે લખાય છે. મહાભારત કહે છે કે યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાંની ધનની નદીઓથી નહિ; પણ ઉંચ્છવૃત્તિના બ્રાહ્મણના અતિથિના હસ્તપ્રક્ષાલનના જળથી અર્ધસોનાના

નોળિયાનું બીજું અરધું પડખું સુવર્ણનું થાય છે.

દલપતનિર્લોલુપતા ને સાહિત્યઉદારતાના એ ઈતિહાસબોલની સાક્ષી આજથી અધીં સદી પૂર્વે, ઈસ્વી ૧૮૮૦માં, દલપતકીર્તિચન્દ્રના સમારંભમાં મહીપતરામ ભાઈએ ઉચ્ચારેલા ભાષણબોલમાં વાનપ્રસ્થપ્રકરણમાં આપણે સાંભળી છે કે: 'વધારે લાભકારી નોકરી મૂકી એમણે સોસાયટીને જીવતી રાખી. * * પોતાનાં પુસ્તકો સોસાયટીને સમર્પણ કરી સોસાયટીના ભંડોળમાં વધારો કર્યો. એમના રચેલા ગ્રન્થો હજી સોસાયટી છપાવી વેચે છે અને તેનો નફો ખાય છે, એમની મદદ એટલી બધી છે કે તેનો બદલો આપી શકાય તેમ નથી.'

ને ન્હાનપણથી પિતા વારામાં બધું નજરે નિહાળનાર સભાપતિ પ્રેમાભાઇ નગરશેઠે ત્હારે અનુમોદન આપ્યું હતું કે 'સેક્રેટરીએ કહ્યું તે યથાર્થ છે.'

'ચકલી ! ચકલી ! કેટલો ભાર ? તો કુહે ઓઃ ઉતાર.' સંસારજીવનનો ભાર દલપતરામ આમ એકે એકે ઉતારતા જતા હતા. સુહૃદ મિત્રની કણ્ઠગાહ સમી સોસાયટી કવીશ્વરને હૈયે હતી, સમગ્ર જીવનની પેઠે નિજ સાહિત્યસર્વસ્વ દલપતરામે એ સોસાયટીને સમર્પ્યું. વેદઋચા કહે છે કે જીવન તે યજ્ઞ છે. દલપતજીવન ૧૯મી સદીનો સાહિત્યયજ્ઞ હતો.

સરસ્વતીના સપૂત ધને રંક હોય; દિલે રંક કો દીઠા નથી.

સોસાયટીને જીવતદાન દેતી દલપતસેવાનાં મૂલ મહી-

પતરામવારામાં સોસાયટી સ્હમજતી, ને મહીપતરામભાઈએ એને અણમૂલ ભાખી છે. આજ સોસાયટી કાંઈક એ સ્હમજે છે, ને નિજ ઈતિહાસમાં એને દલપતસાધુવૃત્તિ કહે છે. પણ વચગાળાનાં વર્ષોમાં દાયકો—બે દાયકા સોસાયટી જાણે નગુણી બની હતી, ફારબસદલપતને વીસરી ગઈ હતી, એમનાં અણમૂલાં ને અણભુલાતાં મહાત્રઋણોને જાણે ઉવેખતી હતી. સોસાયટીના સરઅવસરો આવતા, જ્યુબિલિઉત્સવો ઉજવાતા, જૂના ઈતિહાસ ઉચ્ચારાતા, સ્મારકસભા થતી, કવિઓ દલપતફારબસનાં પ્રશસ્તિકાવ્યો ગાતા, ત્હો યે કાર્યવાહકોની જીભે એ સ્થાપનાર કે જીવાડનારનાં નામ સ્હડતાં નહિ. સોસાયટીના એ ઈતિહાસપ્રસંગો ઉજ્જ્વળમુખા નથી, શ્યામમુખા છે, શરમાવા જેવા છે. '૯૭ના ડિસેમ્બરમાં તો કવીશ્વર હજી હયાત હતા; સહુ જાણતું કે વર્ષેક દિવસથી નિજની બાણશય્યામાં છે. એ ડિસેમ્બરની ૨૪ મીએ સોસાયટીના નવનિવાસસ્થાનનું ખાતમુહૂર્ત હતું. ભદ્રકાળીના ચોકમાં લોકસમારંભ યોજ્યો હતો. આ કથાઆલેખક એ ઉત્સવસભામાં હાજર હતો. સોસાયટીના નવનિવાસસ્થાનનો પાયો સ્થાપવાનું વિનતિ વ્યાખ્યાન વંચાયું, સોસાયટીની ઈતિહાસરેખાની વહી વંચાઈ. એ ઈતિહાસરેખામાં ફારબસદલપતનાં નામનિશાન મળે! પેલી અંગ્રેજી ઉક્તિ પ્રમાણેનું હેમલેટઓફેલિય વિહોણું હેમલેટનું નાટક ભજવાયું. '૯૭માં સોસાય દલપતફારબસને વીસરી ગઈ હતી. પછી પાયોરોપન કમિશ્નર મિ. લેલીએ પ્રમુખપદેથી ઉપડતા બોલે જ અર્વાચી ગુજરાતને સરજનહારી એ ઈતિહાસબેલડીને સંભારી, લોકસમુદાયને સંભારાવી.

એ પછી વારેવાર ત્રણ માસે, માર્ચની ૨૫મીએ, દલપતરામ વિદેહ થયા. એપ્રિલનો બુદ્ધિપ્રકાશઅંક છપાઈ ગયો હતો, પૂંઠું છાપવાનું બાકી હતું; એટલે પૂંઠા ઉપર દલપતમૃત્યુનોંધ છપાઈ, ને ત્હેમાં લખાયું કે આગામી અંકમાં દલપતજીવનરેખા અપાશે. પળાયું હોત તો એ યથાયોગ્ય વચન હતું. પછીના બુદ્ધિપ્રકાશઅંકોમાં દલપતવિરહનાં પ્રશસ્તિકાવ્યો ગવાયાં, દલપતસ્મારક નિર્ધારતી લોકસભાનું વર્ણન છપાયું, પણ 'આગામી અંકમાંની દલપતજીવનરેખા'ના તો અગસ્ત્યના વાયદા નીવડ્યા. એ 'આગામી અંક' પછી આવ્યો જ નહિ.

પછી '૯૮ની આખરે સોસાયટીના સુવર્ણમહોત્સવનો અવસર આવ્યો. એ ઉજવાયો તો નહિ, પણ એને અંગે '૯૯ના બુદ્ધિપ્રકાશમાં સોસાયટીની ઈતિહાસરેખા અંકાઈ છે. અને વળી એ પછી એક દાયકે સોસાયટીનો હીરકમહોત્સવ ઉજવાયો. દલપતશિષ્ય ને પ્રતાપનાટકના કર્તા કવિ ગણપતરામ રાજારામે દલપતફારબસનાં કાવ્યસંબોધન ગાયાં; પણ–સોસાયટીના ઈતિહાસગ્રન્થમાં એ પ્રસંગ વ્યાખ્યાનો છપાયેલાં છે.–ટૂંકસ્મૃતિયા ત્યહારના અગ્રણી કાર્યવાહકોને સોસાયટીનો જન્મદાતા કે જીવતદાનદાતા સાંભર્યા ન હતા. સોસાયટીના ૧૮૯૭ થી ૧૯૦૮ સૂધીના એ અગ્રણીઓને નિજ ઇતિહાસઅનભિજ્ઞ કહેવા ? કે પેલી કવિતામાં કહ્યા છે ત્હેવા 'હીણી અસૂયા'વન્તા કહેવા ? કે નુગરા કહેવા ? ત્યહારની આતમભૂલી સોસાયટીનાં ફારબસદલપતનાં એવાં ગુણસંભારણાં–કે ગુણવિસારણાં ?–હતાં.

એ વર્ષમાં એટલે '૯૭માં–આ જીવનઆલેખકની ગદ્ય ને પદ્ય સાહિત્યપ્રવૃત્તિઓએ પ્રથમ પ્રકાશન દીઠાં. વયનાં વીશ વર્ષ ત્હારે વીત્યાં હતાં. ગદ્યલેખ જૂન ને જુલાઈ માસના બુદ્ધિપ્રકાશઅંકમાં 'આપણું વર્તમાન કર્તવ્ય'એ શીર્ષકથી છપાયો છે; ને નીચે નોંધ છે કે 'થોડાક વખતથી અત્રે સ્થપાયેલા યંગ મેન્સ યૂનિયન તરફથી દર અઠવાડિયે ચર્ચાતા વિષયોમાંનો એ પહેલો છે.'

યંગ મેન્સ યૂનિયન ત્હારે યથાનામ અમદાવાદના જુવાનમંડળની જાહેરપ્રવૃત્તિ હતી. એ યંગ મેન્સ યૂનિયનમાંથી પછી સોશિયલ એન્ડ લીટરરી એસોસિયેશન જન્મી; અને એ સોશિયલ એન્ડ લીટરરી એસોસિયેશનનું સ્વરૂપાન્તર તે અમદાવાદની ગુજરાત સાહિત્યસભા. એ સાહિત્યસભાએ પછી અમદાવાદમાં જયન્તિઓ ઉજવી ને પ્રથમ સાહિત્ય પરિષદ ભરી. આપણી સાહિત્યસભાઓ ને સાહિત્યપરિષદોનો એ ગોત્રોચ્ચાર અને યંગ મેન્સ યૂનિયનનો એ વંશવિસ્તાર.

એ પછી એક જ્ઞાનસુધાઅંકમાં પદ્યલેખ 'પ્રેમ ભક્તિ'ના તખલ્લુસથી છપાયો હતો. ઉપનામના ઓઢેલા એ અન્ધારપછેડાને કારણે ત્હારે એક આનન્દપ્રદ ને ચિરબોધક પ્રસંગ સાંપડ્યો. વહિલની નવકવિતાની એક સાચી સાહિત્યસમાલોચના પણ જાણવા મળી. એ સૌ આમ બન્યું.

'પ્રેમભક્તિ' તખલ્લુસથી ને સ્વનામાભિધાન જણાવ્યા વિના એક કાવ્ય જ્ઞાનસુધા માસિકના તન્ત્રીજીને '૯૭માં મોકલ્યુ હતું. ઇંગ્રેજીમાં એ માસિકનું નામ પૂંઠા ઉપર છપાતું હતું Gnanasudha; અને એક ટીખળી હાસ્યરસિયા

નાગરમિત્ર એને વાંચતા જનાનાસુદ્ધાં. તે પૂર્વે પ્રેમોત્સાહ નામનું વસન્તવિજયનું અનુકરણકાવ્ય વસન્તવિજયના કર્તાને એ જ વિધિએ વડોદરે મોકલાવ્યું હતું, અને લખ્યું હતું કે અભિપ્રાય કોઇક માસિકમાં જણાવશો, ત્હાં વાંચી લઇશ. વડોદરે ને અમદાવાદ આમ અન્ધારપછેડે પ્રથમ પગલાં સાહિત્યદેશે ભરવાનાં ઐતિહાસિક સાહિત્યિક કારણો હતાં. ત્હારની રમણભાઈ—નરસિંહરાવની New School ક. દ. ડા. વિરોધિણી હતી, અને જ્ઞાનસુધા તો જાણે દલપતનમંદ વિરૂદ્ધની ૧૯મી સદીના છેલ્લા દાયકાભર ચળવળ બેઠી રહ્યું હતું. સ્વ. સર રમણભાઈના એક સાહિત્યવ્યાખ્યાનમાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં સ્વ. પ્રો. કાશીરામ દવે પ્રમુખપદે હતા ત્હારે દવે સાહેબે ઉચ્ચાર્યું હતું કે નબળી કવિતાના દૃષ્ટાન્તો દલપતકાવ્યમાંથી ને સબળી કવિતાના દૃષ્ટાન્તો કુસુમમાળામાંથી ટાંકો છો એ જ ત્હમારો પક્ષપાત છે. શું દલપતકાવ્યમાં સબળી કવિતાઓ ને કુસુમમાળામાં નબળી કવિતાઓ નથી ? એ દલપતવિરોધિણી New School નો દલપતપુત્રના નામથી છીવાયેલો કે પૂર્વગ્રહથી Prejudiced મુજ પ્રથમ પ્રગટતી કાવ્યરચનાનો મતાંધળો અભિપ્રાય મ્હારે સાંભળવો ન્હોતો, નામનિર્લેપ સ્વતન્ત્ર અભિપ્રાય સાંભળવો હતો. અને બીજું કારણ જ્ઞાનસુધામાં કાવ્ય પ્રગટ થવા મોકલવાનું એ હતું કે વિરોધપક્ષના જ માસિકમાં માગ મૂકાવવો. એ પછી ૨૮ વર્ષે, ૧૯૨૫માં, પહેલવહેલી મ્હારી નવલિકાઓ લખાઇ ત્હારે પણ એવો કાંઇક વિધિ કીધો હતો, અને 'પાંખડીઓ'ની પ્રસ્તાવનામાં એ વિધિ કથા સંક્ષેપમાં કહેલી છે. જ્ઞાનસુધાના તન્ત્રીજીએ માસિકને પૂંઠે

છાપ્યું કે રા. પ્રેમભક્તિઃ ત્હમારૂં કાવ્ય મળ્યું છે. તન્ત્રીની જાણ માટે ત્હમારૂ નામઠામ ત્હમે લખી મોકલ્યું નથી, માટે ત્હમારૂ કાવ્ય છાપી શકાશે નહિ. વળી ભદ્રંભદ્ર લગના તન્ત્રીજીએ પછી પોતાની ભદ્રંભદ્રલીલા દાખવી, અને પછીને અંકે છાપ્યું કે એક ગૃહસ્થને ત્હમે કાવ્ય મોકલ્યુ છે તે ગૃહસ્થ ત્હમારા કાવ્ય પરત્વે ત્હમને લખવાને ઇચ્છે છે. એમને ત્હમારૂ નામઠામ જણાવશો એ ગૃહસ્થનુ સિરનામું જોઇતું હશે તો અમો આપીશું. આભાર, તન્ત્રીજી ! હાસ્ય-રસના એ લેખકતન્ત્રી એ કાડિકામા જાણે હાસ્યરસ જમાવતા હતા, ને ભુલી જતા ભાસતા'તા કે 'એ ગૃહસ્થનું સિરનામું' જાણ્યા વિના એ ગૃહસ્થને પહોંચતું કાવ્ય શી રીતે મોકલાવાયુ હશે ! પ્રેમભક્તિનુ નામ જાણવાનો એ તન્ત્રીઅખતરો યે વૃથા ગયો. ભેદજાણનહારૂં અમ મિત્રમંડળ આ ટૂચકાઓ વાંચતું ને હસતું ઉત્તર વાળ્યો કે તન્ત્રીએ લેખકનુ નામઠામ જાણવાકારણ તો એટલુ હોય કે કાંઈ બદનક્ષીના જેવો કેસ થાય તો એ માહીતિ ઉપયોગી નીવડે આ તો કેવળ રસવિષય છે, એટલે નામઠામ જાણવા કારણ રહેતું નથી. અન્તે કદાચ તે કાવ્ય રૂચ્યુ હશે તેથી, કે કાવ્યરસિકની ઉદારતાથી, નામઠામ જાણ્યા વિના કાવ્ય ન છાપવાની નિજ ભદ્રભદ્રતા તજીને તન્ત્રીજીએ ત્હારે તો કાવ્ય છાપ્યુ. એ મ્હારૂં છપાયેલુ પ્રથમ કાવ્ય, શ્વેતામ્બરી સન્યાસિની.

એ અન્ધારપછેડાની રમતલીલામાથી એક બીજો અણુ-ધાર્યો મહતલાભ મળ્યો; મ્હારી કાવ્યપ્રવૃત્તિ વિશેનો

વડિલનો અનુભવસિદ્ધ અભિપ્રાય જાણવાનો પ્રસંગ સાંપડ્યો. એ સાહિત્યવાર્તા મ્હારે તો અધિકી આનન્દપ્રદ ને કાવ્યકલાઉદ્બોધક છે.

સૌરાષ્ટ્રના ત્ય્હારના ઉગતા તારલાઓમાં ભાવનગર કૉલેજના પ્રોફેસર ને ‘ કાઠિયાવાડી ’ ઉપનામધારી શ્રીયુત નરભેશંકર પ્રાણશંકર દવે અગ્રસ્થાને હતા. સરસ્વતીચન્દ્રના એ જમાનામાં સુન્દર અને વિદ્યાનન્દ નામની સરસ્વતીચન્દ્ર-શૈલીની એમની નવલકથા પ્રગટ થઈ ચૂકી હતી. શેક્ષપીયરકૃત બેએક નાટકોનાં ભાષાન્તરો એમણે કીધાં છે. પછી તો વીશેક વર્ષ ભાવનગરની સામળદાસ કૉલેજમાં તે ફિલસુફીના પ્રોફેસર હતા. ચન્દા નામની નિજ નવવાર્તા છપાવવાને ત્ય્હારે તે અમદાવાદ આવ્યા હતા. કવીશ્વરના જ્ઞાતિબન્ધુ હતા, કવીશ્વરને ત્ય્હાં મહેમાન હતા. જ્ઞાનસુધાનો નવીન અંક દલપતઘેર આવ્યો જોઈ એ સાહિત્યરસિયા પ્રોફેસર જમીને પાનાં ફેરવતા બેઠા હતા. હું ત્ય્હારે ત્ય્હાં—વડિલના વ્યાધિખંડમાં ટહેલતો હતો. જતી ક્ષણેક્ષણના ટકોરા ગણતી ઘડિયાળછાયા નીચે જ દલપતબાણશય્યા ઢાળેલી હતી. જ્ઞાનસુધાનાં પાનાં ફેરવતાં ફેરવતાં શ્રી કાઠિયાવાડીએ એ શ્વેતામ્બરી સંન્યાસિનીનું કાવ્ય દીઠું. કંઈક ચરણો મનમાં વાંચ્યાં. નવસાહિત્યના ઉછરતા રસિકને કાવ્ય ગમ્યું હશે—તે બોલ્યાઃ બાપા ! આ જ્ઞાનસુધામાં એક કવિતા છે; વાંચું ? સહનશીલતાને ઠંડે શબ્દે ઢાલિયામાંથી ઉત્તર આવ્યો; ભલે, વાંચો. પ્રો. નરભેશંકરે કાવ્ય વાંચવા માંડ્યુંઃ

રાત્રી વેરણ થાય, ચન્દા વ્હેની ! રાત્રી વેરણ થાય;
"પ્રેમ અનન્તે ઢોળાય, ચન્દા વ્હેની! રાત્રી વેરણ થાય.
મરનિદ્રામાં જડવત વિશ્વે મ્હાલે ઝગમગ રાત;
શૂન્ય ગભીર રાત્રીનું અન્તર સુણતું દુઃખીની હાયઃ
ચન્દા વ્હેની !

ચોથે જ ચરણે ધીમેશથી પણ નિશ્ચયાત્મક એ સનાતન શબ્દ વ્યાધિઢોલિયામાંથી થયોઃ 'બહુ થયું; રાખો. જોઇ ત્હમારી નવી કવિતા. પ્રાસ મેળવવાને મથે છે, પણ પ્રાસ મેળવતાં આવડતા તો છે નહિ.' કવીશ્વરને નવકવિતાની નવવાનગી ચખાડતા 'કાઠિયાવાડી' ઝંખવાણુ પડી ગયા. હું તો અન્ધારપછેડામાં હતો; સન્ધુ જોતો સાંભળતો, સંઘરતો, ને મનમાં મનમાં હસતો. શ્રીયુત હવે પછી મનમાં મનમાં આખું કાવ્ય ગણગણી ગયા. કાવ્ય ગમ્યું, એટલે જ્ઞાનસુધામાંનું મ્હારૂં કાવ્ય મ્હને વાંચવાને આપ્યુ. અને એ પ્રોફેસરે આ ઇન્ટર વર્ગમાં ભણતા પાઠશાળાવિદ્યાર્થીને સાથે સાથે ભલામણ કરી કે 'વાંચો સરસ છે. ચન્દા બિન કયસે રહે મેરી જાન? એ ગીતને તરજે અચ્છી છે.' મૌનમુખડે જ્ઞાનસુધાઅંક મ્હેં હાથમ લીધો, મ્હીં દૃષ્ટિ વાળી, વાંચવા જેવું મ્હોં કંઈક મિનિટે કીધું. મ્હારે મ્હારા અન્ધારપછેડાના પાઠ ભજવવાના હતા પણ મ્હારા શ્રવણપુટમાં તો એ સ્તુતિવચન નહિ, પેલ વહિલનાં ટીકાવેણના ટંકાર ગાજતા હતા કે 'પ્રાસ મેળ વવાને મથે છે, પણ આવડતા તો છે નહિ.' પાઠક , અવિચારી નવઉત્સાહ મોહ જેવો છે, એક જાતની વ્હે

રાશ ને અન્ધારી આણે છે. ત્યહારે ન સમજાતાં દલપતવેણ વર્ષો સુધી વાગોળ્યાં કીધાં ત્યહારે પરમ કાવ્યકળાનું એમાંનું અનુભવસત્ય અન્તે સમજાયું કે 'પ્રાસ–કે છન્દ–ઉશેટી દ્યો તે ભલે; પણ રાખવા હોય તો ખરા ને પૂરા રાખો. ત્હમારી અનુપ્રાસન્તને નવકતા આ કહેતા.' શ્વેતામ્બરી સંન્યાસિનીનાં અનનુપ્રાસી એ ચરણો પછી સુધારીને અનુપ્રાસી કીધાં છે. અને પછી તો કાવ્યો લખતં, ને વિશેષે કરીને મ્હારા રાસો લખતાં, કાનમાં સદા એ દલપતવેણના બાલુકારડંકા વાગ્યા જ કરતા કે રખેને વળી કહેવાય કે 'પ્રાસ મેળાવવાને મથે છે, પણ આવડતા તો છે નહિ.' કવીશ્વર દલપતરામનાં નવકવિતાનાં એ ટીકાવચન સાચાં હતાં. અને મ્હારા રાસમંડળમાં શબ્દમધુરપનો સૂરરણકો છે તે ઘણે અંશે દલપતવેણનો ને દલપતકાવ્યકલામન્ત્રનો આભારજન્ય છે.

વર્ષો પછી એકદા દિવસ નીતરી નીતરી સાયંકાળ થતો હતો ત્યહારે, કરણદેવના કાંગરિયા સરોવરની પાળે, એ ગુર્જરેશ્વરબાંધી એક પાળઅગાશીમાં, એ શ્વેતામ્બરી સંન્યાસિનીનું કાવ્યગીત નવસાહિત્યરસિયા 'ઉપાલંભ'ના કર્તાને માધુર્યકંઠે અમદાવાદી નવરસિકોના સાહિત્યવૃન્દમાં ગવાતું સાંભળ્યુ છે. પણ '૯૭માં તો તન્ત્રીજી શું, 'કાઠિયાવાડી' શું, ને વકિલ શું અન્ધારપછેડાની સાહિત્યરમત રમાતી હતી. અને પરિણામે મ્હારી નવપ્રકાશતી સાહિત્યપ્રવૃત્તિના સ્તુતિવિરોધના ઉભયપક્ષી અવલોકનબોલો અજ્ઞાતભાવે ઝીલતો, વિચારતો, ને હસતો.

અન્ધારપછેડો તો અષ્ટ સિદ્ધિઓમાંની એક સિદ્ધિ છે.

અજાણતાં ઉચ્ચારાયેલો, મ્હારી કાવ્યપ્રવૃત્તિ પરત્વેનો એ એક જ વડિલબોલ મ્હેં તો સાંભળ્યો છે. તેજીને ટકોરો બસ નથી ? એ એક ટીકાવેણમાં વડિલ મ્હને નિજની સકળ કાવ્યમધુરપ સ્હમજાવતા ને અર્પતા ગયા છે.

દલપતરામની બાણશય્યા સમીપે એમ દલપતપિંગળ સુધારાતું, દલપતકાવ્યની નવઆવૃત્તિની યોજના ઘડાતી, જોડણી બન્ધારણનો સાહિત્યવિષયક પત્રવ્યવહાર થતો, ચન્દાની વાર્તા છપાતી, ગુર્જર કવિતાભૂમિમાં નવપ્રવેશતા પ્રેમભક્તિની નવકવિતા પરત્વેની કાવ્યચર્ચા ચર્ચાતી, એંશીક વર્ષો ભરી વિસ્તરી વહતી દલપતજીવનકથાની નોંધપોથીઓ લખાતી. દલપતબાણશય્યા તો સાચેસાચનો સાહિત્યસાથરો હતો.

કુટુંબનું મહાગુરુત્વાકર્ષણ હોય એમ એ દલપતબાણશય્યા ભણી ભાંડુઓ ને સ્વજનો આકર્ષાઈ આવતાં; જાણે નરસિંહ મહેતાને ચોરે કુટુંબીજનો યાત્રાએ આવ્યા. એક ન્હાનો આઘો ભાગતો. દલપતરામ હજી ન્હાનાને હૈયે બેઠા ન હતા. અમાસપૂર્ણિમાએ ક્‌ય્હારેક વ્યાધિખંડમાં ન્હાનો જતો ઘેર વડિલનો છેલ્લો મન્દવાડ છતાં ’૯૭નો સારો ચાતુર્માસ ન્હાનો અમદાવાદની જ કૉલેજના વિદ્યાર્થીઆશ્રમમાં જઈ રહ્યો હતો. ’૯૮ના જાનેવારીમાં ફરી વળી મુંબઈની એલ્‌ફિન્સ્ટન કૉલેજમાં ભણવા જવાનો ન્હાનાનો નિર્ધાર થયો. અમદાવાદની પાઠશાળા છોડયાનું પ્રમાણપત્રે લીધું. પણ પછી વડિલના વધતા જતા મન્દ-

વાડને કારણે અમદાવાદમાં જ રહેવાનું કીધું. હજી ન્હો નાને માથે દલપતરામનો વરદ હાથ ન્હોતો સ્થપાયો ન્હાનો હજી સીમાડે ઉભીને વડિલનું રખોપું કરતો. ગૃહ અગ્નિ ઝાલીને વડિલની સ્મશાનયાત્રામાં મોખરે ચાલી, નીતરતે નયને રાજનગરના રાજમાર્ગો ઓળંગી, સાબર જળને દલપતઅવશેષ સોંપીભળાવી, ઘેર પાછા આવી દલપતસૂનું દલપતઘર દીઠું ત્હારે ન્હાનાનાં અન્તર્ચક્ષુ ઉઘડયાં ને કવીશ્વરનાં મહામૂલ પરખાયાં.

> હતો ત્હારે પારસમણિને ઓળખ્યો નહિ;
> ખોયો ત્હારે પારસમણિને પિછાન્યો.

પણ ન્હાનાનો એક બાળપ્રતિનિધિ દલપતરામને એ દીર્ઘ વ્યાધિમાસોમાં આનન્દાવતો. કવીશ્વરના એ પૌત્ર ને બાળગોઠિયાનું નામ મનોહર. ત્હારે સહુ ત્હેને મનમોજી-લાલ કહેતાં; એવો એ બાળકો મનમોજે વિહરતો. દોઢેક વર્ષનો બાળકો ને એંશીક વર્ષના વૃદ્ધ એ બે પરસ્પરના બાળગોઠિયા હતા. ઢોલિયાની ઈસો ઝાલીને પૌત્ર દાદાની પ્રદક્ષિણા ફરતો ને ચાલવા શીખતો. મનમોજીલાલ દાદાની બાણશય્યાનું કલ્લોલતુ રમકડું હતો.

પરગામથી કુટુંબીજનો ને સગાંસ્નેહીઓ મન્દવાડમાં ઢળેલા કવીશ્વરની તબિયત જોવાને આવતાં. એક કુટુંબીજને દોઢેક વર્ષના મનમોજીલાલના સગપણની વાત દલપતરામને પૂછી. દલપતરામે ઉત્તર વાળ્યો કે મ્હારાં બધાંને મ્હેં પરણાવ્યાં; હવે એનાં માબાપને પૂછો. નકારનો એ દલપતબોલ

પછી સૌને ભારે પડી ગયો, ને પરિણામે મનમોજીલાલનાં સગપણ ને લગ્ન ત્રણ દાયકા પાછાં ઠેલાયાં.

પાઠક ! ત્‍હારી બુદ્ધિ માનશે ખરી કે આજ આ જીવનકથા લખવા બેઠો છે એ જ ન્‍હાનો ત્‍હારે દલપત-બાણશય્યાથી આઘે ભાગતો ? ત્‍હારી સદ્‍બુદ્ધિ ન માનતી હોય તો કવિકુલગુરુ કાલિદાસનો દુષ્યન્તઉચ્ચારેલો પશ્ચાતાપશ્લોક મ્‍હને સાંભરે છે ને ત્‍હને સંભારાવું છું :

> સમક્ષ દીઠે ગજ આ ન થાય,
> ગયા પછી એહ પડે જ ભ્રાન્તિ;
> પછી પદો પેખી પ્રતીતિ પામે :
> એવા હતા મુજ મનના વિકારો.

ત્‍હારે હજી ન્‍હાનાએ ગુર્જર કવિતાદેશના ગજરાજ તરીકે દલપતરામને ઓળખ્યાપ્રીછ્યા ન હતા. વીજળીદીવડાથી અંજાયેલી આંખો સૂર્યને ને સૂર્યતેજને નિહાળી શકતી ન્‍હોતી.

આંધિ ચ્‍હડે છે ત્‍હારે દર્શનનું અદર્શન ને અદર્શનનું દર્શન ઘણાંને થાય છે. પણ ઘડીક પછી એ ક્ષણઆંધિ ઉતર્યે નેત્રો પાછાં નિર્મળું નિરખે છે.

એમ કરતાં કરતાં વિ. સં. ૧૯૫૪ની વસન્તપંચમી આવી; અને પછી દલપતરામની ૭૯ મી જન્મતિથિ યે ઉગી અને આથમી. જગતે વળી વસન્તઋતુ બેઠી. દલપતજીવનની એ છેલ્લી વસન્ત હતી. આયુષ્યના આઠમા દાયકાને કિનારે આવીને દલપતરામ ઉભા હતા. આજની ટૂંકી આયુષ્યઅવ-

ધોએ માપતાં ક્ષણેક એમ લાગી જાય છે કે એ આયુષ્યો સળંગ ગૂંથીને એક દીર્ઘાયુષ્ય બ્રહ્માજીએ ઘડ્યું ન હોય!

પછી વસન્તોત્સવનો ફાલ્ગુન માસ બેઠો. એ માસ દલપતરામના દુનિયાંવાસનો અન્તિમ માસ હતો. માર્ચની ૭મી કે ૮મીએ વસન્તપૂર્ણિમા હતીઃ લોકભેદની એને હોળી કહે છે. એ વસન્તએકાદશીની અજવાળી વરધોમાં, દલપત-આયુષ્યના છેલ્લા માસમાં, ગુર્જરસાહિત્યના ઇતિહાસમાં એક મહાપ્રસંગ બન્યોઃ દલપતકુલવાસમાં બન્યો, પણ દલપતરામથી અજાણ્યો બન્યો. દલપતરામ અસ્તાચળે ચ્હડતા હતા અને ત્ય્હાંના અભેદ્ય બ્રહ્મપડદાની પાછળ વિચરવાને દોઢેક પખવાડિયાની વાર હતી ત્ય્હારે, વિ. સં. ૧૯૫૪ના વસન્તોત્સવની વરધોમાં, જાણે એ વસન્તચન્દ્રિકામાંથી નિર્ઝરતી હોય એવી, ગુર્જર સાહિત્યવાડીઓમાં ડોલનશૈલી જન્મી. ગીતાજીમાંના કે ઉપનિષદોમાંના પિંગળસ્વતન્ત્ર અનિયમિત ચતુષ્પાદ શ્લોકો ત્ય્હારે વાંચ્યા ન હતા. એક ઇસ્લામી એમ. એ., એલએલ. બી., શ્રીયુત કરીમ મહમ્મદ માસ્તર કહે છે કે 'કુરાને શરીફનો ભાષાદેહ ન્હાનાલાલની ડોલનશૈલીના જેવો છે' એ ત્ય્હારે જાણ્યું ન હતું. મૂળ હિબ્રૂ બાઇબલના અભ્યાસીઓ The Bible Commentaryમાં કહે છે કેઃ

Hebrew Poetical Construction. The distinction between prose & poetry in Hebrew does not depend upon the presence or absence of rhyme. Nor is metre–that is, arrangement in lines of a

measured length, consistnig of a definite number of syllables or feet-characteristic of Hebrew poetry, though some apprcach to this is occasionally found. Poetical construction depends upon rhythm of thought & balance of sentences.

એ સહુ ત્હારે વાંચ્યુ ન હતું. થોમસ એ કેમ્પિઝ અજાણ્યો સન્ત હતો. યૂરોપની Vers Libre કે અમેરિકાનો વોલ્ટ વ્હિટમૅન ત્હારે જ્ઞાનપરાં હતાં. ઓશિયન તો આજે ય હજી વણઉકેલેલો છે. એડવર્ડ કારપેન્ટરની Towards Democracy ત્હારે વાંચી કે સાંભળી યે ન હતી. જ્ઞાન ને પ્રેરણા નિરનિરાળાં છે એ તો રસજગતનો સર્વદેશીય વિશ્વસિદ્ધાન્ત છે. દૃષ્ટાન્તો ને દલીલો તો પછીનો ભાષ્યવિસ્તાર ને બુદ્ધિવૈભવ છે, પૂર્વનો પ્રેરણાપ્રભાવ નથી. મહાછન્દની શોધના મ્હારા અખતરાઓ તો ચારેક વર્ષોથી ચાલતા હતા. મહાછન્દની રસમુમુક્ષુતા ને સાહિત્યઉત્કંઠા તો ૧૮૯૪માં નર્મકવિતા વાચી ત્હારનાં જન્મ્યાં હતાં. પણ આ ઉગતો કવિ ત્હારે શું શોધતો હતો ? ઉત્તરમાં પેલી રસકોડામણી સુન્દરીનુ વચન એક સ્મરણે તરી આવે છે કે 'ગમતું ઘડાવી ઘો.' પણ ગમે છે શું ? એ પૂછાયે પાછું એતું એ જ રસકોડામણું વેણ વળી બોલાતું કે 'ગમતું ઘડાવી ઘો.' કવિ ! તું શુ શોધે છે ? એનો સ્પષ્ટોચ્ચારે ઉત્તર ન મળતો. ઉંડાણુમાંથી એટલું જ સ્ફુરણ સંભળાતું કે 'મ્હારા અબોલ આત્માની ઉચ્ચારણશૈલી શોધું છું.' એમ તો સહુ ઉગતા કવિવરો નિજનિજના અબોલ આત્માનું

ઉચ્ચારણુ જ શોધે છે. સવિશેષ સ્પષ્ટિકરણુ પૂછાતું તો લજામણીની વેલપાંદડીઓની પેઠે આત્માની પાંદડીઓ બીડાઈ જતી. એક મોઘમ હૈયાઉત્તર, પેલા 'ગમતું ઘડાવી ઘો' ના જેવો, સદા સંભળાતો કે 'મહાકવિતાને યોગ્ય કો મહાછન્દ શોધું છું.' દલપતપ્રિય સવૈયાના પ્રલંબધ્વનિ આરોહઅવરોહને અજમાવી જોયા હતા. નર્મદપ્રિય રોળા છન્દને કસી જોયો હતો. આત્મા આહ્‌લાદતો નહિ, જોઇતું હતું તે જડતું નહિ. દેવીપુત્રોનાં ગાજન્તાં કવિત ગુજરાતીમાં ઢીલાં લાગ્યાં. અનનુપ્રાસી ઉપજાતિનો પ્રયોગ તો સ્નેહ-મુદ્રામાંના વ્રતબન્ધ સમો થડકતો લાગતો. પછી એકદા, અણુચિન્તવ્યો ને એકાએક, સહસા, પાતાળકૂવાની અખંડ-ધારા ફૂટી અન્તરિક્ષમાં ઉડી રહે એમ, ઝઝૂમતાં ઘેરાં વાદળાંઓમાંથી ઇન્દ્રાધાર વરસાદ વરસી રહે એ રીતે, ક્ષિતિજઆરેથી ભાસ્કરનાં ભર્ગવન્તાં તેજકિરણો મહાવેગે ચોગમ ઉછળે છે એ વિધાને, પ્રેરણાના ફૂવારા ફૂટયા, અને વસન્તવર્ણી ચન્દનીની ચુન્દડી ઓઢેલી એક રાત્રિએ ઇન્દુ-કુમારનો કાવ્યપ્રવાહ કવિહૈયામાંથી પ્રગટી નીકળ્યો: દલપત-જીવનના છેલ્લા અજવાળિયામાં ગુજરાતખોળે ન્હાનાલાલની ડોલન શૈલી જન્મી.

વચલે માળે સંસારઆટોપતા કવીશ્વર જાણતા ન હતા કે એમના જ ઘરમાં, ત્રીજે માળે, એમના જીવન-ખંડના ને મૃત્યુખંડના મથાળે, પ્રાસાનુપ્રાસબન્ધ તો શું પણ સમસ્ત પિંગળબન્ધોને ઉશેટી દેતો, એક માત્ર નૈસર્ગિક સૌન્દર્યબન્ધનોને સ્વીકારતો, કાવ્યશાસ્ત્રનો પ્રચંડ બળવો ખેલાતો હતો.

આ ઉગતા કવિને ત્ય્હારે ૨૧મું વર્ષ ઉતરતું હતું.

પછી આવી ૧૬મી માર્ચ. તે તિથિએ દલપતરામે ન્હાનાની સંસારપ્રતિષ્ઠા કીધીઃ અજાણતાં યે જાણે મૌન-વાણે ફારબસવાણીમાં કહેતા હોયને કે Ideals are to be lived in the midst of Actuality. વડિલને સ્મરણે હતું કે ન્હાનાની એ વર્ષગાંઠ હતી. તે તિથિએ સ્હવારમાં જ નિજ વ્યાધિખંડમાં ન્હાનાને બોલાવ્યો; ને હૈયેથી જગતને ઉખાડીને મ્હારે હૈયે સ્થાપતા હોય એવા વિચારભારેખમ શબ્દે વડિલે કહ્યું: આજ તને ૨૧ વર્ષ પૂરાં થયાં, ૨૨મું બેઠું. હવે તું સગીર મટયો. લે આ ત્હારા નામની પોસ્ટની પાસબૂક. હવે તું ત્હારો સંસાર સંભાળ.

એમ કહી વડિલે ન્હાનાનો સંસારભાર પોતા માથેથી ઉતારી નાંખ્યો, ન્હાનાને એના સંસારરથની સ્વતન્ત્રતા બક્ષી. પણ દુનિયાંડાહ્યાંઓને પૂછાતું હશે ખરૂં કે એ દિવસે ન્હાનાને સ્વતન્ત્રતા સાંપડી? કે સંસારભાર? સ્વત-ન્ત્રતા ને સંસારભાર એક ભીંતના બે કરા જેવા છે.

એકદા ન્હાનો ન્હાનો હતો, ને તોફાનની તિથિ હતી. પોળમાંથી રાવ આવી હતી, ઘરમાં ન્હાનાને માર પડયો હતો, ઠપકાનાં વેણડંખ ડંખતાં હતાં. પછી સન્ધ્યાકાળ સમું બધું શાન્ત થયું. ખૂણામાં ભરાઈ ન્હાનો રોઈ રહ્યો હતો. એ આંસુટપકે તે તિથિએ ન્હાનાને જાણે અન્ત-રિક્ષ ઉઘડયાં. પછી તો એ બાળકો ભવિષ્યના આઘે આઘેના પગથાર જોવા લાગ્યો, ને દૂરદૂરના ભાવિપ્રદેશોમાં ભૂલો પડયો. દરિયાવના મોજ જેવા કંઈ કંઈ તરંગોની ભરેતી

એની આંખમાં આવતી ને સમાતી. અન્તે એ કુમાર એ જાગ્રતસ્વપ્નમાંથી જાગી ગયો, અને સહેજે ત્હેનાથી વડિલને પૂછાઈ ગયુ કે ત્હમે નહિ હો ત્હારે ખાઉ ખાઉ લેવા અમને પૈસો કોણ આપશે? ૧૬મી માર્ચ ૧૮૯૮ની તિથિએ નિજના સંસારસ્મારની ન્હાનાને માથે વડિલે પ્રતિષ્ઠા કીધી ત્ય્હારે કંઈક વર્ષો પૂર્વે ઉગેલો એ પ્રશ્ન, પૃથ્વી ઉપરથી ઉડતી ટુકુકલ ઉછળે છે એમ, ઉછળી આવ્યો, ને ટુકુકલઘંટાની પેઠે ડંકાનો ટકારવ વગાડી વગાડીને પૂછ્વા લાગ્યો કે 'ખાઉ ખાઉ લેવા પૈસો હવે કોણ આપશે?'

તે તિથિએ દલપતરામ ન્હાનામાં અંશતઃ ઉતર્યા.

એક પછી એક એમ સંસારના ગાગરબેડિયાંની ઉતરેરડ કવીશ્વર ઉતારતા જતા હતા, સંસારપ્રોવાયેલા ગાન સઅંગોનાં કિરણોને કૂર્માંગાનિવ સંકેલતા જતા હતા

માતાવિહોણા કુટુંબમાં પિતાની પરમ ઉપચારિકા–Nurse પુત્રી છે. એ દીર્ઘ મન્દવાડમાં દલપતશુશ્રૂષાનો ભાર પુત્રી વીજીબાને માથે હતો. ચોથા વાસાથી કવીશ્વરે એ પુત્રીને પિતાભાવે ને માતાભાવે ઉછેરેલી હતી દલપતદેહના છેટલા વાસા સૂધી એ પુત્રીએ કવીશ્વરની તનતોડ સેવાસુશ્રૂષા કીધી પામ્યા ઉપકાર વાળવાનો અવસર આ જીંદગીમાં જ આવે એ પણ જીવનની એક પરમ લ્હાણ છે. પકારવશતાની, પિતૃશુશ્રૂષાની, સેવિકાધર્મની એ જીવનાણ વીજીબા માણતા હતા પુત્રી મણિબા ને પુત્રવધૂ ાધેકલક્ષ્મી વીજીબાના 'આસિસ્ટન્ટો' હતા. પેલો દોઢેક વંનો સનમોજીલાલ દોલિયાની પ્રદક્ષિણા ફરતો, ને દાદા-

જીને જાણે જવા દેવા ન હોય એમ પહેરો ભરતો. એ નિર્દોષ બાળકાની પહેરેગીરી પેખી યમદૂતો યે ઘડીક આઘે ઉભતા.

ભીષ્મ પિતામહે બાણશય્યામાંથી ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું હતું કે ૫૮ દિવસોમાં ૫૮ વર્ષો જાણે વીત્યાં. દલપતરામ દલપતબાણશય્યામાંથી બોલે છે કે વ્યાધિ તો સાક્ષાત્ યમદૂત જ છે, પણ અંગમાં સજ્જન સમો આવીને વસ્યો છે; કષ્ટ કરતો નથી, ડંખતો નથી, કરડતો નથી. આજીવન બ્રહ્મચર્યઉપાસી પિતામહ ક્ષત્રિયપ્રવર હતા, સિંહની પેઠે જીવનભર સદા સંગ્રામો ખેલતા, શરધારાઓના વરસાદ વરસાવતા ને ઝીલતા; ત્હો યે બાણશય્યામાંનાં બાણફળાંઓ પિતામહને ખૂંચતાં. કવીશ્વરે ક્ય્હારેક શબ્દબાણો નથી છોડ્યા એમ નહી, પણ જનતાને શેલડીની મીઠપ હજારગણી પાઈ છે.

સાકર કેરા કરા પડ્યા, કાંઈ દૂધડે વરસ્યા મેહ

એ કાવ્યવચન નવયુગના કો આપણા સાક્ષારવર્યને શોભતું હોય તો તે દલપતરામને. સંયમની પુરીનો ન્યાયકાંટો ધર્મકાંટો છે, યમદેવ ધર્મરાજ છે; ધર્મરાજને ત્‌હાં અન્યાય ન હોય. સંસારમાર્ગે ફૂલડાં વેર્યાં હોય ત્‌હેને મૃત્યુશય્યામાં કાંટા ન વાગે. જીવનભર જનતાને મીઠપ પાનારા કવીશ્વરને પન્દર માસની બાણશય્યામાં તેડવા આવેલા યમદૂતો પણ ડંખતા નહિ, ને અમૃતની મીઠપ પાતા. વદેઋચા પ્રાર્થે છે તેમ કવીશ્વર મૃત્યુમાંથી અમૃતમાં સંચરતા હતા.

બાણશય્યામાં બાણ ન હોય એમ તો ન હોય. પણ

મૃત્યુશય્યામાંના ચમડંખો સાચા બ્રાહ્મણને નથી ડંખતા. દલપતમૃત્યુશય્યા દલપતયુગના બ્રાહ્મણપ્રવરની મૃત્યુશય્યા હતી. અખંડ નિર્ભયનો ત્‍હાં દુંદુભિડંકો વાગતો.

દીર્ઘ મંદવાડ હવે ધીરે ધીરે ગંભીર રૂપ લેવા માંડ્યું. દલપતદેહની આરસશિલા હતી તે આરસલતા થઈ રહી. હોલવાતા પૂર્વે દીવાની શગ ડોલવા માંડે એમ અન્તર્યામી દીવડો સ્થિર અખંડ કૂટસ્થ હતો તે ડોલવા માંડ્યો. ડાળબેઠું પંખી ઉડી જતાં પૂર્વે પાંખો ફફડાવે એમ ચેતનપંખીની ભીડેલી પાંખો ફફડવા લાગી. કંઈ વર્ષોથી આંખો તો અપંગ હતી; હવે કાનના ત્વચાના જીહ્વાના ઈન્દ્રિયદેવતાઓ ધીરે ધીરે ઉપરામ પામવા લાગ્યા. વિશાળું દલપતકુટુંબ દેશભરમાં વેરાયેલું પડ્યું હતું. ત્‍હેમને તારરેખા કાગળો વછૂટ્યા. સન્ધ્યાકાળે પંખેરૂ માળે ઉભરાય એમ દલપતકુટુંબ દલપતમાળે ટોળે મળ્યું. વડિલનો વિદાયઉત્સવ ઉજવવાને કુટુંબમેળો જામ્યો. કવીશ્વરને અસ્તાચળ આંખ ભરી સન્મુખ આવી ઉભો.

સહુ સ્હમજ્યા કે વડિલ હવે વરષોના મહેમાન છે.

---

## પ્રકરણ ૧૦ મું, ઘંટા વાગી

ઘણુઘણુ ઘાટનાં રે, મનવા! મોતનાં રે
માથે ઘડિયાળાં વાગે.

ઘડિયાળાં વાગે, ને સૂતા સદ્‌ગુરુ જાગે રે;
ઘણુઘણુ ઘાટનાં રે, મનવા! મોતનાં રે,
માથે ઘડિયાળાં વાગે. (લોકગીત)

અને પછી કાળની ઘંટા વાગી.

આભ ને કાળ સમાં જન્મમૃત્યુ માનવીને નિત્યસમીપ છે. સ્મશાનસૂનું કો ગામ નથી, કે ચિતાસૂનું કો સ્મશાન નથી. અને કો શહેરનું સ્મશાન તો ક્‌વ્હારેક જ ચિતાસૂનું હશે. ગામસીમ સમું મૃત્યુ સૌને નિત્યપરિચિત છે. ત્‍હો યે માનવી ચિતા નિરખે છે ત્‍હારે ત્‍હેને કમ્પવા કેમ છૂટે છે?

ઘડિયાળ અખંડ ચાલે છે, કેટલીક તો સેકન્ડમાં બે વાર બોલે છે. સેકન્ડોના એ બોલ કોણુ કોણુ સાંભળે છે? બધા કલાકોના ટકોરા યે કેટલાયેકે સાંભળેલા છે? કાળ-ઘંટા યે અખંડ વાગે છે, પણુ કોક જ સાંભળે છે. જગતમાં મિનિટે બે મરે છે, ને સવા બે જન્મે છે; પણુ સ્વજનભાંડુ જન્મેમરે ત્‍હારે જ કાળનો કલાક બોલતો સંભળાય છે. ઘડિયાળને ટકોરે કોક; એલારામ ગાજે ત્‍હારે માનવીઓ જાગે છે. દલપતજીવનનો એલારામ વાગ્યો; કવીશ્વર જાગી ગયા.

રોગ વધ્યો હતો. શરીર ઘસાઇ ગયુ હતું. દલપત-

રામની કાયા કસાયેલી હતી; દેહ વજ્રનો નહિ પણ આરસનો તો હતો. ને શરીરનો ગે વાંક છે ? ૭૯મા વર્ષના બે માસ વીત્યા હતા; મન્દવાડનો પન્દરમો માસ બેઠો હતો. માનવીની: જન્મતિથિથી જ યમરાજ દેહદુર્ગને ઘેરો ઘાલે છે; અને અન્તે સદા યમરાજ જીતે છે ને મનુબાળ હારે છે. પણ કિલ્લાની કિલ્લેબન્ધી જેટલી બળવન્તી ને રક્ષણહારો સામન્ત જેટલો ધર્મવાન, એટલા યમરાજના ઘેરા પ્રલંબાય. દલપતરામનો આત્મા ધર્મવીરનો હતો, દલપતરામનો દેહદુર્ગ આરસપહાણનો હતો. યમને યે પાડતા વાર લાગતી હતી. દલપતદેહે દેહધર્મ યથાશાસ્ત્ર પાળ્યા હતા.

પણ ૭૯મે વર્ષે કૂચનો ડંકો તો સંભળાયને ? વ્યાધિ હવે વધતો જતો હતો, દલપતરામની હવે આયુષ્યવરધો ગણાતી હતી.

પન્દર માસના મન્દવાડે હવે દલપતરામને વિદાયઘડી પેખાણી; દલપતરામ હવે વિદાયબોલ બોલવા માંડ્યા.

એમ દલપતઆયુષ્યનું છેલ્લું પખવાડિયુ બેઠું, અને એય તે અડધેરૂક વીત્યુ દલપતજીવનની છેલ્લી એકાદશી આવી: સં. ૧૯૫૪ની ફાગણ વદની અગિયારશ. એ ધર્મતિથિએ દલપતરામે જીંદગીનો છેલ્લો ધર્મોત્સવ ઉજવ્યો નિત્યે સ્હવારસ્હાંજ મન્દિરે જનારથી સવા વર્ષથી દેવમન્દિરે જવાયુ ન હતું, દેવમૂર્તિની કે સન્તમૂર્તિની ઝાંખી યે કીધી ન હતી. હવે ત્ય્હાં જવાય એમ હતું નહિ, એટલે સ્વામીમન્દિરમાંના મ્હોટેરા સન્તોને દર્શનાર્થે દલપતરામે એ પુણ્યતિથિએ ઘેર ન્હોતર્યા. પચ્ચાસેક વર્ષથી અધિકા જીવન-

સંગાથી, વૈરાગ્યમૂર્તિ, નિગુણાતીત નિર્ગુણદાસજીના સન્તમંડળને પણ નિમન્ત્ર્યું. વસન્ત ઋતુ હતી, સ્હવારનાં કુમળાં તેજ હતાં. સૂર્યનારાયણ હજી તપ્યા ન હતા, કવીશ્વર સમા શીતળ ને સુકોમળ હતા. સન્તોના સત્કારાર્થે દલપતરામે સ્નાન કીધું, રહ્યાસહ્યા સંસારમેલ ધોયા; મલમલની નવી ચન્દનીશ્વેત કફની પહેરી. જોગિયાનાં તેજ ઉછાળતું સન્તમંડળ દલપતરામના ઘરમાં, ખંડમાં, ને હૈયામાં પધાર્યું. કવીશ્વરને સન્તોનાં દર્શન કરવાં હતાં, કે સન્તોને કવીશ્વરનાં દર્શન કરવાં હતાં? મૃત્યુઅવસરના ઉચ્ચાર ને મનોરથ માનવીના આયુષ્યના સાચા ઉચ્ચાર ને મનોરથ છે. દિવાનખાનાની એક દિશે વ્યાધિશય્યામાં ઢોલિયે, કંઈક નવા જ સ્વરૂપે, બ્રહ્મતીર્થની તીર્થયાત્રાએ નીકળતા યાત્રિકવેશે, દલપતરામ તકિયે બેઠા હતા. મલમલની કફનીનો પાલવઘેર હંસની ભીડાયેલી પાંખો સમો સંકોરાયેલો હતો. સન્મુખ સન્તમંડળ વિરાજતું હતું. જોગીઓ દલપતરામને મહાજોગી જેવું માન દેતા હતા. કંઈકને દૃષ્ટિ નાખી ભેટયા, સહુને વન્દન વન્દ્યા. શરીરસ્થિતિ નિરખી લીધી, ને ધર્મનેત્રાળા સાધુજનોએ કળી લીધું કે કવીશ્વર મોંઘી તિથિઓના મહેમાન છે. પરમ ત્યાગી નિગુર્ણદાસજીએ દલપતરામને વડિલ બન્ધુ સમ સન્માની જૂના મિત્રભાવે બિરદાવ્યા ને ઉચ્ચર્યાઃ દલપતરામ ! જરાક અદેખાઇ આવે છે. અક્ષરધામ ત્હમારે પાસે આવ્યું, અમારે આઘું છે હજી દલપતરામની શ્રવણેન્દ્રિય હજી સતેજ હતી, જીહ્વેન્દ્રિય ખોટી પડી હતી. હાથ સહેજ હલાવી, આછા સ્મિતે અધર ફરકાવી, આનન્દોજ્જવળ મુખડે દલપતરામે

સન્તબોલ ઝીલી લીધો. દલપતપુત્રોમાં મગનલાલ સર્વતેજસ્વી હતા. મગનલાલે સન્તમંડળનું પૂજન કીધું, ચાદરો ઓઢાડી; બીજા પુત્રોએ કેસરકુંકુમ કીધાં, પુષ્પમાળાઓ ધરાવી. નિર્ગુણદાસજીએ ઉઠી કને જઈને પોતાની વૈરાગ્યવાસિની ફૂલમાળા સંસારવિરક્ત થતા દલપતરામને પ્હેરાવી; સંસારવિદાયની સન્તપ્રસાદી ગણી દલપતરામે એ અંગિકારી. ને પછી, કાળની ઘંટી ઘરઘરતી હોય એવે ઘેરે સ્વરે, સાચા સગપણનો રહસ્યમન્ત્ર ભાખતું સન્ત કીર્તન બાગ્યું,

રે ! સગપણ હરિવરનું સાચું;
બીજું સર્વે ક્ષણભંગુર કાચું:
રે ! સગપણ હરિવરનું સાચું.

રે ! સહુ સાથે પ્રીતિ ટાળી;
રે ! ભાગ્યું મન મિથ્યા ભાળી;
કે વરવા જેવા એક વનમાળીઃ
રે ! સગપણ હરિવરનું સાચું.

રે ! સ્થિર નહિ, આવરદા થોડી;
રે ! તુચ્છ જાણી આશા તોડી;
કે જગના જીવન સાથે જોડીઃ
રે ! સગપણ હરિવરનું સાચું.

રે ! ફોગટ ફેરા નવ ફરિયે;
રે ! પરઘેર પાણી શિદ ભરિયે ?
કે વરિયે તો નટવરને વરિયેઃ
રે ! સગપણ હરિવરનું સાચું.

રે ! ભૂધર ભેટયા, ભય ભાગ્યો;
રે ! સહુ સાથે તોડયો ધાગો;
કે રસિક રંગીલાથી રંગ લાગ્યોઃ
રે ! સગપણ હરિવરનું સાચું.
રે ! એવું જાણી સગપણ કીધું;
રે ! મ્હેણું તો શિર ઉપર લીધું;
કે બ્રહ્માનન્દનું કારજ સીધ્યુંઃ
રે ! સગપણ હરિવરનું સાચું.
બીજું રે ! સર્વે ક્ષણભંગુર કાચુંઃ
રે ! સગપણ હરિવરનું સાચું.

ગુરુના ગુરુનું એ કીર્તન કવીશ્વરે અનેક વેળા સાંભળ્યું હતું. આજ અત્યારે, જગત સદાનું છોડવાની વરધોમાં, સંસાર સંકેલવાને અવસરે, બ્રહ્મયાત્રા આદરવાના કાળયોગે એ કીર્તનનો સમગ્ર અર્થસંદર્ભ, એ નિત્યપરિચિત કાવ્યનો સમસ્ત વૈરાગ્યસન્દેશ, પરબ્રહ્મની મૂર્તિ સમો મૂર્તિમન્ત થઈ, કવીશ્વરનાં અન્તર્ચક્ષુ ભરીને ઉભો. જીર્ણ વસ્ત્ર સમો સંસાર ઉતરતો હતો; અખંડ તેજના ધામ સમું સ્વર્ગ બારણાં ઉઘાડતું હતું. કવીશ્વર આનન્દતા હતા, મુખડે પ્રકાશ પ્રગટતા હતા.

રથચક્રના ઝાંઝરઝમકારને ઘેરે રવે કીર્તન ગાજી રહ્યું. સાધુકીર્તને કાળ પણ ઘડીક થરથરીને આઘે ઉભો. અવિકમ્પ શ્રદ્ધાને યમરાજ શું ડરાવવાના હતા ? રતનદીવડાને વાયુઝપાટો શું હોલવવાનો હતો ? 'ધામમાં મળીશું' કહી, ભેટી, જૂના સહાધ્યાયી નિર્ગુણદાસજી

સિધાવ્યા. કવીશ્વરે દુનિયાંનું છેલ્લું ભાતુ ભરી લીધું. આયુષ્યઉજ્જવળતા સ્વામીસંપ્રદાયની એમ વિદાય લીધી. દલપતરામ પછી થોડેક જ માસે નિર્ગુણદાસજી પણ અક્ષરવાસી થયા. વિશ્વના અન્તિમ કલ્યાણશાસ્ત્રનો એ બે સહાધ્યાયીઓ અક્ષરધામમાં આજે યે સહાધ્યાય કરતા હશે ને ?

દલપતરામની આયુષ્યની ઘડી ભરાતી જતી હતી. થોડાંક જ ટીપાં હવે બાકી હતાં.

અધકચરો તારો તરવાને પડે તે બાથોડિયાં મારે; અઠંગ તરનારો તરવાને પડે તે જાણે તરતો પાટડો ચાલ્યો. સંસારના અસન્તો મૃત્યુસમયે એવાં તરફડિયાં મારે છે, સન્તો પાટડા જેવા–જહાજ જેવા–સંસારપૂરને તરી ઉતરે છે. અઠંગ તારાની પેઠે કવીશ્વર ભવજળધિ તરી ઉતરતા હતા.

વ્યાધિ જામી ગયો હતો, પણ લેશે પીડતો ન હતો. પોતે લખાવી ગયા છે કે 'પલંગ ઉપરથી મારી મેળે ઉભું થવાતું નથી; તે સિવાય બીજી કોઇ પ્રકારની પીડા કાંઇ થતી નથી.' મહાવ્યાધિ કે યમના દૂત અન્તકાળે સન્તાપે નહિ તે સત્પુરુષ. કવીશ્વરે કાવ્યમાં સ્વાનુભવ ઉદ્દ્ગાર્યો છેઃ

ઈસ્વી સન અઢારસેં છન્નુ તણી સાલ શુભ<br>
જો તો આવી વીતવા હૃદય રળિયાતમાં;<br>
પાંચમી ડિસેમ્બરે તો સ્કુલમાં ટમીશનરે<br>
આપિયાં ઇનામ, તે મેં બાજ્યાં ભલી ભાતમાં;

તે જ તારીખે, તથાપિ, ઈશ્વરની ઈચ્છા થકી,
જમનો જાસૂસ પક્ષાઘાત આવ્યો રાતમાં;
દાખે દલપતરામ, સંસારી જરૂરી કામ
એ તો એકે અધૂરૂં રહ્યું નથી બકાતમાં.

ઇશ્વરભક્તિ અધૂરી છે, કર્યો ન પરઉપકાર;
એ બે કામ અગત્યનાં લેખે થયાં લગાર

આગળથી આગસ્ટમાં, કરવા કાંઇક વાત,
એ જ દૂત આવ્યો હતો, રહ્યો હતો ત્રણ રાત.

કષ્ટ કાંઇ કરતો નથી, એ અચરજની વાત;
આવી રહ્યો છે અંગમાં સજ્જન સમ સાક્ષાત.

દુનિયાંને દલપત કહે, સૌને કરી સલામ,
(ચૈત્ર શુદ ત્રીજને દિને) જશું ધર્મસુતધામ.

ગુર્જરાત! ત્હારા કવીશ્વરની આ છેલ્લી કવિતા. સાદી છે, વર્ણનાત્મક છે, ઐતિહાસિક છે, દલપતશૈલીની છે, લોકરંજની છે, મહાઅર્થવાહિની છે, આયુષ્યજયિની છે. ૧૫મા વર્ષથી ૭૯મા વર્ષ પર્યન્તમાં એકૂકે તિથિએ ઈશ્વરભક્તિ ચૂકયા નથી, ત્હેમને અન્તે ઇશ્વરભક્તિ અધૂરી રહી ભાસે છે. ૧૮૫૫થી ૧૮૯૮નો કાળ—વચમાંના '૬૫ ના કેટલાએક માસ બાદ જતાં—દેશકલ્યાણ કાજે આયુષ્યનાં ઘડીપળ ગાળ્યાં છે એમને પરોપકાર 'લગાર' કીધો લાગે છે. 'જમનો જાસૂસ' અંગમાં આવી વસ્યો છે, મૃત્યુની કટોરીનાં ટીપાં ટપટપ મુખમાં ટપકાવતો ઉભો છે, આખરી ફેંસલાને માટે કાળપાશ સજ્જ છે, એને

કવીશ્વર 'સર્જન' કહે છે. ૬૫ વર્ષભરનાં નિજ કાવ્ય-મન્દિરને શિખરે ચ્હડતાં ચ્હડતાં કવીશ્વર નિજ કવિતા-મન્દિરને આ ઉદાર મહાનુભાવ કાવ્યધ્વજ ચ્હડાવતા ગયા છે. કવિની છેલ્લી કવિતા એટલે આયુષ્યનો ઉચ્ચાર.

સંસારથી દલપતરામ પરવાર્યા હતા; 'સંસારી કામ એકે અધૂરૂં ન હતું.' દલપતરામે સંથારો હાળ્યો ન હતો કે આતુરસંન્યાસ લીધો ન હતો; પણ કાચબાનાં અંગોની પેઠે ઇન્દ્રિયો સંસારમાંથી સંકોરી લીધી હતી. છેલ્લાં ત્રણેક અઠવાડિયાંમાં કોઈ ઔષધ પીવાનું પૂછે તો કહેતા કે 'તમારી મરજી.' છેલ્લા અઠવાડિયામાં તો દૂધ ને પાણીનું કો પૂછે ત્હો યે એ જ ઉત્તર આપતા. દૂધ પાણી કે ઔષધ દલપતરામે પરિત્યાગ્યાં ન હતાં, પણ દૂધ પાણી ને ઔષધની આકાંક્ષા પરિત્યાગી હતી. વિશ્વના વૈદ્યમંડળના વૈદ્યરાજ, સકળ બ્રહ્માંડમંડળના ધન્વન્તરીનું શરણું દલપતરામે લીધું હતું: वैद्यो नारायणो हरिः સંસારની સોળે કળા સંકેલેલા આથમતા ચન્દ્રમા સમા કવીશ્વર વ્યાધિ-શય્યાખોળે શોભતા.

બરફનું પૂતળું ધીરે ધીરે પાણીમાં ઓગળી જાય એમ દલપતરામનો દેહ પંચભૂતમાં પીગળી જતો હતો.

છેલ્લું અઠવાડિયું અર્ધજાગૃતાવસ્થાનું હતું. દેહનાં ચેતન ઓસરતાં હતાં, ઇન્દ્રિયોના દેવતા ઉડું ઉડું થતા હતા, ભાન જતું ને આવતું હતું. અન્તકાળની બલવતીપણ એ અવસ્થામાં અરેરાટ કે ઉંકારે દલપતરામે દીધો નથી. છેલ્લા બે દિવસો એ વાગીશ્વર અબોલ રહ્યા હતા—જાણે

બહુ બોલ્યા માની વાણીને વાળી લીધી. ત્હો પણ બોલેલું સ્હમજતા; પક્ષાઘાત જીભે બેઠો હતો, કાને હજી સ્હડયો ન હતો. પરમ બ્રહ્મની ઉપનિષદભાખી મૌનભોમકામાં દલપતરામ પ્રવેશી ચૂકયા હતા. દલપતમૃત્યુશય્યા યોગીની મૃત્યુશય્યા હતી. છેલ્લા બેચાર કલાક ઈન્દ્રિયગ્રામનાં ચેતન સાવ ઓસરી ગયાં હતાં, છતાં હૃદય ને નાડી ધબકતાં હતાં. સદ્ધર્મનો ગુર્જરવીર ધર્મધામે જતો હતો. યમદેવના પાર્ષદને ભેટતાં એને સંકોચ કે આશંકા ન હતાં, એટલે છેલ્લી ઘડીઓમાં પ્રશાન્ત પડતી આત્મજ્યોત તેજસ્વિની હતી. ચૈત્ર શુદ બીજ ને ગુરુવારની રાત્રિએ આઠેક વાગતાં શ્વાસ પરખાયો.

અસ્તની ઘડી આવી હતી, સૂરજની કોર ક્ષિતિજને અડકી હતી.

આયુષ્યની ઘડીં ભરાવાને હવે એકાદ ટીપાની જ વાર હતી.

દલપતરામનું દિવાનખાનું છે ઘરને મધ્યમાળે. સન્મુખ ખુલ્લું ચોગઠું છે. એ દિવાનખાનાની ઉપર ત્રીજે માળે આ ચરિત્રઆલેખકનો ખંડ હતો. ચૈત્ર માસ–વસન્તનો બીજો માસ બેસી ચૂકયો હતો શુક્રવારનું પડતું પ્હરોડ હતું. પાછલી રાત્રિના ત્રણેકનો સુમાર હશે. હું ઉંઘતો ન હતો, જાગતો હતો; પણ કરવાનું ત્હારે કરતો ન્હોતો, ને ન કરવાનું ત્હારે કરતો હતો. વીશેક દિવસ ઉપર ઈન્દુકુમાર અને ડોલનશૈલી વિશ્વકલાસ્વામીએ ઉરદેશે

અવતાર્યાં હતાં એ આલેખતો બેઠો હતો. નીચે કવિતાના સાગરનો છેલ્લો ઓટ થતો હતો, ઉપર કવિતાની પહેલી ભરતી ચ્હડતી હતી. એ ક્ષણનો પરમ ધર્મ ત્ય્હારે હું પાળતો નહોતો ને અન્યથા આચરતો હતો. એવે અમારા ઘરના ત્રીજા માળની નીસરણી ધબડ ધબડ કરતી ધડગડી, અગાશીનું બારણું ફડાક કરતુંકને ઉઘડ્યું, ને સૌ. માણેકલક્ષ્મી, અઢ૨ વર્ષની ભરજોબન જોગમાયા જેવાં, અમારા ખંડને બારણે આવીને અગાસીમાં ઉભાં. ગઇ આખી રાત્રિ કુટુંબીજનોમાં નીચે જ એ રહ્યાં હતાં; અને અત્ય્હારે રૂપ જુદું જ હતું. જીંદગીભરમાં કોકકોક વાર જ દીઠું છે એમ આવતાંકને મ્હને ઠપકાર્યો: કવિતા લખતા શું બેઠા છો? નીચે ચાલો. સહુ ટોળે મળ્યાં છે; ત્મ્હેમે જ એક નથી ત્ય્હાં. સાચેસાચ! દલપતકુલવધૂ એ બોલતી હતી. ઠપકો સ્થાને હતો, અને તત્ત્વતઃ થોડો હતો. પણ માંખણ શી મૃદુલાને એટલી યે વજ્જરવાણ વજ્જરઅવસરે ઉચ્ચારાવી હતી. ખરૂં; વચલે માળ વડિલને મૃત્યુઅન્ધકાર ઘેરતા હતા એ ત્રીજે માળે કવિતા લખવાનો કાળ ન હતો હું ઉઠ્યો ને ત્ય્હાં ગયો. મૃત્યુખંડમાં સકળ કુટુંબમેળો ગળ્યો હતો, સ્વામી નારાયણ નામની ધૂન જામી હતી. આખરના શ્વાસ ચાલતા હતા. છેલ્લાં દર્શન દેવાને જ જાણે થોભ્યા હોય એમ મ્હારા ગયા પછી દશેક મિનિટે દેહ પંખી ગયો. પ્હરોડના ૩ ને ૩૫ મિનિટે આ ભવનો આરો દલપતરામે ત્યાગ્યો. એમના નિત્યપરિચિત બ્રહ્મમુહૂર્તમાં દલપતરામે બ્રહ્મયાત્રા આદરી. અમૃતનો સ્ફુલિંગ —કવીશ્વરનો અમર તણખો એમની દેહવહીમાંથી ગયો, અ-

મારી ઘરવાડીમાંથી ગયો; પણ કવીશ્વરનો એ અમર તણખો સમસ્ત ગુર્જરદેશમાં હજી જ્વલન્ત જ છે.

એમ કૂચનો ડંકો વાગ્યો. કુળવાસી મટી દલપતરામ દેશવાસી થયા, દેહવાસી મટી દલપતરામ અક્ષરવાસી થયા.

અમારા પિતા ગયા, પણ દેશનો એ પિતા હજી જીવે છે.

દલપતરામની આજ્ઞા હતી કે કદી યે મરતાંને જીવતાં ચોકે ન લેવાં, નિરાંતે મરવા દેવાં. એ વાત નીકળે ત્હારે ત્હારે દુર્ગારામ મહેતાજીવાળી વાત કવીશ્વર વર્ણવતા, ને મરતાંને મારવા જેવું એને કહેતા. પ્રાણપંખીડું ઉડી ગયા પછી ચાદરની ઝોળીમાં એમના દેહશેષને માળેથી નીચે પરસાળમાં ઉતાર્યો. જે ચોકમાં, કુળજનો ન્હાતા ને રેવાબા કુળનો મેલ ઉતારતાં, જે ચોકને વરસાદ ધોઈ જતો, એ ચોકમાં દલપતરામને છેલ્લું સ્નાન કરાવ્યું. આત્મા તો થયો હતો–દેહને સંસારશુદ્ધ કીધો. એમના આયુષ્ય સમું નિર્મળું ને નિષ્કલંક શ્વેતવસ્ત્ર ઓઢાડયું. કુટુંબખંડમાં ચોકો લીપ્યો. કુળનાં કુળદેવી મંડાતાં ત્હાં ગોત્રજનાં ચરણોમાં દલપતરામ છેલ્લી સ્હોડ વાળી સૂતા. આરસની ઈમ રામો દેહશેષ રહ્યો હતો, આરસની શિલાનો પોણોક ભાગ પન્દર માસમાં સોષાઇ ગયો હતો. ચિતાકુંડમાં હોમવાને ચતુર્થાંશ દલપતદેહ માંડ રહ્યો હશે.'

વડિલનો મૃત્યુઘાવ સહુ કુળભાંડુઓને વાગે છે, પણ

પુત્રીઓ સમી પુત્રવધૂઓને. એમણે કકળાણ માંડ્યું. લોકમાં જાણ થઈ કે કવીશ્વર પડ્યા.

રડવાકૂટવાની કવીશ્વરની દ્રુહાઈ હતી. પછી તો કારજતિથિઓમાં ગરૂડપુરાણ બેઠું. હૈયાના ભાવ રૂઢી થઈને પ્રવર્તે પછી કાળે કરી જડ થાય છે–શું શોકભાવ કે શું આનન્દભાવ. છતાં છાપરે ન્હડી નિષેધ ઉચ્ચારો ત્હો યે લગ્નયોગે માનવીહૈયામાં આનન્દ ઉભરાવાનો ને મૃત્યુયોગે રૂદન ઉભરાવાનાં. કવીશ્વર સાવ સત્ય ભાખી ગયા છેઃ 'ન્હાવાંની વાંસે રાગ તાણી નવ રોશો.' હૈયાની વાડીઓની વર્ષા ને વસન્તના પારખ કવીશ્વર સ્હમજતા કે વર્ષા ને વસન્ત સમાં રુદન ને આનન્દ કુદરતી છે રૂઢીનું રડવું કે હસવું ખોટું છે, હૈયાનું રડવું અવરોધવાને કોણ સમર્થ છે? વર્ષાની ન્હડી વાદળીને યે અતિસુધારકો તો આણ દેવા નીકળશે કે વરસતી મા.

અને પિતામાતાના મૃત્યુઅવસરે પુત્રીઓ કેમ અજસ્ર આંસુ સારે છે? માનવહૈયાનો એ લોકપ્રશ્ન ક્‌હારેકે વિચાર્યો છે? માનસઅભ્યાસીઓ ઉંડા ઉતરશે તેમ તેમ ઉત્તર ઝાઝા જડશે. એક ઉત્તર આ છે. પૃથ્વીની પ્રજાપ્રજાના સંસારે પુત્રી પરઘરવાસિની છે; ને પિતા મૂવે પુત્રીને મહિયરનું એક દ્વાર વસાય છે, માતા મૂવે મહિયરનાં બધાં દ્વાર વસાય છે. પિતા કે માતા–એકકે વડિલ હોય ત્હાં સુધી પુત્રી સન્તાનહકથી પીયર પધારે છે; વડિલો ગયે ભાઇ ને ભાભીની સુજનતાની બહેન મહેમાનિયણ બને છે. એકએક વડિલ ગયે પુત્રીને પીયરનું એકએક બાર વસાય

છે, પિતૃગૃહેથી પુત્રી પરદેશવાસિની થાય છે. માટે માતા કે પિતાના અવસાનઅવસરે પુત્ર કરતાં પુત્રી અધિકી રુદનવિહ્વળ થાય છે. દલપતમૃત્યુઅવસરે દલપતકુળમાં પુત્રોએ આંસુની ધારાઓ પાડી હતી, પણ દલપતપુત્રીઓએ ને પુત્રવધૂઓએ આંસુની ઝડીઓ વરસાવી હતી,

આંગણે લોક ભરાયું. ગૃહમાંનો અન્ત્યેષ્ટિ વિધિ થયો. દલપતપ્રાણપંખિડે ઘર ત્યાગ્યું હતું, દલપતદેહે હવે ઘર ત્યાગ્યું. પૂર્વભાખ્યાં કેટલાંક કૌટુંબિક કારણે વીજકુંવર-વીજીબા કવીશ્વરનાં લાડકી પુત્રી હતાં. એક તો એમનાં માતુશ્રી કાશીબા વીજીબાને ચાર જ વાસાનાં મૂકી ગયાં હતાં; અને દલપતરામે, માતા ને પિતા બન્ને બનીને, વીજીબાને ઉછેર્યાં હતાં બીજું: વીજીબા બાળવિધવા હતાં, ને પિતાઘેર જ રહેતાં. ત્રીજું: વિશાળી દલપતકુટુંબવેલમાં વીજીબાને બીજું સહોદર ન હતું, સાવ એકાકી હતાં. અને ચોથું: રેવાબા અક્ષરવાસી થયા પછી છેલ્લા દોઢ દાયકાથી વીજીબા દલપતકુળમા ગૃહમન્ત્રિણી હતાં. વીજકોર દલપતરામને પ્રાણવ્હાલી હતી, દલપતરામ વીજકોરને પ્રાણવ્હાલા હતા. આખાં આયુષ્યો એમણે ભેળાં નિર્ગમ્યાં હતાં. શબવહનવેળાએ પુત્રી વીજકુવરથી ન સંખાયુ ને શબશય્યાની આડે પડી પણ વ્હાલાંઓનાં વ્હાલરોક્યા મૃત્યુ રોકાતાં હોત તો જગતમાં મૃત્યુ જ ન હોત, માનવવંશ આખો યે અમર હોત.

એમ દલપતરામે ઘરઆંગણું સદાનું છોડ્યું.

વેદકાળથી ઉતરેલો ગૃહ્યસૂત્રોમાનો એક પ્રાચીન આર્યવિધિ છે. આપણા સંસારે આજે તો સૌ વેદવિધિના

પડછાયા જ છે; પણ એ પડછાયા યે વેદવિધિના છે. લગ્ન પ્રસંગે ચૉરીમાં લાજહોમ કાજે અગ્નિ પ્રગટાવે છે; એ લગ્નઅગ્નિ લઈને વરવધૂ વરઘેર જાય છે, અને એ દામ્પત્યઅગ્નિને સેવે ને અખંડ રાખે છે. મૃત્યુઅવસરે એ જ લગ્નચૉરીમાંનો ગાર્હસ્થ્યઅગ્નિ ઘેરથી સ્મશાને લઈ જવાય છે, અને જે અગ્નિએ લગ્નચૉરીમાંનો ગાર્હસ્થ્યઅગ્નિ પ્રગટાવ્યો હતો એ જ ગાર્હસ્થ્યઅગ્નિ સ્મશાનમાં ચિતાયજ્ઞ પ્રગટાવે છેઃ એ આપણો ગૃહ્યસૂત્રોમાંનો વેદવિધિ. એ વૈદિક વિધિની આજ રૂપરેખા જ રહી છે મૃતદેહની વંજુશય્યા સન્મુખ ઘેરથી અગ્નિ આજ લઈ જવાય છે, પણ ગાર્હસ્થ્યઅગ્નિ એ કોક જ હશે મણમણનો એ ગાર્હસ્થ્યઅગ્નિ લઈને વડિલની વંજુશય્યા સન્મુખે ચાલવાનું મ્હારે હતું. બ્રહ્મમાર્ગમાં વડિલ અમને પરિચિત કરતા, પણ સંસારમાર્ગોમાં અમે બાળકો વડિલને દોરતા.

ચૈત્રી ત્રીજનું પ્હો ફાટતું હતું. ઉદ્યમપરાયણ અમદાવાદ આળસ મરડી ઉઠતું હતું. એ અર્ધજાગૃત ગુર્જરપાટનગરીના વસન્તઉજળા રાજમાર્ગોમાં થઈ દલપતરામ છેલ્લાવેલ્લા વિચરતા હતા. સ્હવારનો તડકો નહિ પણ તેજ પથરાયાં હતાં ત્હારે દલપતરામે આધી સદી પૂર્વે પ્રવેશેલો રાજનગરનો દરવાજો છેલ્લી વારકો ઉલ્લંઘ્યો ને વગડાની વાટ લીધી. માઈલેક આઘે આમલીઓની પાર સાબરમતી, જગત જાય છે એ ગતિએ, વહતી હતી. વૃક્ષઘટાઓમાં વસન્ત આથમતી હતી ને ગ્રીષ્મની પ્રથમ પગલીઓ નિરખાતી હતી. અન્તરિક્ષનું વાતાવરણ એ ઉચ્ચરતું. વાડજને

આરે ત્હારે દધિચી ઋષિની જીરણ દહેરી ડગમગતી ઉભી હતી; આજે એ નથી. દલપતદેહની પેઠે, દધિચીનાં ઋષિ-અસ્થિઓની પેઠે, એ દેહરીનાં યે અસ્થિશેષ કાળનાં ને નદીનાં પૂરમાં તણાઈ ગયાં છે. દધિચી ઋષિની દહેરીને સ્હામે તીર, દુધેશ્વરના ચોકમાં, દલપતરામનો ચિતાયજ્ઞ થયો; કવીશ્વરના દેહઅવશેષ ત્હાં સર્વભક્ષી હુતાશનને સોંપાયા. માનવવંશનો એ વિશ્વમાર્ગ સર્વપરિચિત છે. જન્મમૃત્યુની પગલીઓવિહોણું પૃથ્વીવાસીનું કો ઘર નથી, નગર નથી. બ્રહ્મદીક્ષાના મ્હાગ કાવ્યમાં પૃથ્વીદોરેલા એ બ્રહ્મમાર્ગની આછીપાતળી રેખાઓ દોરેલી છે કે

એ જ માર્ગ, બન્ધુ ! એ જ માર્ગ

પંચભૂતનો ઘડાયેલો દલપતદેહ પંચભૂતોમાં ભળી ગયો. દલપતરામનાં દેહદર્શને ન રહ્યાં; દલપતરામ નામશેષ થયા. ઘરની પેઠે, નગરની પેઠે, સાબરનો આરો યે દલપત-સૂનો થયો. દલપતદેહના અણુઅણુ સમા અસ્થિકણોને કાળવહેણ સમી સાબરમતીમાં પધરાવીને નગરજનો નગરીમાં વળ્યા. પાછળ મધ્યાહ્નનો તડકો વરસવા માંડ્યો હતો.

કાળની ઘંટા વાગી. આભના ભીડયા દરવાજા ઉઘડ્યા. આત્માનો અમર તણખો અમરલોકમાં ગયો. સ્થૂલે ગયાં ને ચેતને ગયાં અગ્નિની પાંખે દલપતરામ ક્ષરને ઘાટેથી અક્ષરઘાટે જઈ બેઠા. મહર્ષિઓએ વેદકાળમાં પ્રથમ યજ્ઞ પ્રજ્વાળ્યો ત્હારથી દેવઆહુતિ અગ્નિની પાંખે જ દેવલોકે સંચરે છે ને ?

પરગામથી પછી સગાંસંબંધીઓ આવ્યાં; શાસ્ત્રશ્રદ્ધા-

ણુની શાસ્ત્રશાખી ઉત્તરક્રિયા થઈ. વાડીવસ્તાર પ્રફુલ્લેલો મૂકી, અને પાકી શાખ ખરી પડે એમ, દલપતરામ કાળધર્મ પામ્યા હતા, એટલે દલપતઉત્તરક્રિયા તે દલપતકુળના છેલ્લા કુળસમયા સમ ઉજવાઈ. કુટુંબમેળો થયો, ને દલપતવંશે દલપતમહાપ્રસ્થાનનો મહોત્સવ ઉજવ્યો. પછી ચાર દાયકાઓ વીતી ગયા છે, પણ દલપતકુળનો એવો કુળમહોત્સવ ફરી દીઠો નથી. કુળજનોનો એ તો હતો કુળદેવનો છેલ્લો મહોત્સવ.

ધીમે ધીમે દેશપરદેશની જનતાએ જાણ્યું કે દલપતરામ ગયા. રાજામહારાજાઓના, પ્રજાપ્રમુખ મહાજનોના તારો આવ્યા, આશ્વાસનપત્રો આવ્યા. દેશીપરદેશી દલપતમિત્રમંડળના દિલાસાશબ્દો આવ્યા. ત્રિવેકના નહિ, પણ સાચા અશ્વાસનપત્રો બહુધા આશ્વાસન છાંટવાને બદલે વિરહાગ્નિને પંખો નાંખે છે. ઠામઠામ શોકસભાઓ ભરાઈ, ઠરાવો થયા, લેખો લખાયા, કવિબન્ધુઓએ કવીશ્વરને કાવ્યાંજલિઓ અર્પી. છાપાંઓએ પેલી પ્રાચીન પુનરુક્તિ ઉચ્ચારી કે કવીશ્વરનું ઠામ ખાલી પડ્યું છે. રડવાકૂટવાના જેવા જૂના લોકાચાર છે એવા આમાંના ઘણાખરા નવીન લોકાચાર છે. જૂની કે નવી રૂઢીઓ મંહી અન્તવાસી પ્રાણ હોય ત્હાં સૂધી તે 'સજીવન ને સાચી છે; પ્રાણ ન હોય તો, જૂની હો કે નવી હો, રૂઢી એટલે જ શબવત નિશ્ચેતના-હૈયાબોલ નહિ, જીભના બોલ. પ્રાચીન શાસ્ત્રવિધિ ને અર્વાચીન રૂઢીવિધાન દલપતરામની ઉત્તરક્રિયામાં થયાં: કેટલાંક રૂઢીભાવે, ઘણાંખરાં હૈયાભાવે. ગુજ-

રજનતાને પ્રધાનતઃ થયું કે સરસ્વતીદેવીના કાવ્યમન્દિરનો પ્રજાપુરોહિત પડયો. લોકમેદિની બોલી કે ૧૯ મી સદીના ગુજરાતના કવિતાયજ્ઞની પૂર્ણાહૂતિ થઈ. દલપતરામે સ્થાપવામાં માટી પૂરેલી, મરતી જીવાડેલી, ને વર્ષોભર તનમનથી સેવેલી ત્હેમની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો આવગ્રહી વિવેકભાવ એક અદ્‌ભુત નીવડયો. એપ્રિલ માસના બુદ્ધિપ્રકાશઅંકના પૂંઠા ઉપર 'ગુર્જરકવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઈ સી આઈ. ઈ. નું શોકપ્રદ મૃત્યુ'ની સમાચાર નોંધમાં લખાયું કે ' આ ચોપાનિયું છપાઇ રહ્યા પછી આ ખબર મળવાથી તેમના વિષે સવિસ્તર હકીકત આવતા અંકમાં આપવામાં આવશે.' મે જૂન જૂલાઇ-અનેક અંકો પછી દલપતરામે જીવાડેલા બુદ્ધિપ્રકાશના નીકળ્યા, પણ એ 'સવિસ્તર હકીકત' પ્રગટ થવાની તો જનતાએ હજી વાટ જ જોવાની છે. મે ને જૂનના બુદ્ધિપ્રકાશઅંકોમાં હૈયાવેધાયેલા કવિબન્ધુઓની કવીશ્વરને અર્પાયેલી કાવ્યાંજલિઓ છે, પણ એ 'સવિસ્તર હકીકત'નો તો વાયદો જ છે. સોસાયટીના સર્ટિફિકેટથી દલપતરામ સજીવન ન્હોતા થવાના, જો કે દલપતસર્ટિફિકેટે સોસાયટી તો સજીવન થઈ છે. લાખો ને કરોડો શબ્દ જેણે બુદ્ધિપ્રકાશમાં લખ્યા ને સોસાયટીને સમર્પ્યા એમના જીવનપ્રસંગોનો એક હરફ બુદ્ધિપ્રકાશ બોલ્યું નહિ કે સોસાયટીને સાંભર્યો નહિ. પણ એવે અવસરે હૈયું ન બોલતું હોય એનું મૌન જ ઉચિત છે; નહિ તો પાછો પેલો રૂઢીઆચાર રમાય. દલપતરામની આછીઅધૂરી યે જીવનરેખા સોસાયટીના ત્હેમના તન્ત્ર-

વાહકોને હાથે નથી દોરાઇ એ દેવનો સાચો દેવબોલ છે. પ્રકૃતિવશાત્ થયેલી એ વિધિયોગની ભૂલ ઉચ્ચારે છે કે ‘ હીણી અસૂયા ’ ભરેલાં નગુણાંઓ દલપતસોસાયટીના તન્ત્રના ત્હારે તન્ત્રવાહકો થઈ પડયાં હતાં.

અટેખિયણ સોસાયટી ભલે નગુણી નીવડે ને મૌન સેવે; પણ લોકમન્દિરે ને દેશમન્દિરે દલપતપગલીઓ અણભૂંસાતી પડેલી છે, દલપતપડછાયા અણઆથમતા પથરાયેલાછે. ગુજર્-રઇતિહાસના ધોરીમાર્ગોમાં દલપતસંસ્મરણો વડલાની ઘટા જેવાં ગોરભાતાં ઉભાં છે. એવો અમૃતજાયો ને અમૃતમીઠડો સત્પુરુષ હજી લોકસભાઓમાં ફરી પેખાયો નથી. પ્રજા-કુટુંબને ને દેશદિશાઓને દલપતરામ નામશેષ, સ્મરણશેષ અમૃતરૂપ થયા; પણ મન્ત્રશેષ કે કવિતાશેષ થયા નથી. દલપતમન્ત્રો હજી ગુર્જર પ્રજા ઝીલે છે ને ઉચ્ચારે છે. કાળ બોલે એમ દલપતરામ ચિતાશય્યામાંથી આજ બોલે છે. ૨૦મી સદી હજી તો કવીશ્વરના પડઘા ઝીલે છે. દલપત-કવિતાસંદેશ અક્ષરાવલિ જેટલો અક્ષર ને અજરામર છે.

દલપતગૃહમન્દિરે દલપતરામના ત્રણ ખંડો હતા. એક એમનું વિશાળું દિવાનખાનુંઃ જ્હાં કવીશ્વર બેસતા, ઉઠતા, સૂતા; સૌને મળતા હળતા ને સત્કારતા. એ દિવા-નખાનું પછી સૂનું પડ્યું ન્હોતું–ત્હાં બીજાઓ બેસતા થયા હતા. બીજું ઘરના ચોકમાં પડતું એમનું છજુંઃ જ્હાં કવીશ્વર ન્હાતા ને જમતા ને વાળુ કરતા. એ છજું પછી અન્ય ઘરવખરીથી ભરાયું, પણ સૂનું પડ્યું ન્હોતું. દલપતરામનો ત્રીજો ખંડ હતો હૈયાન્હાનકડી એમની દેવ-

પૂજાની ઓરડીઃ જ્યહાં નિત્યનિત્ય સ્હવારે દલપતરામ નિજ આત્મદેવને સંસ્મરતા ને પૂજતા. દલપતરામ જતે એમનો એ પૂજાખંડ કંઇ વર્ષો સુધી–ને પછી પાછો યે –સૂનો સૂનો પડી ગયોઃ જાણે દેવમન્દિરેથી દેવમૂર્તિ ગઈ, જાણે દેવમૂર્તિમાંથી દેવ જતા રહ્યા.

એકવીસ વર્ષની આયુષ્યતિથિઓમાં આ આલેખકે કદી દીઠું ન્હોતું તે દલપતમૃત્યુ પછી બે માસમાં જ દલપતકુળમન્દિરે દીઠું. મૃત્યુતિથિ પછી પખવાડિયુક દલપતઘેર દલપતોત્સવ ઉજવાયો ને ઘર, કેરીઓથી લચીનમી જતા આંબા સમું, ભર્યુંભાદર્યું રહ્યું. દલપતકુળવાસમાં કુળજનો માતાસમાતા નહિ. વૃક્ષઘટામાં પંખીડાં ગાજે એવો ભાંડુઓનો કલ્લોલ ગાજતો. પછી એ પ્રાગવડેથી પંખીઓ ઉડી ગયાં, અને બેએક માસ મ્હારે પણ કાઠિયાવાડમાં જવાનું થયું. તળાજાની ડુંગરગુફાઓ, સિદ્ધાચળનાં મન્દિરમહાલયો, મહુવાનાં માનવમાંડયાં મહાવન પ્રથમ વારકાં દીઠાં. 'ચન્દ્ર' માસિકના તન્ત્રી જટિલનો ને મસ્ત કવિનો પણ સમાગમ થયો. સાગરતીરની નાળિયેરીઓની છાયા–ગલીઓમાં ખરા ઉન્હાળાના મધ્યાહ્નને ફર્યો, પ્રકૃતિભંડારસમૃદ્ધ વાડીઓની લળીઢળી જતી વનલક્ષ્મી નિરખી, શત્રુંજયને શિખરે ચ્હડયો, 'નરી સરલતા કોણ પૂજશે ?' સિદ્ધાચળની છાયામાં એ કાવ્ય લખ્યું. પછી બી. એ ના અભ્યાસક્રમમાં ઐચ્છિક વિષય ફિલસુફી લીધો હતો એટલે પેશ્વાની પાઠશાળામાં પૂને ભણવા જવાને જૂન બેસતાં હું અમદાવાદ આવ્યો. રેલ્વે સ્ટેશનેથી ઘેર ગયો. ઘેર ગયે

શું જોયું ! ઉમ્મરભરમાં ન્હોતું દીઠું તે ત્હારે દીઠું: દલપતઘેર તાળાં દેવાયાં હતાં. દલપતયુગમાં દલપતરામના કુળધામનાં ત્રણે બાર પાંચે પ્રહર ઉઘાડાં રહેતાં, ને ચોકમાં ને પરસાળમાં અજવાળાં રમતાં. પંખેરૂથી પરબડી ગાજે એમ ભાંડુકલ્લોલથી ઘર ગાજતું. ચોગઠા જેવા ઉઘાડા ને કલ્લોલતા એ દલપતઘેર બે માસમાં જ તાળાં વસાયાં હતાં, બ્હારીબારણાં બધાં બન્ધ હતાં, ને સનકાર એક પાંખો ફડફડાવતો હતો.

પણ મન વાળ્યું કે સહુને ત્હાં સૃષ્ટિમાં ઓછુંવધતું એમ જ થતું હશે ને? વડિલ જતે તાળું જ વસાતું હશેને ?

બે હજાર વર્ષ પૂર્વે યક્ષમુખે કવિવર કાલિદાસ બોલી ગયા છે કે

क्षामच्छायं भवनमधुना मद्वियोगेन नूनं;
सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्यात्

હાવાં એ ઘર મુજ વિરહથી હા ! હશે કાન્તિઝાંખું;
સૂર્ય સિધાવ્યે કમળ ન ખરે ધારી રહે નિજ શોભા..

દલપતવંશનો સૂર્યરાજ આથમ્યો. પછી દલપતઘર પૂર્વનાં એ દલપતતેજ ક્યહાંથી દાખવે ?

તે તિથિએ અનુભવ્યું કે ઘર ને કુટુંબ મૂકીને દલપતરામ સદાયના ગયા હતા.

દલપતરામનું ખરું ઘર ગુર્જરદેશ છે. નિજ કવીશ્વર જતે ઘડીક ગુજરાતે કાન્તિઝાંખો થયો.

દેવમન્દિરમાંની શયનઆરતી સાંભળીને રોજ દલપ-

આરામ શયન કરતા. દલપતરામના સદાના શયનપોઢણુની દેવમન્દિરની કાળઘંટા હવે વાગી, ને દલપતરામ અક્ષર-સમાધિમાં પોઢયા.

એમ દલપતરામ ક્ષરવાસી મટી અક્ષરવાસી થયા.

અઢાર અક્ષૌહિણી ભર્યો કુરુક્ષેત્ર વચ્ચે કૌરવપાંડવની મહાસેનાઓનો ગ્રાસ ગ્રહવાને મહંકાળ મુખ વિકાસીને સન્મુખ સાક્ષાત આવી ઉભો હતો ત્હારે મહાનુભાવ પાર્થની ને પૂર્ણપુરુષોત્તમ શ્રી કૃષ્ણચન્દ્રની મહાનુભાવિતા પ્રગટી નીકળી હતી. મહામૃત્યુ સન્મુખે આવી ઉભે છે ત્હારે માનવીમાંની મહામાનવતા પ્રકાશી ઉઠે છે. મનુ-ખાળ વિરાટસ્વરૂપે પરખાય એમ અણુસ્વરૂપે પણ પરખાય. મહંકાળ આગળ માનવઆત્માના રહસ્યા પટાન્તરો ઉઘડી જાય છે, અને આયુષ્યની ચક્રવર્તી ભાવના ઝળહળતી જ્યોત જેવી પ્રગટી નીકળે છે.

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી! સામળિયા વ્હાલા!
સઘળું સ્હમજો છો, અન્તર્યામી! નન્દલાલા રે!
એ; અને
મ્હારે અન્તસમય અલબેલા! અવસર ચૂકશો મા;
નટવર! નન્દકુંવર! રસછેલા! મુજને મૂકશો મા.

પરમ ભગવદીય દયારામભાઈનાં એ બે ક્ષમાપન-સ્તોત્રો ગુજરાતજાણીતાં છે. દયારામભાઈની આયુષ્યઅવધોની એ અન્તિમ ભાવના.

ઈતના તો કરો, સ્વામી! જબ પ્રાન તનસે નિકલે.

ચાહે ગંગાજ્યુકો તટ હો,
ચાહે જમનાજ્યુકો બટ હો;
એક સાંવરો નિકટ હો
જબ પ્રાન તનસે નિકલે.

એ વૈશ્ણવકવિની અન્તિમ ભાવના—કૃષ્ણદર્શનની.
નવ કરશો કોઈ શોક,
રસિકડાં ! નવ કરશો કોઈ શોક.

રસરસિયા નર્મદનું એ અન્તિમ ક્ષમાપનસ્તોત્ર ગુર્જ
રસાહિત્યરસિકોથી અજાણ્યું નથી. કવિવર નર્મદના એ
છેલ્લા જીવનબોલ.

એવું દલપતક્ષમાપનસ્તોત્ર પણ ગુર્જરી કવિતાકુ
ંજોમાં ગાજે છે. વિનયભાવે કવીશ્વર એને વિનયવાણી કહે
છે, સાચેસાચની એ આતમવાણી છે. દલપતકવિતાનો
પ્રધાન કવિતગુણભંડાર; દલપતપુરુષની ઉદાર મહાનુભા-
વિતા; હિન્દુ ઈસ્લામી પારસી ખ્રીસ્તી–કવીશ્વરની લોકસં-
ગ્રહની સમગ્ર ગુર્જરવિશાળી દેશદષ્ટિ; જીવનની મધુરપ જેવું
ભાવમાધુર્ય, અને મીઠાં જળની સરિતાના પ્રમો સરળ
શબ્દપ્રવાહઃ શતસિતારી આત્માની સારંગીનો મહાઘોષઃ
એ સહુ દલપતકવિતાના ગુણાલંકારો દલપતક્ષમાપનસ્તો-
ત્રમાં વિરાજે છે આયુષ્યના આઠમા દાયકામાં ઉચ્ચારેલા
એ જીવનબોલમાં સાધુપુરૂષ, મહાપુરૂષ, કાવ્યપુરૂષ, ઈતિ-
હાસપુરૂષ તરીકે કવીશ્વરનાં, સોળપાંખડી પ્રફુલ્લેલી
પૂર્ણિમા સમાં, દર્શન થાય છે.

માનવીઓ માત્ર પાસે રે! હું માફી માગું.

કદાપી હું કટુ વાણી જીભે નથી બોલ્યો જાણી;
તો ય હોય ઉચ્ચરાણીઃ રે! હું માફી માગું.

દિલમાં મેં કદિ દ્વેષ લીધો નથી લવલેશ;
રખે રોષ રાખો રેશઃ રે! હું માફી માગું.

હિન્દુ કે મુસલમાન, પારસી કે ખ્રીસ્ત્રિયાન,
સહુ છો સગા સમાન; રે! હું માફી માગું.

ધર્મ જૂદા જૂદા ધારી નિંદા નથી મેં ઉચારી;
ભાસે કદિ ભૂલ મારી રે! હું માફી માગું.

કોઈ મારા સામો થયો, તેના બોલ સાંખી રહ્યો;
કદિ બોલ સામો કહ્યો રે! હું માફી માગું.

દાસ સોના દાસ તણો, દુર્ગુણી હું દીસું ઘણો;
તો ય મને મિત્ર ગણો રે! હું માફી માગું.

કોઈનું મેં ટાણે કોય દિલડું દુખાવ્યું હોય,
તજો તેહ રીસ તો ય રે! હું માફી માગું.

સંસારમાં સૌ છો સારા, નથી કોઇ યે નઠારા;
સૌને માની મિત્ર મારા રે! હું માફી માગું.

સુણો, સર્વ નરનારી! સહુ છો સહાયકારી;
આપનો હું છું આભારીઃ રે! હું માફી માગું.

પકડી પ્રીતિની પેર, નથી મેં વસાવ્યું વેર;
માટે સર્વ રાખો મ્હેરઃ રે! હું માફી માગું.

જનો મને વૃદ્ધ જાણી, દિલડામાં દયા આણી,
સુણો આ વિનયવાણીઃ રે ! હું માફી માગું.

અતિ નમ્રતાથી આમ, પ્રેમથી કરી પ્રણામ,
દાખે દલપતરામ રે ! હું માફી માગું.

માનવીઓ માત્ર પાસે રે ! હું માફી માગું.

સાચો ક્ષમાપનબોલ એટલે સમસ્ત આત્મનારંગીનો બોલ. માનવકુળને એમ ક્ષમાપનભાવે વન્દતા વન્દતા ગુજરાત ! ત્હારા કવીશ્વરે જગતની વિદાય લીધી અને સંસારનો સીમાડો ઓળંગ્યો.

દલપતયુગ પૂરો થયો; નવયુગના આપણા વાત્મી કિએ સ્વર્ગવાટ લીધી.



## ઉપસંહાર: સૈકો પલટાયો

અહો ! આજ આંહી મને કોણ લાવ્યું ?
નવું વિશ્વ શું ઈશ્વરે આ :બનાવ્યું ?
ગયુ ક્યાં હતું જેહ જૂની પ્રમાણું ?
અહો ! સૃષ્ટિ આ તો નવી હું નિહાળું.

The old order changeth
Yielding place to new.–ટેનીસન

ગુજરાત ! આ લ્હારા કવીશ્વરની જયવન્તી જીવનવાર્તા. અને દલપતજીવનઅટારીએથી દેખાતું ૧૯મી સદીનું આ લ્હારૂં ગુર્જરઈતિહાસદર્શન.

ઈસ્વી ૧૮૦૦માં શ્રી સહજાનન્દ સ્વામીનો પાટોત્સવ શ્રી રામાનન્દ સ્વામીએ જેતપુરમાં ઉજવ્યો ને ૧૮૦૧માં શ્રીજી ધર્મધુરન્ધર થયા ત્હારથી માંડીને ૧૮૯૮માં દલપતરામે દુનિયાં સંકેલી એ સૈકાભરની ગુર્જરરાષ્ટ્રની આ આછીઘેરી કાળવહી. સૈકાની જ નહિ; કેટકેટલાક સૈકાઓને અન્તરે આવતા વિરલા સંસ્કૃતિઓના સંગમઘાટની આ કાળકથા, પૃથ્વીની બે મહાપ્રજાઓની પરસ્પરની આપલેની આ મહાવાર્તા. ગુજરાત ! આ લ્હારી ગૌરવકથા છે. જગતના કોઈ પણ જમાનાને પ્રતાપવન્તો પરાક્રમશાળી તેજસ્વી કરે એવો આ લ્હારો કાળચોપડો છે.

આ કાળવહી કહે છે કે નખશિખ દેહશણગારતી

વૈજયન્તી યશમાળ પ્હેરીને;કવીશ્વરે સંસાર શોભાવ્યો ને સંકેલ્યો.

૧૯મી સદીની અધવચાળ બે મહાપ્રજાઓનો કાળયોગ થયો. ઘડાતા ઈતિહાસોમાં ઈશ્વરી સંકેતો વાંચનહારા દેશજ્યોતિર્વિદો એને દૈવયોગ ભાખતા. દેશનો કાળસંજોગ પોકારી પોકારીને એ ઈતિહાસયોગ માગતો હતો. વિશ્વ-વિધાત્રીનો એ નિર્માણયોગ હતો. પ્રત્યેક મહાપ્રજાની ગુણમૂર્તિરૂપ બે મહાપુરુષો પછી ગુજરાતને ઘાટે મળ્યા, એમણે પરસ્પરને પારખ્યા, અને પછી એ ઇતિહાસમુહૂર્તના ને જગતનિયન્તાના નિમિત્તરૂપ બન્યા. એ મહાપુરુષોની મિત્રબેલડીએ, નિજ જીવનસંગમનાં જેવાં, પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનાં પછી સંગમતીર્થ માંડયાં. પ્રાચીનઅર્વાચીન સંસ્કૃતિઓના સંગમઘાટે દલપતફારબસની પુણ્યનિર્મળી આરસદહેરીઓ છે. દલપતફારબસના આયુષ્યોચ્ચાર જીવન્-મન્ત્રો ઉત્ક્રાન્તિભાવનાઓ લોકકલ્યાણક ને અજરામર હશે તો એમનાં અક્ષરદેહી કીર્તિમન્દિરો પણ એવાં અજરામર રહેશે.

ગુજરાત! ત્હારા યુગાન્તરની આ ઇતિહાસવાર્તા. આ ગ્રન્થ માત્ર દલપતજીવનકથાનો નથી; કૃષ્ણકૌસુદીઉજ્જવળી ગુર્જરમહાપ્રજાના યુગાન્તરની મહાકથાની આ ઈતિહાસ-ગાથા છે. કો અધિકા ગુર્જરગુણપૂજકે યુગાન્તરની આ ઈતિહાસગાથા લખી હોત, તો—પણ 'તો'ની એ વિચારણા યે આજે નિરર્થક છે.

સંસ્કૃતિઓના સંગમકાળ સૈકે સૈકે નથી આવતા.

પણ આવે છે ત્ય્હારે ત્ય્હારે દેશ ભરી ઈતિહાસ ગજાવતા આવે છે. સંસ્કૃતિઓના સંગમઘાટની આ દલપતજીવનકથા એવી દેશ ભરી ઈતિહાસગજાવતી જીવનકથા છે. સંસ્કૃતિઓના સંગમની તો આ આલેખકે આછીઆછી રેખાવલિઓ જ દોરેલી છે.

સંસાર સંકેલતાં સંકેલતાં છેલ્લે પગથિયેથી કવીશ્વરે નવી દુનિયાં દીઠી. ૧૮૪૮માં પરિવ્રાજક રીતે દલપતરામ વઢવાણથી અમદાવાદ આવ્યા હતા; ૧૮૯૮માં ધમધમતા અગ્નિરથમાં બેસીને લોક ગુજરાતસૌરાષ્ટ્રે જતુંઆવતું. પૂર્વે અમદાવાદનો એપિયો ત્રણ તિથિએ વર્ધમાનપુરીના કોટકાંગરા પેખતો; પછી બાર કલાકમાં સાંઢણીવેગે કાગળ જઈ ને ને બે કલાકમાં પંખીપાંખે તાર ઉડીને સન્દેશા કહેતો. કેટલાં યે અઠવાડિયાં લખે ત્ય્હારે લહિયો એક ગ્રન્થપ્રત ઉતારતો ત્ય્હાં એટલાં અઠવાડિયામાં હજારો નકલો છાપખાનું છાપતું થયું. સાચીખોટી લોકવાયકાઓ દેશમાં દેશખબરો પ્રસરાવતી ત્ય્હાં કાસદિયાં કબૂતરોની પેરે વર્તમાનપત્રો ચોખંડ પૃથ્વીના સમાચાર ગામગોંદરે ને ઘરઉમ્બરે પ્રભાતે પ્રભાતે આવી નાંખી જાય છે. સાવ સૂનકાર હતો ત્ય્હાં બેસતી વસન્તે ફૂલડાં ખીલે એટએટલી શાળાકન્યાશાળાઓ ગુર્જરવાડીઓમાં ખીલી નીકળી છે, મ્હેકમ્હેક કરતા નવપરિમળો મંહીથી ગુર્જરકુંજોમાં પમરે છે. ફાગણચૈતરમાં નવપલ્લવના સંપુટ પાંગરે એટએટલાં ગ્રન્થસંપુટોનાં પત્રપલ્લવો આપણે ત્ય્હાં પાંગરતાં થયાં છે. લાક્ખો બાળબાળાઓ નવવિદ્યાની નવશાળાઓમાં ભણે છે ને નવયુગના

નવપ્રકાશ ઝીલે છે. પાટણમાં ભીડેલા ગ્રન્થભંડાર વજ્રતાળે પડ્યા હતા ત્હાં પુસ્તકશાળાઓની ફૂલગૂંથણી દેશનગરીઓમાં ગૂંથાઈ ગઈ છે. ૧૮૯૮માં એ અમદાવાદ ન હતું કે એ ગુજરાત ન હતું, જે અર્ધી સદી પૂર્વે ૧૮૪૮માં દલપતરામે દીઠાં હતાં. આજ શેરીએ શેરીએ દીવા થાય છે, ચોક છંટાય છે, કચરો વળાય છે; કવીશ્વરે એ શહેરસુધરાઈનો નિબન્ધ ૧૮૫૮ માં લખ્યો હતો. હવે નવઅમદાવાદ ને નવગુજરાત સરજાયાં હતાં, અને મ્હારા વસન્તોત્સવમાં વર્ણવેલી નવગુર્જરપ્રજા નવયુગની નવવસન્તમાં મહાલતી હતી. ૧૮૫૧માં કવીશ્વરે દેશવાત્સલ્યની પ્રથમ કવિતા ગાઈ; ૧૮૯૮માં દેશભક્તિનાં ગીતોથી ગુજરાત ગાજતો. યન્ત્રખાનને પકડી આણી રણછોડભાઇ રહેંટિયાવાળાએ મીલોમાં પૂર્યો હતો. મૂર્તિમન્ત નવગુજરાત સૈકાઆખરે દલપતરામની દૃષ્ટિ ભરી ઉભો હતો. ૧૮૪૮માં દલપતફારબસનું સ્વપ્નદર્શન હતું એનું ૧૮૯૮માં દલપતરામને પ્રત્યક્ષ દેશદર્શન થતું હતું.

દલપતસ્વપ્નાંઓ જયવન્તાં સ્વપ્નાંઓ હતાં.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતે એમ બેહો યુગપલટો ધર્યો; '૫૭ના બળવાગેલીનો નહિ, પણ '૫૭ની શારદાપીઠશૈલીનો. પ્રજ્ઞાચક્ષુ કવીશ્વરની દેખતી અન્તર્‌આંખો એ દેખતી, ને દલપતકવિતા એ યુગપલટાનો ગુણમહિમા ગાતી. કલાકે બે માઇલ રગશિયું ગાડું પૂર્વે ઢસડાતું; કલાકના ત્રીસ માઇલની ઝડપે આગગાડી પછી દોડતી.

ઇતિહાસ ઉચ્ચારે છે કે વાવેલુ ઓંબાવાડિયું ફળતું

નિરખીને, જીવનના જય જોઈ ને, દલપતરામે દુનિયા છોડી હતી. દલપતરામ લોકજયિની શૈલીના કવીશ્વર હતા.

જગતભરમાં ૧૯મી સદી એટલે વરાળની સદી. દલપતયુગ વરાળનો યુગ હતો. વરાળો ભરાતી ને ઠલવાતી, અને એમ સંસારગાડી દોડતી.

કોઈ કે યૂરોપને માટે કહેલું છે કે વિક્રમાદિત્યના સમકાલિન જ્યૂલિયસ સીઝર છેલ્લા બાજીરાવના સમકાલિન નેપોલિયનયુગમાં સજીવન થઇને યૂરોપમાં વિચર્યા હોય અને એ સીઝરને યૂરોપ નવસરજાયેલો ભાસે ત્હેના કરતાં ૧૮૨૩ માં મૃત્યુ પોઢેલો નેપોલિયન ૧૯૨૩માં સજીવન થઇને યૂરોપમાં વિચરે તો આજનો યૂરોપ એ નેપોલિયનને અતિઅધિકો નવસરજાયેલો ભાસે. આપણા ગુજરાતને માટે પણ આપણે એવું કાંઇક કહી શકિયે કે નરસિંહ મહેતા સજીવન થઇને ચારેક સૈકે ચાંદોદકન્યાળીમાં દયારામભાઇની મહેમાનીએ પધારે ને ત્હારે નરસિંહ મહેતા ગુજરાતને નવસરજાયેલો નિરખે ત્હેના કરતાં ૧૮૫૨ માં વિદેહ થયેલા દયારામભાઇ ૧૮૯૮માં દલપતમૃત્યુશય્યાએ પધારે તો દયારામભાઈ એ ૪૫ વર્ષમાં પૂર્વના ચાર સૈકા કરતાં ગુજરાતને અતિઅધિકો નવસર્જાયેલો પેખે.

૧૮૪૮ થી ૧૮૯૮ના પચાસ વર્ષના દલપતયુગમ ગુજરાત નવુંજૂનું થયું હતું. એ યુગપલટો નિહાળી સ્વય દલપતરામને જ આશ્ચર્ય થયાં હતાં, ને નવી દુનિયાં કાવ્ય લખ્યું હતું.

એ પચ્ચાસ વર્ષમાં ગુર્જરમહાપ્રજા જાણે નવઅવતાં આવી. ડગમગતું જીરણ ઘર સમારાવા માંડ્યું, ૧૨૯

પછીનો સૈકાઓનો ચ્હડેલો થાક ઉતરવા માંડયો, ભારત બહારની દુનિયાં નવઆંખે દીઠી, નવયુગના આદેશ સાંભળ્યા ને ઝીલ્યા, આત્માના અગ્નિને સંકોર્યો, નવસૈકાને માટે ગુજરાત સજ્જ થયો.

એક બળવાની સાલ શિવાય દલપતયુગ પ્રધાનતઃ ભારતમાં શાન્તિયુગ હતો, સંગ્રામયુગ ન હતો. સંગ્રામયુગનાં રણશીંગડાં બ્હેરાને યે સંભળાય છે; મૌનના શબ્દોચ્ચાર સમા શાન્તિયુગના શબ્દોચ્ચાર ઘણુંખરૂં ગહન ને અગમ્યરંગી છે. સુણન્દાને યે સાંભળવાને કાન સંકોરવા પડે, પેખન્દાને યે પેખવાને સૂક્ષ્મદર્શક ને દૂરદર્શકની સહાય શોધવી પડે. શાન્તિયુગના પડછન્દવા અન્તરભેદુને સંભળાય.

ગુર્જરઈતિહાસે દલપતયુગ સંસ્કૃતિઓના સંગમયુગ લેખે લેખાશે. દલપતયુગમાં ગુજરાતે બે સંસ્કૃતિઓ પરસ્પરમાં ઢોળાઇ; શાન્તિમય બેઠો યુગપલટો થયો.

૧૮૪૮નું ને ૧૮૯૮નું ગુજરાત એક ન હતાં, નિરનિરાળાં હતાં. કવીશ્વરે એ દીઠું ને ગાયું.

પણ દલપતઅવસાન પછી તરત સૈકો બદલાયો. ૧૯મી ઉતરી ૨૦મી સદી બેઠી. ૧૮૯૮ નું ને ૧૯૨૦ નું જગતે જૂદું હતું, ભારતે જૂદું હતું, ગુજરાતે જૂદું હતું.

૨૦મી સદીની પહેલી વીશી વિશ્વવિપ્લવની વીશી હતી. ગુજરાત કંઈ વિશ્વની બહાર ઉભું નથી.

૧૮૯૮ના માર્ચની ૨૫મી ને શુક્રવારે દલપતરામ દેવ થયા. અને પછી બેએક વર્ષમાં જ સૈકો પલટાયો. દલપતજીવનમાં નથી, '૫૮થી '૯૮ના ચાર દાયકાઓમાં

હોતું, લોકને સ્વપ્ને આવતું નહિ, એ દેશનું આંગણું ભરીને પછી ઉભું. અણુચિન્તવ્યાં ને એકાએક, પ્રારબ્ધનાં પૂરની પેઠે, કાળપૂર રહુઠી આવ્યાં. શરદની ભરી ભરી સરિતા સમી પ્રજાસરિતા વિશાળી ને ધીરગંભીર વહતી હતી. પછી ક્‌હાંક કાંઈક માવઠું થયું, ને ઘોડાપૂરે કાળનદી ઉછળવા માંડી. મરકી, રાજદ્રોહ, ખૂન, દમનનીતિ, દુષ્કાળ, સંગ્રામો, દેશભાગલાઃ ૧૮૫૮ પછી છેલ્લી અધીં સદીમાં અણસાંભળ્યા અણકલ્પ્યા વિપ્લવકારી ગડગડાટો પછીના દાયકામાં દિશામંડળમાં ગડગડવા માંડ્યા.

એ દલપતયુગ ન હતો; દલપતયુગ પછીની એ દુનિયાં હતી.

પછીની વીશીમાં તો જગત જાણે નવું ઘડાયું. ૧૮૨૦ માં દલપતરામ જન્મ્યા હતા. ૧૯૨૦ની મોટરોની, વિમાનોની, રેડિયમની, લાઉડ સ્પીકરની, વાયરલેસની, રેડિયોની, બ્રોડકાસ્ટિંગની, ગ્રામોફોનની, વીજળીદીવાઓની, વીજટ્રામોની, વીજરેલગાડીઓની નવદુનિયાં દલપતરામને અણઓળખાતી જેવી લાગત. સુકડન, સુશીમા, માર્ન, વર્ડુંન; ગ્યાસ ટેન્ક સબમરીન ટ્રેન્ચ ગ્રેનેડ હેન્ડઍગ્રીગ; સેંકડો માઈલોના સંગ્રામમોરચા ને મહાભારતથી યે ખેલાયેલું મહામહાભારતઃ દલપતરામે તો શું પણ સમસ્ત માનવ દુનિયાંએ ન દીઠેલું દીઠું ને ન સાંભળેલું સાંભળ્યુ. ખલીફ ઝાર કયસર ઍમ્પરર ગયા; લેનીન મુસ્સોલિની કમાલ પાશા થયા. બાદશાહતો નાશ પામી; સરમુખ્તિયારોનો યુગ જાગ્યો. પૃથ્વીનું પ્રજામંડળ–League of Nations સ્થપાયું

સ્ત્રીવર્ગ પુરુષનોકરીઓમાં પ્રવર્ત્યો. મોચીના ભત્રીજા ને મજૂરો મન્ત્રીશ્વરો થયા–જાણે જગતે શુદ્રયુગ બેઠો. યૂરોપ અમેરિકાના સમાજશાસ્ત્ર સ્હામે બળવો કરતી રશિયામાં નવસંસ્કૃતિ જન્મી. ભરતીની છોળ જેમ છેલ્લી ભીંતે અથડાઈ પાછી વળે એમ ચાર સૈકાઓથી ચ્હડેલી યૂરોપની પૂર્વદેશોની જયભરતી જાપાનને અથડાઈને પાછી વળી. ૨૦મી સદીની પહેલી વીશીમાં અતિવિપ્લવી પૂર્વગોલાર્ધમાં જાણે યુગપલટો થયો.

વરાળનો ઉતરીને વીજળીનો યુગ બેઠો. આગગાડી ઉપર વિમાનો ઉડવા લાગ્યાં.

પગે ચાલતી દુનિયાં ૧૯મી સદીમાં દોડતી થઈ હતી; પછી ૨૦મી સદીમાં વીજળીપાંખે ઉડતી થઈ.

દલપતઅવસાન પછી બેક વર્ષમાં જ સૈકો પલટાયો ને દુનિયાં બદલાઈ. નવા સૈકાનાં મંડાણ જગતે મંડાણાં.

દલપતમૃત્યુઅવસરે તો ભગવાન જાણે સૈકો સમેટી લેતા હોય એવું ગુજરાતે થયું. આગળપાછળનાં થોડાંક વર્ષોમાં જ દલપતયુગના યુગવિખ્યાત દેશઅગ્રેસરો દેવ થયાઃ જાણે દુનિયાંનો એક દિવસ આથમ્યો ને બીજો દિવસ ઉગ્યો. દલપતરામ પછી પાંચેક વરષોમાં જ નડિયાદમાંથી ગઝલોના ગાનાર દલપતશિષ્ય બાળાશંકર ગુરુ પાછળ ગયા. ઓક્ટોબરમાં વેદાન્તવાચસ્પતિ મણિલાલ ગયા, અર્વાચીન અમદાવાદની ઉદ્યોગનગરી સરજનહારા રણછોડભાઇ રેંટિયાવાળા ગયા. ૧૯૦૦ના જૂનમાં ગુજરાતના મજનૂ કલાપી ગયા; પ્રાચીન કાવ્યમાળાના પ્રયોજક અને ગુજ-

રાતના વિદ્યાચતુર દિવાન મણિભાઈ જસભાઈ ગયા. ૧૮૯૮માં ગોવર્ધનરામભાઈએ પ્રવૃત્તિસંસાર સંકેલ્યો, મુંબઈનગરી છાંડી, નિવૃત્તિનિવાસ નડિયાદે જઈને કીધો તે ૧૯૦૭ બેસતાં દેવતીર્થે જવાને જાણે પાછા મુંબઈ આવ્યા. ગોવર્ધનભાઈના અવસાનસંવત્સરમાં મુંબઈના શેરબજારના બેતાજ રાજા પ્રેમચન્દ રાયચન્દે એ સાહિત્ય મહારથીનો સંગાથ સાધ્યો. ૧૯૦૫માં નન્દશંકર 'માસ્તર' જગત જીતી ગયા. એક વાયુઝપાટો વાગે ને દીપમાળા હોલવાય એમ દલપતયુગના દેશદીપકો જાણે હોલવાયા. મુંબઈ પણ દલપતયુગના નરમણિસૂનું થયું હતું. ૨૦મી સદીમાં કપોળરત્ન સર મંગળદાસ નથ્થુભાઈ ન હતા, સખાવતે બહાદુર ગોકુળદાસ તેજપાળ ન હતા, ભાટિયાભૂષણ ભડવીર લક્ષ્મીદાસ ખીમજી ન હતા. નાના ફડણવીસના અર્વાચીન અવતાર, અનેકદેશીય દેશહિતચિન્તક, ગોખલે ટાટા ફિરોઝશાહના પૂછ્યાઠામ, વિશાળદ્રષ્ટા માધવ ગોવિન્દ રાનડે ૧૯૦૧ પછી ન હતા. સૈકો સમેટાયો હતો.

અર્વાચીન યુગ ગુજરાતે જેમ એક દાયકો વ્હેલો ૧૮૫૮થી નહિ પણ ૧૮૪૮થી, બેઠો હતો તેમ સકો પણ દસમા નહિ ને નવમા દાયકાથી સમેટાવા માંડ્યો હતો એ પૂર્વના એક પ્રકરણમાં આપણે વાંચ્યું છે. ૧૮૮૩મ વેદાન્તટંકારકારી સમર્થ સનાતની મહર્ષિ દયાનન્દ સર સ્વતી જીવન્મુક્ત થયા. '૮૬માં વીર નર્મદ પડ્યો—જાણે ગુર્જરદેશનો મહારથી પડ્યો. એ સાલમાં ભોળાનાથભાઈએ પણ વિશ્વવિદાય લીધી. '૮૮માં નવલરામભાઈએ જગત

સુધાર કીધા. '૮૯માં ભોગીલાલ પ્રાણવલ્લભદાસે લીલા સંકેલી. '૯૧ના મે માસમાં મહીપતરામે સંસારણાઈ સમેટી લીધી, ને ડિસેમ્બરમાં અર્વાચીન ભાવનગર સંસ્થા-નના સર્જક નાગરકુળરત્ન ગગા ઓઝા પંચત્વને પામ્યા. ૯૬માં મહારાજા તખ્તસિંહજી ચિતાયજ્ઞમાં પોઢયા, અને લોકજીવનના અનેક તાર ઝણઝણાવતા ડૉ. હરિ હર્ષદ ધ્રુવે જીવનસારંગી કોરી નાંખી. એમ દલપતયુગનું આંબા-વાડિયું વેડાયા જેવું થયું. સૈકો જાણે સમેટાયો. કલાપીએ ડિસેમ્બરમાં ઉભીને કાવ્ય ગાયું છે કે લક્ષ્મીજીના સહ-સ્રદલ પાયપદ્મની-પાંખડીઓ પ્રગટે-પ્રગટે છે ને ખરે છે, ખરે-ખરે છે ને પ્રગટે છે. એવી કાળમહાપદ્મની એક પાંખડી ખરી ને એક પાંખડી પ્રગટી. કાળનો કાંટો ફરકયો. લાક બદલાયો.

૧૯મી સદીના એ છેલ્લા દાયકામાં ઇંગ્લાંડમાં યે દલપતસમવયસ્કોએ આયુષ્યપલ્લવ ખંખેરી નાંખ્યાં. ૧૮૯૨ માં રાજકવિ ટેનીસને કવિતાવાંસળી વગાડવી આટોપી લીધી; '૯૪માં મહામન્ત્રીશ્વર ગ્લાડસ્ટનની રાજગર્જનાઓ શમી ગઇ; ૧૯૦૨ બેસતાં જ મહારાણી વિક્ટોરિયાએ રાજદંડ રાજયુવરાજને સોંપ્યો. કવીશ્વરની પેઠે સમસ્ત ૧૯મી સદી ભરતી ઈંગ્લાંડની એ ત્રિવેણીસરિતાઓ હતી.

૧૯મો સૈકો પૂરો થતાં પૂર્વે નવજર્મનીનો સર્જન-હાર ને યુરોપનો મહામુત્સદ્દી ચાણક્ય પ્રીન્સ બિસ્માર્ક પણ યુરોપની ધૂળ ખંખેરીને આસના પડદાઓ પાછળ જતો રહ્યો હતો.

૧૯૦૨માં અમદાવાદમાં કૉંગ્રેસ પણ મળી ગઈ હતી.

એ શતકસન્ધિમાં આપણે ત્ય્હાં સાહિત્યદેશે અમદાવાદમાં નવાં પ્રગટયાં બે ન્હાનકડાં તરુણમંડળો, જેમણે મ્હોટાં કામો કીધાં. એ બેમાંનુ એક હતું બન્ધુસમાજ. ત્રણેક હજાર ગ્રાહકવન્તું ને ત્રીશેક હજાર વાંચનહારાંઓનું, લોકઝીલાતું સ્ત્રીમાસિક સુન્દરીસુબોધ એ મિત્રમંડળે પ્રવર્તાવ્યું, ગુજરાતની સ્ત્રીશકિતને ઢંઢોળી જગાડી, સ્ત્રીલેખિકાઓની ઝળહળતી નક્ષત્રાવલિ પ્રગટાવી. એ મંડળે ગુજરાતને કેટલીક સામાજીક નવલકથાઓ પણ આપી. અને બીજું તરુણમંડળ હતું સાહિત્યસભાનું. ૧૮૯૭માં સ્થપાયેલા Young Men's Union નાં બેએક રૂપાન્તરો થઈને જન્મેલું એ સાહિત્યમંડળ. ૧૯૦૨માં એ સાહિત્યમંડળે સાહિત્યસભા સ્થાપી, '૦૩માં સાહિત્યજયન્તિઓ ઉજવી—ઉજવાવી, '૦૫માં સાહિત્યપરિષદ ભરી; અને એમ દીર્ઘજીવી થયું. મુંબઈમાં ૧૯૦૩ માં શ્રી જમના બહેન સક્કરકઈએ હિન્દુસ્ત્રીમંડળ સ્થાપ્યું, જેણે પછીની પચ્ચીસીમાં મુંબઈના હિન્દુસ્ત્રીજીવનમાં જાણે યુગપલટો કીધો. પ્રો. ગજ્જરની ટેક્નોકેમીકલ લેબોરેટરી, ગજ્જરભગિનીનાં વનિતાવિશ્રામો, જમસેદજી ટાટાની સાયન્સ ઈનસ્ટિટયૂટ: એ નવીન યુગપ્રવૃત્તિઓના ગણેશ ત્ય્હારે બેઠા. આપણા કવિતાદેશનો પરમ બળવો યે ત્ય્હારે જ જાગ્યો હતો. કાંવ્યકલાસ્વામી પિંગળાચાર્યના બે—બે હજાર વર્ષોના ચક્રવર્તીત્વની સ્હામેને સાહિત્યખંડમાંનો મહાબળવો પોકારતા વસન્તોત્સવ ખંડકાવ્યમાંની ડોલનશૈલી, કવીશ્વર દલપતરામનું હજી તે વર્ષો ન્હોતું વળાયુ ત્યહાં, ૧૮૯૮માં, પ્રસિદ્ધ થઈ.

૧૯૦૪–૦૫માં નવી વાંચનમાળા રચાઈ, ને દેશને દલપતકવિતાઓ ભણાવાતી બન્ધ થઈ.

સૈકો બદલાયાનો યુગપલટો સર્વદેશીય હતો.

એમ દલપતઅવસાનના સન્ધ્યાકાળે જ નવો સૈકો બેઠો. નવા રોગો પ્રગટી નીકળ્યા, નવા ઓષધોપચારો પછી યોજાયા. ઈતિહાસનું પાનિયું જાણે ફરી ગયું. ૧૮૯૬ માં મુંબઈમાં હોંગકોંગથી મરકી આવી ને ગટરોએ ઝીલી લીધી. મુંબઈપૂનામાં ઘડીક લશ્કરી મરકીગજ્યો સ્થપાયાં મુંબઈ શારદાપીઠનો પરીક્ષામંડપ ભસ્મસાત્ થયો. '૯૭માં મુંબઈમાં મહારાણીજીના આરસપૂતળાને ડામર છંટાયો; પૂનામાં ડાયમંડ જ્યૂબિલિની રાત્રિએ જ બે ગોરા અમલદારોના ખૂન થયાં. પછી રાજદ્રોહનો લોકમાન્ય ટિલક મહારાજનો પ્રથમ ખટલો મંડાયો, વગરન્યાયધોરણે નાતૂબન્ધુઓને રાજકેદી રખાયા. લોકને વીજળી વાગી, ચમકી ઉઠ્યું, ને પૂછ્યું કે 'ન્યાયકોર્ટે ફરમાવ્યા વિના રાણીના રાજ્યમાં કેદ કેવી?' '૯૮ માં ગોખલેજીનું માફીપત્ર લખાવરાવાયુ ને લૉર્ડ કર્ઝન વાઈસિરોયપદે આવ્યા. ડેલહાઉસીના જમાનાના જેવી કંઈક રાજઆપદાઓનો દૈવયોગ જાણે જાગ્યો. '૯૯ માં અનાવૃષ્ટિ થઇ; ૧૯૦૦ માં મહાભયંકર લોકવિનાશક છપ્પનિયો દુકાળ પડ્યો. ૨૦મી સદીની બેસતી તિથિ અપશુકનિયાળ બોલાઈ. દુકાળવર્ષમાં સંકટાનવારણનો અથાગ શ્રમ લૉર્ડ કર્ઝને લીધો; પછી બ્રાહ્મી સુન્દરી ઉપરના પ્રાણહારી અત્યાચારને માટે આખી ઈંગ્રેજ લશ્કરી ટુકડીને શિક્ષા કીધી; ઇતિહાસપ્રસિદ્ધ સ્થળઅવશેષોનાં રાજસંરક્ષણનો કાયદો

ઘડ્યો. લોકે માન્યું સદ્‌ભાવી છે, શક્તિશાળી છે. પણ એ લોક-માન્યતાઓ દીર્ઘજીવી ન નીવડી. લોર્ડ કીચનર સંગાથે બાથ ભીડતાં કર્ઝન પછડાયો. લોકે જાણ્યું કે આ તો કાગદી પહેલવાન. અને પ્રજાકીય કોંગ્રેસના પ્રમુખશ્રીને મળવાનો નકાર, દિલ્લી દરબારવેળાએ એક મુગલ સર સૂબાની બાદશાહી જોહાકી, દસ 'સુધારાઓ'ની પીછેહઠ, મહારાણીજીના ઢંઢેરાના અર્થનો અનર્થ, કોરિયાના શહેનશાહને મળવા માટે જુઠ્ઠી ઉમ્મર બોલનારને મુખેથી સમસ્ત હિન્દી પ્રજાને ગાળ કે હિન્દીઓ જુઠ્ઠા છે, અને સારીનરસી સહુકાર્યવાહી ઉપર શિહાઈ ઢોળતા બંગાળાના ભાગલાઃ એ પરંપરા નિરખીને ભારતપ્રજા ચમકી ઉઠી. શિવશંભૂ શર્માનો ચિઠ્ઠો મુંબઈના 'ગુજરાતી' પત્રમાં છપાયો. અર્ધી સદીથી શાન્તિનાં સરોવર હતાં ત્ય્હાં જ્વાળામુખી ફાટી નીકળ્યો. પ્રજા ઉદ્દામવાદે વળી. શ્રદ્ધાને સ્થાને અશ્રદ્ધા વ્યાપી રહી, બ્રિટિશ ન્યાયધોરણમાંની ડુંગરી દઢાસ્થા ઝાકળવાદળીની પેઠે ઊડી ગઈ. ડગલે ને પગલે રાજાપ્રજા પરસ્પરને શંકાનજરે નિહાળવા લાગ્યાં. પાંચઆઠ વર્ષો પૂર્વે રાજભક્તિની લહરીઓ ઉછળતી ત્ય્હાં રાજદ્રોહના વંટોળ વાઈ રહ્યા. હિન્દીઅંગ્રેજને દલપતફારબસ સમી મૈત્રી હતી, ત્ય્હાં વૈમનસ્ય વવાયા. ચળવળ વધી, ચળવળિયા વધ્યા, ચળવળખોરીનો ધંધો જાગ્યો. ઘાસતેલથી ભડકો હોલવવાના જેવી રાજનીતિ પ્રજાભડકો હોલવવાને ખેલાઈ. આખરે ૧૯૧૧ ના ડિસેમ્બરમાં ભારતવર્ષની દૂર-દૂરની મુસાફરી ખેડી કર્ઝનકીધા બંગાળાના ભાગલા બ્રીટન રાજવીએ અડધેરાક ભૂંસ્યા. પણ એથી કાંઈ આઠેક વર્ષની

વિરોધચળવળે ને ચળવળવિરોધે વાવ્યાંઉછેરેલાં ઝેરવેર ભૂંસાયાં નહિ. દેશીપરદેશી મહાપ્રજાઓનાં દિલ પરસ્પર ઉંચાં ને અળગાં થયાં હતાં એ અળગાં રહ્યાં. કીચનરકર્ઝનની સત્તાખેંચણીના વિખવાદમાં કર્ઝન હાર્યે ને ગયે લોકદૃષ્ટિમાં વાઈસરોયની કલગી નમતી ભાસી. એવામાં ચકલી જેવડા મુઠ્ઠીભર જાપાને ૧૯૦૫ માં મુકડન ને સુશીમાની સન્મુખે જટાયુપંખાળા, અતુલ બળવન્ત લેખાતા, અજીત ગણાતા, રશિયાને હરાવ્યું. એશિયાએ જાણ્યું કે યૂરોપ અજીત નથી. હિન્દની આધુનિક લીંબુઉછાળ પાટનગરી હતી ત્હાં–કલકત્તામાં, ૧૯૦૬ માં, દેશના દાદા દાદાભાઈએ સ્વરાજ્યનો મન્ત્રોચ્ચાર કીધો. અને એમ હિન્દી અંગ્રેજ વચ્ચે પડેલી ફાટ તિથિએ તિથિએ વિશાળમુખ થતાં થતાં ખીણ થઈ, ને એ ખીણમાં વિષનીંગળતા દરિયાવમોજ પ્રજાઓ પરસ્પર ઉછાળી રહી. મહારાજ એડવર્ડના રાજ્યાભિષેકને અવસરે ૧૯૦૨ માં આ આલેખકે ઉભય પ્રજાહિતસ્વી રાજમન્ત્ર ઉદ્‌ગાયો હતો કે

સાગર ઉપર બન્ધાવોને પાજ,
રઢિયાળા હો રાજ !

પણ રાજપ્રકરણનાં ઝંઝાવાત ને વંટોળગર્જનાઓમાં કવિતાની વાંસળી સાંભળે કોણ ? મોર્લી સરખા ગ્લાડસ્ટનચેલા ને બેનરમેનમન્ત્રીમંડળના મન્ત્રીની દીર્ઘદૃષ્ટિ ભૂંસાઈ ગઈ હતી; દાદાભાઈને દૃષ્ટિ સન્મુખ દેખાતું તે મોર્લીને દૃષ્ટિમર્યાદાને સીમાડે યે ન્હોતું ઝંખાતું. બંગાળાના ભાગલાથી રાજધુરન્ધરો રાજલાભ માનતા હોય ને લહ્યો એ મહાત્યાગ

વળની અષ્ટવર્ષીએ હિન્દબ્રીટનની મહાપ્રજાઓનો પ્રજાસમન્વય અર્ધી સદી આઘે ઠેલ્યો છે. ૧૮૫૨ ની ડેલહાઉસીની ખાલસાનીતિની રાજભૂલ પછી પચ્ચાસે વર્ષે પાછી બીજી એવડી રાજભૂલ ખેલાઈ. મહારાણીજીના ઢંઢેરાથી જન્મેલી અર્ધી સદીની પરસ્પરની પ્રજાશ્રદ્ધા બંગાળાના ભાગલાએ ભૂંસી નાંખી. ગુર્જરદેશે કર્ઝનને એ દલપતકીધું નકીધું કીધું. ૧૯૦૫માં રાજયુવરાજ ભારતયાત્રાએ પધાર્યા, પણ મહારાણીના ઢંઢેરા સમો કો રાજકાગળ ન્હોતા લાવ્યા, એટલે યુવરાજયાત્રાથી ભારતપ્રજાની હૈયાહોળી હોલવાઈ નહિ. 'રાજયુવરાજનો સત્કાર' એ રાજમન્ત્રોનું કાવ્ય ત્ય્હારે લખાયું, હિન્દને કિનારે રાજયુવરાજ ઉતર્યા તે તિથિએ મુંબઈનિગરના છાપામાં છપાયું; પણ ધ્યાનબ્હેરાઓની આગળ ફોડેલા ફટાકડાની પેઠે એ કાવ્યબોલે ત્ય્હારે ખા ગયો. દલપતવંશની બીજી રાજચેતવણી વૃથા નીવડી. હિન્દી પ્રજાને વાળવાને નહિ, વશ કરવાને રાજધુરન્ધરો મથતા હતા. એ રાજશ્રમ વૃથા થયો. તેજસ્વી ઘોડાને ચાબૂક પડે તેમ તેમ તે મસ્તીએ ચ્હડે એ કુદરતભાખ્યું સત્ય ભૂલાયું ભાસતું. એવામાં જ બોરસંગ્રામ ખેલાયો; હારેલી બાજી માંડમાંડ ઇંગ્રેજો જીત્યા; અને તોપોને મોરચે ને બન્ધૂકોની અલગારે ગઈ કાલે વીંધતા ને સંહારતા હતા ત્હેમને જીતેલો દક્ષિણઆફ્રિકા દેશ વળતે દિવસે બીનશરતે પાછો સોંપાયો. શાન્તિપ્રિય ભારતે આશ્ચર્યનયને એ રાજકૌતુક નિરખ્યું, અને એની આંખમાં શાન્તિનાં મૂલ બદલાયાં. ૧૯૦૨માં પહેલવહેલું વિમાન ઉડ્યું. અને એ જ વર્ષમાં,

સૈકાના એ સન્ધિકાળે, ઉભય મહાપ્રજાઓનું શ્રદ્ધાસ્થાન, હિન્દી-ઇંગ્રેજ-સૌનું સન્માનધામ, મહારાજ્યની છ દાયકાલસ્ની છત્રછાયા, રાજમન્ત્રીઓની યે નિગ્રહદોરી, મહારાણી વિક્ટોરિયા વિદેહ થયાં. ખરેખર! સૈકો પલટાયો. લોકે જાણ્યું કે કાળનું પાનિયું ફરી ગયું. અક્ષરશઃ પેલા કહે છે ને એ વાળી વાત થઈ; ૧૯મી સદીમાં ઉંધ્યાં એ ૨૦મી સદીમાં આંખો ચોળતાં ઊઠયાં. હૈયાદૂભાયેલી પ્રજા પોકારી ઉઠી કે સન્માન જોઈતાં હોય તો સન્માન સાચવજો; વિશ્વાસ જોઈતો હોય તો વિશ્વાસ રાખજો.

દલપતજીવનનો પાયારૂપ મહામન્ત્ર હતો હિન્દબ્રીટનનો મૈત્રીભાવ. જીવનભર એ ભાવ કવીશ્વરે પોષ્યો ને પ્રફુલ્લાવ્યો હતો. દલપતસૈકો આથમતાં ને નવો સૈકો ઉગતાં પ્રજાની એ ભાવવેલને વજ્રઘાવ વાગ્યા. યુગપલટો આરંભાયો.

બ્રિટિશ મહારાજ્યના ઇતિહાસે મહારાણીજીના મણિ-મહોત્સવની સાલ ૧૮૯૭;

ગુજરાતના ઇતિહાસે દલપતમૃત્યુની સાલ ૧૮૯૮;

ભારતઇતિહાસે લૉર્ડ કર્ઝન વાઇસરૉયપદે આવ્યાની સાલ ૧૮૯૮;

માનવસંસ્કૃતિના ઇતિહાસે વિમાનશોધનની સાલ ૧૯૦૨;

અને જગતઇતિહાસે મુકડનસુશીમાની સાલ ૧૯૦૫;
એ સાલો સૈકો પલટાયાની સાલો છે. એ સંવંત્સરોએ નિજનિજના ઇતિહાસોનું એકાએક પ્રકરણ પૂરું થયું, ને બીજું પ્રકરણ મંડાયું.

માત્ર ગુજરાતે જ નહિ; એક ભારતવર્ષે જ

સારા વિશ્વમાં એમ સૈકો પલટાયો.

વરાળગાડીની શોધ પછી, ૧૮૩૦ ને ૧૮૫૦ની વચ્ચે, દુનિયાંએ એક કાળકૂદકો ભર્યો હતો. વીજળી અને વિમાન પૃથ્વીપાટલે સરળતાથી ઉતારાયાં પછી; ૧૯૦૦ને ૧૯૨૦ની વચ્ચે વર્તમાન જગતે બીજો કાળકૂદકો માર્યો.

શ્રી કૃષ્ણચન્દ્ર મહાભારત જીતાડતા હતા તે જ ક્ષણે દ્વાપર ઉતરી કલિ બેસતો હતો. દલપતરામ વિદેહ થયા પછી બેએક વર્ષમાં જ સૈકો પલટાયો.

અને લોકપલટો આમ જાણે ક્ષણચંચળ કેમ થઈ ગયો? ૧૮૯૭માં મહારાણીજીનો મણિમહોત્સવ ઉત્સાહભેર ઉજવતી જનતા એ જ રાત્રિએ ખૂન શી રીતે સાંખી શકી? ૧૯૦૨માં અમદાવાદની કોંગ્રેસના પ્રજામંડપ વચ્ચે દિલ્હી દરબારને The Great Tamasha કહેવાતો સાંભળી કેમ રહી?

પહેલા પ્રકરણનું છેલ્લું પૃષ્ઠ ને બીજા પ્રકરણનું પહેલું પૃષ્ઠ ઘણી વેળા એક જ પાનાનાં બે પૃષ્ઠ નથી હોતાં? રાત્રિના આથમતા ને દિવસના ઉગતા પ્રહરની છેલ્લી ને પહેલી પળો સાખપાડોશી નથી હોતી? ૧૯મી સદીની રાત્રિ ને ૨૦મી સદીના પ્રભાત વચ્ચે એકથી અધિકી વિપળો વીતી હતી? ઈશ્વરી સંકેત જ એવો છે; પલટાય છે ત્હારે એક રાતમાં સૈકો પલટાય છે. સ્વયં રઘુવીરને હતા રાત્રિએ યુવરાજપદનાં આશાઉત્સવ ને સ્હવારે હતા ચૌદવર્ષના વનવાસ

ત્હારે Was Dalpatram's life a tragedy કવીશ્વરનો જીવનશ્રમ શું ફોગટ ગયો છે? પ્રકૃતિ પ્રમાણે સહુ નિજનિજના ઉત્તર આપશે.

લંટાવા દેવાનું સાલિયાણું ભરતી; આગબોટ ન હતી, મીલ ન હતી, મોટર ન હતી, ઘોડાગાડી કોક હતી; દોર ઉપર નટવો ડોલે એવો રાજનિરાધાર દેશ હાલકડોલક ડોલતો; હિમાલયે ને સાગરપાળે લોકની દૃષ્ટિમર્યાદા બાંધી હતી, ને એ હિમકોટ ને જળકોટની પારની દુનિયાં પ્રજાને જાણે કોક પરપૃથ્વીપગથાર ભાસતો; એ ગુજરાત આંખે જોનારા હવે જવલ્લા હતા. '૫૭ ના બળવાએ કાળકોટ રચ્યો હતો, ને એ કાળકોટને ભેદી નિરખનારી ઇતિહાસ-દૃષ્ટિ પણ વિરલ થઈ હતી. ૧૮૪૦ ની સાલ દીઠી હતી તે પેઢી ૧૮૮૦ ના કંઈક ગુણ પારખતી; ૧૮૫૮ પછી જન્મી હતી તે ૧૮૯૭ નાં ઓછપ ને અવગુણો એક પેખતી.

એ લોકપલટાનું બીજું પ્રધાન કારણ એ હતું કે રાજસિંહાસનેથી મહારાણીજી ગયાં હતાં. '૫૮ના રાજઢં-ઢેરાનો પ્રથમ મુત્સદ્દી સુધરાવનાર સ્ત્રીહૃદય ઇંગ્લોડને' રાજ-સિંહાસને રહ્યું ન હતું. લોર્ડ કર્ઝનના સમયથી Strong man નો રાજસિદ્ધાન્ત સન્માનાતો થયો હતો. 'પ્રજાના સન્તો-ષમાં અમારૂં બળ છે;' રાજડહાપણનીતરતું ઢંઢેરામાંનું એ મહાવાક્ય પછી વિવેકાચાર ગણાતો. ગ્લાડસ્ટનને ને ડિઝ-રાયલીને યે ઘડીક થંભાવે એ રાજદંડ રાજસિંહાસને હવે ન હતો. પ્રજાનો હૈયાભાવ આકર્ષતી ને ઝીલતી રાજરાજે-શ્વરી રાજમહીમી રાજમહેલે પછી ન હતી. ભગ્નાશ ને નિરાશાવિહ્વળ વદને લોક બોલતું કે રાણીનું રાજ હવે નથી.

અને ઇંગ્રેજો એ લોકશબ્દનો અર્થમર્મ સ્હમજતા નહિ.

અને ત્રીજું કારણ એ હતું કે પૂર્વપશ્ચિમના સમન્વય-

સંગમમાં શ્રદ્ધાવન્તા કવીશ્વર સંસ્કૃતિઓના મહાસમન્વયને કાજે મથતા હતા ત્‍હારે અંગ્રેજ પ્રજા પેલા જોડકણાં ગાનાર પડઘમચીના સંસ્કૃતિસમન્વયવિનાશક જોડકણા Doggerel ને વધાવતી હતી કે

The East is East, & the West is West,
And the twain shall never meet.

દલપતભાખ્યો સમન્વયમન્ત્ર ગુજરાત ઝીલતો હતો ત્‍હારે બ્રીટનમાં એ ભૂંસાતો જતો હતો. મહાપ્રજાઓના સમન્વય બે હાથની કાળતાળી છે, એક હાથની કાળતાળી નથી.

બ્રિટિશ રાજ્યને આયુષ્ય અર્પ્યાં હોય તો રીપને, ફ્રારબસે, ને ડરહામે; બ્રિટિશ રાજ્યની પાંખો કાપી હોય તો નોર્થે, કર્ઝને, ને કીપલિંગે.

ઉપરાન્ત ચોથું કારણ વાંચવુંવિચારવું હોય ત્‍હેમણે ૧૮૭૭થી ૧૮૯૭નો ભારતનો અને ૧૮૯૭થી ૧૯૩૦ સૂધીના Imperial Conferences ના સત્તાવાર સરકારી રિપોર્ટોમાંના ઈતિહાસો ઉકેલવા ને આલોચવા. સમસ્ત બ્રિટિશ સલ્તનતનો ત્‍હારે—'૯૭થી' ૩૦ના ત્રણ કાયકાઓમાં રાજ્યપલટો થતો હતો. Colonies મટી Dominions ત્‍હારે થતાં હતાં; બ્રિટિશ સલ્તનત Empire—સામ્રાજ્ય મટી Commonwealth—મંડળમહારાજ્ય બનતી હતી. ભારતવર્ષ બ્રિટિશ સલ્તનતમાં છે કે બહાર બેઠું છે? બ્રિટિશ સલ્તનતમાં રાજ્યપલટો થતો હતો; ભારતવર્ષમાં તો એ રાજ્યપલટાના પડછાયા પડતા હતા.

ગુજરાતમાં દલપતયુગ એટલે મહારાણીજીનો મહિમા-

દલપતફારબસના સમી હિન્દબ્રીટનની મૈત્રી એ દલપત જીવનનું ધ્યેય. સંસ્કૃતિઓના સંગમઘાટે ઉભેલા એ ઋષિવરનો જીવનશ્રમ સંસ્કૃતિઓની આપલેનો હતો. ગુજરાતે દલપતફારબસ એના પરમોન્નત દૃષ્ટાન્તો હતા. યૂરોપમા Oriental Congress ભરાતી. મેક્ષમૂલર ઋગ્વેદ ભણતો, અન્ય યૂરોપી પૂર્વાચાર્યો એશિયાનાં શાસ્ત્રો ભણતા. પૂર્વનાં શાસ્ત્રભાષાન્તરોની ઐતિહાસિક શાસ્ત્રમાળા છપાતી હતી. પશ્ચિમ પૂર્વને ને પૂર્વ પશ્ચિમને ત્ય્હારે ભણતું હતું. પરસ્પરની આપલે થતી.

દલપતજીવન Tragedy ન હતું; ઇતિહાસ કહે છે કે જીવનનો જય હતો. દલપતરામની આયુષ્યઅવધિ સુધી હિન્દબ્રીટનની મહાપ્રજાઓના પરસ્પર ભાવ પ્રધાનતઃ દલપતફારબસની મૈત્રીભાવ જેવા રહ્યા હતા. અર્ધી સદીની સિદ્ધિ ને સફળતા દલપતરામે દીઠાં હતાં. દલપતસ્વપ્નાં સાચાં પડયાં હતાં. રણુશય્યામાં પડયાપછી સેનાપતિ સંગ્રામપલટાને માટે જવાબદાર છે ? '૯૮માં દલપતરામ વિદેહ થયા; '૯૯ ના ડિસેમ્બરમાં બાણશય્યામાં ઢળ્યા; ' ૯૭થી દેશમા ઇતિહાસપલટો મંડાણો. સૈકો બદલાયો. નવા રોગો ફાટી નીકળ્યા, નવા ઔષધોપચાર યોજાયા. દલપતજીવન પછીનો એ નવો દિવસ હતો. ભારતમાં નવો દિવસ ઉગ્યો. ૧૮૯૮ સુધી સમન્વયયુગ હતો. ૧૮૯૭થી ૧૯૩૮નો એ દિવસ, That Day of Deffiance, હજી આથમ્યો નથી.

ભીષ્મ પિતામહ બાણશય્યામાં સૂતા પછી કુરુક્ષેત્રે સંગ્રામપલટો થયો.

એકાએક અને કારમો એ ઇતિહાસપલટો થયો શાથી ?

એ પ્રશ્નનો ઉત્તર આ ગ્રન્થની સીમાપારની વાત છે. એ પ્રશ્નનો પૂરેપૂરો ઉત્તર ગુજરાતની નહિ, સમસ્ત ભારતની ઇતિહાસકથા આપી શકે.

૧૯૩૫ના ડિસેમ્બરમાં હિન્દી મહાસભાના સુવર્ણ-મહોત્સવપ્રસંગનો Times of India નો અગ્રલેખ છે કે લૉર્ડ કર્ઝનની રાજનીતિએ ભારતીય પ્રજા ઉદ્દામવાદ ભણી વળી. ૧૯૩૬ના જુલાઈ માસમાં એ જ છાપામાં એક ઇંગ્રેજનો પત્ર છપાયો છે કે હિન્દી પ્રજાભાવનાને સન્તોષી હોત તો બ્રીટનને મુસ્સોલિનીને નમણું આપવું પડયું ન હોત.

નવા સૈકાના એ નવજન્મયોગની કારણમીમાંસા આ ગ્રન્થમાં અસ્થાને છે. આ ગ્રન્થને ૧૮૯૮ની કાળસીમા છે, ગુજરાતના ઇતિહાસની દેશસીમાછે. પણ આ ગ્રંથદેશમાંનાં જ ત્રણચારેક કારણકરણો એ લોકપલટાનાં મહાકારણરૂપ છે, અને તેથી ગ્રન્થસીમાઓમાં રહીનેપણ એટલાં ઉચ્ચારી શકાય.

પ્રથમ કારણ તો એ છે કે ૧૮૪૮ પૂર્વેનું ગુજરાત જોયેલાંઓ ૧૮૯૮માં ગુજરાતે થોડાંક જ રહ્યાં હતાં. રેલ્વે ન્હોતી, તાર ન્હોતા, ટપાલ ન્હોતી; શાળાઓ ન્હોતી, વાંચનમાળા ન્હોતી, શારદાપીઠ ન્હોતી; છાપું ન્હોતું, છાપખાનું ન્હોતું, પુસ્તકશાળા ન્હોતી; શેઠિઆઓ તિજોરી સાચવવાને આરબ બેસાડતા, સંઘ જાત્રાનાં પરિયાણ માંડે ત્યહારે વળાવિયાનું જૂથ સંગાથે રાખતા; અમદાવાદની પરવાડે આવીને કાઠી ને જત અમદાવાદીઓને લૂંટી જતા, જસદણ દરબારને સરકાર અમદાવાદ મઢે,

લુંટાવા દેવાનું સાલિયાણું ભરતી; આગબોટ ન હતી, મીલ ન હતી, મોટર ન હતી, ઘોડાગાડી કોક હતી; દોર ઉપર નટવો ડોલે એવો રાજનિરાધાર દેશ હાલકલોલક ડોલતો; હિમાલયે ને સાગરપાળે લોકની દૃષ્ટિમર્યાદા બાંધી હતી, ને એ હિમકોટ ને જળકોટની પારની દુનિયાં પ્રજાને જાણે કોક પરપૃથ્વીપગથાર ભાસતો; એ ગુજરાત આંખે જોનારા હવે જવલ્લા હતા. '૫૭ ના બળવાએ કાળકોટ રચ્યો હતો, ને એ કાળકોટને ભેદી નિરખનારી ઇતિહાસ-દૃષ્ટિ પણ વિરલ થઈ હતી. ૧૮૪૦ ની સાલ દીઠી હતી તે પેઢી ૧૮૮૦ ના કંઈક ગુણ પારખતી; ૧૮૫૮ પછી જન્મી હતી તે ૧૮૯૭ નાં ઓછપ ને અવગુણો એક પેખતી.

એ લોકપલટાનું બીજું પ્રધાન કારણ એ હતું કે રાજસિંહાસનેથી મહારાણીજી ગયાં હતાં. '૫૮ના રાજઢંઢેરાનો પ્રથમ મુત્સદ્દો સુધરાવનાર સ્ત્રીહૃદય ઇંગ્લોડને' રાજસિંહાસને રહ્યું ન હતું. લોર્ડ કર્ઝનના સમયથી Strong man નો રાજસિદ્ધાન્ત સન્માનાતો થયો હતો. 'પ્રજાના સન્તોષમાં અમારૂં બળ છે;' રાજડહાપણનીતરતું ઢંઢેરામાંનું એ મહાવાક્ય પછી વિવેકાચાર ગણાતો. ગ્લાડસ્ટનને ને ડિઝરાયલીને બે ઘડીક થંભાવે એ રાજદંડ રાજસિંહાસને હવે ન હતો. પ્રજાનો હૈયાભાવ આકર્ષંતી ને ઝીલતી રાજરાજેશ્વરી રાજમહીષી રાજમહેલે પછી'ન હતી. ભગ્નાશ ને નિરાશાવિહ્‌વળ વદને લોક બોલતું કે રાણીનું રાજ હવે નથી.

અને ઈંગ્લૅન્ડ એ લોકશબ્દનો અર્થમર્મ સ્હમજતા નહિ.

અને ત્રીજું કારણ એ 'હતું' કે પૂર્વપશ્ચિમના સમન્વય-

સંગમમાં શ્રદ્ધાવન્તા કવીશ્વર સંસ્કૃતિઓના મહાસમન્વયને કાજે મથતા હતા ત્ય્હારે અંગ્રેજ પ્રજા પેલા જોડકણું ગાનાર પડધમચીના સંસ્કૃતિસમન્વયવિનાશક જોડકણા Doggerel ને વધાવતી હતી કે

The East is East, & the West is West,
And the twain shall never meet.

દલપતભાખ્યો સમન્વયમન્ત્ર ગુજરાત ઝીલતો હતો ત્ય્હારે બ્રીટનમાં એ ભૂંસાતો જતો હતો. મહાપ્રજાઓના સમન્વય બે હાથની કાળતાળી છે, એક હાથની કાળતાળી નથી.

બ્રિટિશ રાજ્યને આયુષ્ય અર્પ્યાં હોય તો રીપને, ફ્રારબસે, ને ડરહામે; બ્રિટિશ રાજ્યની પાંખો કાપી હોય તો નોર્થે, કર્ઝને, ને ક્રીપલિંગે.

ઉપરાન્ત ચોથું કારણ વાંચવુંવિચારવું હોય ત્હેમણે ૧૮૭૭થી ૧૮૯૭નો ભારતનો અને ૧૮૯૭થી ૧૯૩૦ સૂધીના Imperial Conferences ના સત્તાવાર સરકારી રિપોર્ટો-માંના ઈતિહાસો ઉકેલવા ને આલોચવા. સમસ્ત બ્રિટિશ સલ્તનતનો ત્ય્હારે—'૯૭થી ' ૩૦ના ત્રણ કાયકાઓમાં રાજ્યપલટો થતો હતો. Colonies મટી Dominions ત્ય્હારે થતાં હતાં; બ્રિટિશ સલ્તનત Empire–સામ્રાજ્ય મટી Commonwealth—મંડળમહારાજ્ય બનતી હતી. ભારતવર્ષ બ્રિટિશ સલ્તનતમાં છે કે બહાર બેઠું છે? બ્રિટિશ સલ્તનતમાં રાજ્યપલટો થતો હતો; ભારતવર્ષમાં તો એ રાજ્યપલટાના પડછાયા પડતા હતા.

ગુજરાતમાં દલપતયુગ એટલે મહારાણીજીનો મહિમા-

યુગ, મહારાણીજીના રાજ્યઢંઢેરાનો શ્રદ્ધાયુગ, સંસ્કૃતિઓનો એ સમન્વયયુગ. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમ કાળનું એ યશસ્વી પ્રકરણ. ઈતિહાસદૃષ્ટિવન્તા ન્યાયમૂર્તિ રાનડે અને આપણી પ્રજાકીય કોંગ્રેસના સંસ્થાપક આદિ નેતાઓ એ સંગમયોગને Providential યોગ, દૈવી કાળ વિધાન કહેતા. આદિ કોંગ્રેસાચાર્યોએ ચાર દાયકા પછી દીઠું એ ઈતિહાસદર્શન વિશ્વયોજનાના શ્રદ્ધાળુ વૈષ્ણવવર દલપત કવીશ્વરે કાવ્યપ્રેરણાની આંખે ચાર દાયકા પૂર્વે પારખ્યું હતું; અને નિજ ઋતુવર્ણનમાં ઉચ્ચાર્યું હતું કે આ કાળયોગ અકસ્માત નથી, દૈવયોગ છે.

દલપતઅવસાનયોગે સૈકો પલટાયો અને દેશના Modernizationની અર્ધી સદી પૂરી થઈ.એ અર્ધી સદામાં ડેલહાઉસી થયા ને બળવો થયો; એ ખરૂં. પણ એ જ અર્ધી સદીમાં ફારબસ થયા, રીપન થયા, કોંગ્રેસના પિતા હ્યુમ થયા. દલપતભાખી હુન્નરખાનની ચ્હડાઇ ઉતરી ન હતી, કે દાદાભાઈભાખી Drainની નહેરે સૂકાઈ ન હતી; એ ખરૂં. ત્હો ય રેલ્વે તાર ટપાલ; શાળાઓ કન્યાશાળાઓ પુસ્તકશાળાઓ, દવાશાળાઓ; મીલોની શિખરમાળ, શારદાપીઠો, સ્થાનિક સ્વરાજ્ય, પ્રજાપ્રતિનિધિઓવન્તી મ્યુનિસિપાલિટિઓ ને કૌંસિલો એ પચ્ચાસવર્ષીમાં પ્રગટ્યાં હતાં. એ નવવિધાનનાં સનમાનતાં મૂલ લેવાતાં, એ ખરૂં; છતાં પ્રજ્ઞાચક્ષુઓ યે પ્રત્યક્ષ પેખતાં કે એ લીધાં મૂલનાં કાંઇક વળતર વળે છે, કાંઇકિ કલ્યાણસિદ્ધિ સધાય છે. નવકેળવણી કંઇક પથરાઈ હતી, સંપ કંઇકિ પ્રસર્યો

હતો, વ્યવસ્થા કંઇક જામી હતી. નગરનગરે મંડળીસિંહ જાગ્યા; પ્રજામાં સ્વાત્મભાન પાછું પ્રગટ્યું; જળડૂબી પાંખડીઓ ખડી થઈ. ખંડખંડનાં પર્યટન થયાં, દેશપરદેશ શું સંબંધ બન્ધાયા, પૃથ્વીના મુલકમુલકે માર્ગ કોરતી ત્રિજ્યાઓ કોરાઈ. દિનપ્રતિદિન પ્રાતઃકાળે કબૂતર જેવાં છાપાંઓ દિશદિશની જગતવાર્તા આવીને કાનમાં કહેવા લાગ્યાં. અશોકદેવના કાળયોગે હતો એવો ભારત પાછો પૃથ્વીવિશાળ થયો: International Valuesમાં હિન્દ બોલવા લાગ્યું. કાળનું વ્હેણ ઓળંગીને હિન્દી પ્રજા પ્રાચીનતાને કાંઠેથી અર્વાચીનતાને કાંઠે આવી. રાજર્ષિ ભરતદેવના દેશે વિશાળી દુનિયાં પાછી દીઠી.

એક બાદબાકી આવડે છે? આવડતી હોય તો કરો. ૧૮૯૮ના ગુજરાતમાંથી ૧૮૪૮નું ગુજરાત બાદ કરો; જે વધે તે દલપતયુગની યુગલક્ષ્મી.

૧૯ મી સદીના પૂર્વાર્ધમાં શ્રી સ્વામી નારાયણને ગુજરાતે પ્રભુના અવતાર માન્યા હતા; ૧૯ સદીના ઉત્તરાર્ધમાં દલપતરામને ગુજરાત न भूतो, न भविष्यति ભાખતું. ૧૯ મી સદીની આખરે સ્વામી નારાયણ અને દલપતરામ બન્નેય ગુજરાતને ન્હાના ભાસ્યા. એ અધીં સદીમાં એ મહાપુરુષો કાંઈ ન્હાના ન્હોતા થયા, ગુજરાતની આંખ મ્હોટી થઈ હતી. દૂરબીનમાંથી જોતી દેશની આંખ ચૌદ લોક જોતી ઉઘડી હતી, એટલે સૂર્ય ને સૂર્યલોક એને ન્હાના ભાસતા. ૧૯ મી સદીના દલપતયુગની અધીં સદીની ગુર્જરરાષ્ટ્રની એ યુગકિરીટકાન્તિ.

૧૮૩૦ નું પ્રથમ રેલ્વે ઇંજીન કલાકના દશેક માઈલ માંડ ચાલતું; ૧૯૩૦ નું રેલ્વે ઈંજીન કલાકના એકસો માઈલ દોડે છે. પણ ઇંજીનોનો આદિ ગોત્રપુરુષ કોણ ? એ કે આ ?

કવીશ્વર ધીર પુરુષ હતા, પણ યુગના વાલ્મીકિ દલપતરામ હતા.

નવયુગનાં વાવેતર વાવનાર યુગવિધાયકોએ ભારતીય પ્રજાને ઉત્ક્રાન્તિને માર્ગે મૂકી છે. Evolution—ઉત્ક્રાન્તિવાદ કે ઉત્ક્રાન્તિવાદીઓને કાંઈયે 'છેલ્લું' હોતું નથી. ઉત્ક્રાન્તિવાદ એટલે અખંડ ને અવિરત શુક્લપક્ષ. શુક્લપક્ષમાં તિથિએ તિથિએ ચન્દ્ર સવાયો ઉગે છે, એમ ઉત્ક્રાન્તિવાદીઓને મતે યુગે યુગે સવાયા નરોત્તમો ભારતવર્ષે પ્રગટશે. દલપતરામ વિપ્લવવાદી ન હતા, ઉત્ક્રાન્તિવાદી હતા. '૫૭ માં કવીશ્વર બળવાવાદી ન હતા, શારદાપીઠવાદી હતા. દલપતરામને મન કાળનો પ્રવાહ એટલે શુક્લપક્ષનો વિકાસ. દેશની ઉત્ક્રાન્તિકથામાં દલપતરામ કાંઈ છેલ્લા શિખરકળશ ન હતા. આપણી ભવિષ્યની ખાણ હીરાસૂના નથી. ભારતને પ્રાન્તે પ્રાન્તે દલપતરામો પ્રગટશે; દલપતરામથી યે સવાયા દલપતરામો ભારતીય માતૃત્વની કૂખે હજી જન્મશે. ઇતિહાસની તો ઉન્નતગામિની કાળકથા છે. ઇતિહાસના શિખરધ્વજને અણીઅગ્રે વિરાજે છે એક પરબ્રહ્મ. દલપતઉત્ક્રાન્તિવાદ કહે છે કે ભારતીય મહાપ્રજાના ઈતિહાસનું છેલ્લુ પ્રકરણ હજી લખાઈ રહ્યું નથી. અવનવા પરાક્રમશાળી મહાઈતિહાસો ભારતીય મહાપ્રજા હજી આલેખશે, અને મહાઇતિહાસોના ઘડનારાઓ ને ઉદ્ગાતાઓ ભરતદેવની

પુણ્યભૂમિમાં હજી પ્રગટશે. હિન્દી મહાપ્રજા વાંઝણી નથી થઈ કે વહૂકી નથી ગઈ.

આપણા ગુર્જરદેશના Modernization ની અધીં સદીની ઇતિહાસગાથા કંઈક આવી છે; અને એ મહાગાથાના, ધીરોદાત્ત અધિનાયક કવીશ્વર દલપતરામે એ ઇતિહાસ-ગાથામાં ભજવેલો નાયકભાગ પણ કંઈક આવો છે. એ અધીં સદી એટલે દલપતયુગ. એ અધીં સદી એટલે નવ-યુગની ઉત્ક્રાન્તિયાત્રાની દેશની પ્રથમ મજલ. એ અધીં સદી એટલે Peaceful Progressનો અર્વાચીન યુગનો પ્રાતઃકાળ. સૈકાઓથી રણસંગ્રામો ખેડતી મહાપ્રજાને જોઈતી હતી તે ઘડીકની વિશ્રાન્તિ મળી. સૈકાઓનો ચ્હડેલો થાક પ્રજાએ ઉતાર્યો. ઘરમાં સંજેરો કીધો, અવેરો કીધો, ઢાકા-ઢૂમો કીધો. પૃથ્વીના ચોખંડ શું પાછા વ્યાપારમાર્ગ ઉઘ-ડયા. અડધી પૃથ્વી ઓળંગીને અમેરિકાને આંગણે પાછા ભારતસંન્યાસીઓ જતા થયા. જઈને, અશોકદેવના સુવર્ણ યુગની પેઠે, ભારતસન્દેશ પાછો જગતને સંભળાવ્યો. ખંડખંડના જ્ઞાનભંડારો ભારત કાજે ઉઘડયા; દેશદેશની રોજનીશી ભારત વાંચતું થયું. મન્ત્રો હતા; યન્ત્રો કંઈક આવ્યાં. પ્રાચીનતાનાં પ્રજાપુણ્ય કંઈક સંઘરીસાચવાને દેશ એમ અર્વાચીનતાને આરે ઉતર્યો. પ્રજાઅંગોમાં પુનશ્ચેતનાનો, પ્રાણસંચાર થયો. પ્રજા જાણે જાગી ગઈ, આળસ મરડી, ઉભી થઈ, સૈકાઓની સફર કાજે પાછી સજ્જ થઈ. Preserve નહિ, પણ Progress નો મહામન્ત્ર પ્રજાધ્વજે ચીતરાયો. અને ગુર્જરદેશે એ ચીતરામણ–આવડયું એવું–કવીશ્વર-

દલપતરામે ચીતર્યું.

સદન્તર, અક્ષરશઃ, કાનો માત્રા અજ્જુ વરડુના વળાંકે વળાંકે, એ પરમ સત્ય છે, જે કાન્તે એક વેળા ઉચ્ચાર્યું હતું, કે 'જૂના ને નવાની વચ્ચે દલપતરામ પૂલ જેવા હતા.' ૧૯મી સદીના ગુર્જરઇતિહાસનું એ મહાવાકય છે, સાર ને નિચોડ છે. દલપતરામનો એક પાય પ્રાચીનતાને કંઠે રોપાયેલો છે, ને બીજો પાય અર્વાચીનતાને કાંઠે રોપાયેલો છે. દલપત વેદિયા—અગ્નિહોત્રીના સપૂત કાળપ્રવાહના પૂર્વને આરે ઉભેલા છે, કવીશ્વર દલપતરામ—ફારબસના ગુરુ ને મિત્ર કાળપ્રવાહના પશ્ચિમને આરે ઉભેલા છે. કવીશ્વરને સ્કન્ધે ચ્હડીને, કવીશ્વરને માથે બેસીને, કવીશ્વરને હૈયે વસીને, આપણી ગુર્જરપ્રજા, અધીં સદીનું કાળવહેણ ઓળંગીને, પ્રાચીનતાને આરેથી અર્વાચીનતાને આરે ઉતરી. દલપતરામે ને દલપતકવિતાએ ગુજરાતને એમ Modernize કીધું.

પ્રજાજીવનમાં અધીં સદી એટલે એક પ્રહર નહિ, એક ઘડી. નિજ કાવ્યપ્રેરણાથી ને નિજ કવિતામન્ત્રોથી દલપતરામે એ ઘડીને ચિરંજીવ ઘડી કીધી.

પણ પૂર્વપશ્ચિમની મહાસંસ્કૃતિઓનો સંગમકાળ હજી પૂરો થયો નથી, અને—એ દૃષ્ટિએ—દલપતયુગ પણ હજી પૂરો થયો નથી. રોગો અને ઔષધો નવનવા હોય, પણ આરોગ્ય ને સ્વાસ્થ્ય તો સનાતન છે. છેલ્લી પોણી સદીનાં પ્રજાપરિયાણ દલપતદાખ્યા શારદાપીઠના સનમાર્ગે થયાં છે. પૂછશો ત્હેમને હજી યે દલપતમન્ત્રો જગતના સન્માર્ગ દાખવશે.

ગુર્જર કવિતાદેશે સંસ્કૃત વૃત્તો પ્રવર્તાવનાર કાવ્ય-કલાવિધાયક; પ્રજાપ્રશ્નોનાં સંસારમન્થન કાવ્યચરણોમાં પરોવી કવિતાદેશને ઈતિહાસવિશાળો કરનાર કાવ્યાચાર્ય; મધુરી સોરઠીના જેવી મીઠડી ને સાંભળતાં જ અભણે સ્હમજે એવી સરળ, શરદના સરિત્પ્રવાહ સમી નિર્મળી, અક્લિષ્ટ અસ્ખલિત અખંડપ્રવાહિની કવિતોર્મિઓ ને કવિતભાષાના વાગ્વિશારદ; પ્રાચીન ગુર્જરઈતિહાસના આદિ સંશોધક; પ્રજાપ્રશ્નોની ફિલસુફી હસ્તામલકવત્ સુગમકર્તા સંસાર-મીમાંસક; બેસતા યુગને પારખનાર, આવન્તા ભવિષ્યને ભાખનાર, આર્ષદ્રષ્ટા સંસારશાસ્ત્રીની પેઠે નવયુગની સંસાર-સ્મૃતિ રચનાર; પૂર્વપશ્ચિમની મહાસંસ્કૃતિઓનો મહાસમન્વય માંડનાર જૂનાનવા વચ્ચેના કાળપૂલ, પુણ્યજ્યોત ગુર્જર-મહાજન; સુદામાસાદાથી ગૃહસ્થસંન્યાસી; સંસારઉત્ક્રાન્તિનો ધીરગંભીર અવિચ્છિન્ન સર્વકાલીન ને સર્વદેશીય વડો ઈતિ-હાસમન્ત્ર ઉચ્ચરનાર; Preserveને બદલે Progressને પન્થે પ્રજાને પ્રેરનાર ને વાળનાર; કવિતાદેશે એકાદશમા અન્તવાત્સલ્યરસના સર્જનહાર; નર્મદબોલે 'જુનાઓમાંના છેલ્લા ને નવાઓમાંના પહેલા' આપણા નવયુગના વાલ્મીકિ; લોકજયિની કવિતાશૈલીના કાવ્યસ્વામીઃ એવા મહાગુણાન્વિત પ્રેરણાપુરુષ લેખે ભાવિ ગુજરાત દલપતરામને સંભારશે. ગુર્જરકુંજોની નવયુગની આદિ તિથિઓ પુણ્ય-નિર્મળા દલપતહૈયાની મધુરી મીઠડી લોકજયિની ભાવ-પાંખડીઓથી પરિમલિત ને સોહામણી છે. દલપતકવિતાએ ગુજરાતને વાળ્યો; નવગુજરાત સરજ્યુઃ નવગજ્જગતીને

જન્માવ્યો. ઋષિવર સમા દલપતરામ ગુર્જરનવયુગના આદિદ્રષ્ટા ને આદિસ્રષ્ટા હતા.

વર્તમાનયુગના આદિ કવિવરોમાં કવીશ્વર, નિજ યુગના રાજર્ષિઓમાં સાત્ત્વિકત્વનો બ્રહ્મર્ષિ, નવયુગના મહાનુભાવ યુગમીમાસક, Great amongst great poets, greater amongst great men, greatest as the Seer of the world-principle of Social Evolution રત્નગર્ભા ભાગીરથીના આત્માઓમાંના મહર્ષિમંડળેથી જાણે ૧૯મી સદીને ઘાટે દલપતરામ અવતર્યા હતા. ગુર્જરમહેમાનીએ એ તો જાણે ઠેઠ ઋષિવર આવી ગયા. ઋષિજનને પધારવે રાજદરબાર થાય એમ દલપતરામને આવવે ગુજરાત ગૌરવવન્તો થયો.

સોળે કળાએ શોભામણો દલપત 'ગુણવન્તી' ને 'ગરવી' ગુજરાતનો અણમૂલો પુણ્યજ્યોત સર્વાંગસોહામણો સુપૂતરો.

સદ્‌ગુણ ને સદાચરણની જીવન્ત મૂર્તિરૂપે દલપતરામ સત્પુરુષ હતા; માની વ્હાલપ ને મીઠપથી પ્રજાને નવ માર્ગોમાં પ્રેરનારવાળનાર પ્રજાપુરોહિતરૂપે દલપતરામ મહાપુરુષ હતા, કવિ—ક્રાન્તદ્રષ્ટા—કાળમન્ત્રોચ્ચારક લેખે દલપતરામ આર્ષપુરુષ હતા. કવીશ્વરના દીર્ઘાયુષ્યનો જીવનસાર એક ઇતિહાસસૂત્રમાં આલેખિયે તો બેસતા યુગને એમણે ઓળખ્યો અને ઓળખાવ્યો, ગુજરાતને Modernize કીધુ; પ્રાચીનતાને આરેથી અર્વાચીનતાને આરે Ctાયું, સૈકાઓથી ઘાચમાં પડેલા ગુજરાતના ગાડાને એ ધોરિયાએ પાછું ઉત્ક્રાન્તિમાર્ગે મૂક્યુ. કવીશ્વર પ્રેરણાપુરુષ હતા.

બન્ને ય રાજકવિઓ હતા, એટલે કોઈક દલપતરામને ગુજરાતના ટેનીસન કહે છે. બન્ને ય પ્રજ્ઞાચક્ષુ હતા, એટલે કોઈક દલપતરામને ગુજરાતના મિલ્ટન કહે છે. એ સામ્યો સર્વાંગે ખરાં નથી, તેમ સાવ ખોટાં નથી. છેક ઉપરછલ્લી નહિ ત્હો યે એ ઉપમાઓ અધૂરી છે. ટેનીસનનાં સ્વદેશ-વાત્સલ્ય, Scienceની નવવિદ્યાના આદર, Married Love નો મહિમા એ દલપતરામનાં યે પરમ આત્મમન્ત્રો હતા. મિલનની સર્વતોમુખી Puritanism ને ધર્મપરાયણતા એ દલપતકવિતાના યે પરમ ગુણઅલંકાર છે. છતાં પરમ સત્ય તો દલપતયુગમાં ગુર્જરજનતા દલપતરામને ભાખતી એ છેઃ આપણા બેસતા નવયુગના દલપતરામ કવીશ્વર હતા. દલપતરામ પરત્વેનો લોકબોલ સાચો પરમેશ્વરી બોલ છે.

દલપતરામ સન્દેશવાહી કવીશ્વર હતા. કવીશ્વરનો પરમ કાવ્યસન્દેશ શો હતો ? નવગુજરાતના સર્જનકાળે જરૂરી ને જોઈતો, એમના ઉર સમો ઉદાર ને આત્મા સમો વિશાળ, દલપતરામનો કાવ્યસન્દેશ હતો. ૧૮૫૧માં તાપીતીરે કવીશ્વરે એ કાવ્યસન્દેશ ઉચ્ચાર્યો છે; અને યથાશક્તિ ગુર્જરપ્રજાએ એ સાંભળ્યો, ઝીલ્યો, સત્કાર્યો છે. દલપતકાવ્યસન્દેશ ઉદ્‌બોધે છે કે

**દેશી મિત્રો ! દુઃખ સરવ ટાળો રે ! આપણા દેશનું.**

કવીશ્વર દલપતરામનો કવિતસન્દેશ ને જીવનસન્દેશ હતો સર્વતોમુખ ને સર્વતોભદ્ર સ્વદેશવાત્સલ્યનો.

વાંચનાર ! ઉત્ક્રાન્તિવાદની કલ્યાણયાત્રાનો તું યે યાત્રિક છે ને ! હિન્દી મહાપ્રજાને સંસ્કારસંસ્કૃતિના કલ્યાણમાર્ગે

અને મ્હારી ઈતિહાસપ્રતીતિ હોય કે યુગયુગથી માનવસૃષ્ટિમાં ને ભૂસ્તરસૃષ્ટિમાં ગુજરાતે કાચું સોનું પાકે છે; અને

કાચા કાચ સમાન જ્યાં ઉપજે રત્ન અમુલ્ય

એ 'દુનિયાંના બાગ'—એ 'ઉર્વિસાર' ગુર્જરદેશે શ્રી હરિની અમૃતવિભૂતિઓ સદા વરસે છે, અને સુદામા નરસિંહ દલપત સમા મહાનુભાવ ગૃહસ્થસંન્યાસીઓ યુગેયુગે અગમ્યના આરના મહર્ષિમંડળોથી આપણે ત્ય્હાં અવતરે છે, તો એ ન્હાનકડા મહાગીતનું બીજું ચરણ બોલજોગ.જે કે

जयति इन्दिरा शश्वदत्र हि.

## સાલવારી

૧૮૭૯; શ્રી ભગવતપ્રસાદવિરહ.

૧૮૮૦; ૩૦મી મે, મણિબાને પોળકે પરણાવ્યાં ને છોટાલાલને જનોઈ દીધું; ૬ઠ્ઠી જૂન, ચમનલાલનો જન્મ; ઑગસ્ટ, સોસાયટીએ કીર્તિચન્દ્ર અર્પ્યો, ત્‍હાં વઢવાણનરેશે સિરપાવ મોકલ્યો. કચ્છગરબાવળી લખવાની કચ્છનાં નાનીબા સાહેબની રાજાજ્ઞા.

૧૮૮૧; દાજીરાજજીનાં લગ્નપ્રસંગે વઢવાણ, માંગલિક ગીતાવલિ રચવાની રાજાજ્ઞા; પ્રવીણસાગરનું ભાષાન્તર કીધું ને છેલ્લી બાર લહેરો પૂરી; સયાજીરાવ મહારાજને સ્વતન્ત્ર અધિકાર મળ્યો તે પ્રસગે વડોદરે.

૧૮૮૨; ધ્રાંગધ્રે કુંવરીશ્રીનાં લગ્નોત્સવમાં; ભાઈ દિનકરરામ વિદેહ થયા; ૧૫મી ઑક્ટોબરે લોધીકે પહોંચ્યા; પુરુષોત્તમચરિત્ર.

૧૮૮૩; ભાભી–દિનકરરામનાં વિધવા–વિદેહ થયાં; લોધીકેથી મેંગણી જૂનાગઢ ને માણાવદર; લોધીકે કેપ્ટન કેનેડી મળ્યા; કચ્છગરબાવળીની જાહેરખબર; લોધીકેથી વળતાં વઢવાણમાં સામવેદીઓનો ઉપાકર્મપ્રસંગ અને ન્હાનાલાલનું સગપણ.

૧૮૮૪; છન્દરત્નાવલિ; ડૉ. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ પાસે મોતિયો ઉતરાવ્યો; દલપતમહોત્સવની જાહે-

તું યે આગળ ધપાવજે, અને હિન્દી મહાપ્રજાદ્વારા સધા-વાના જગત્કલ્યાણના પરમેશ્વરી વિશ્વાસ કેતની એમ સફળતા સધાજો. દલપતરામથી સવાયો દલપતગામ થજે-દલપત પુત્રના ત્હને આશીર્વાદ છે. ત્હારી, ત્હારી મહાપ્રજાની, સમસ્ત વિશ્વની ઈતિહાસયાત્રા વિશ્વકલ્યાણિની હો! ભવિષ્ય આશાભર્યું ને તેજઉજ્જ્વળું છે. જા ત્હારા જહાજને કલ્યાણતીર્થના શઢ સ્હડાવ.

शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः

એમ કવીશ્વર જગતને જીતી ગયા અને મૃત્યુને યે જીતી ગયા. દલપતરામ એમ અમૃતત્વને પામ્યા. દલપત-જીવન પુણ્યશ્લોક ને જયવન્તુ થયુ

સદા સર્વદા ને સર્વત્ર ઈતિહાસના મહાજનો નિજ દેશે પ્રજાના પહાડો છે, પણ કાળના પરમાણુ ને પરપોટા છે પયપયગ્મરો ને ઇશ્વરી અવતારો યે—અવતાર લે છે એ અવસરે—પ્રકૃતિના બુદ્‌બુદો છે. દલપતરામે કાળસરિતાના બુદ્‌બુદ હતા, પણ ગુજરાતના ગિરિવર હતા. એ વસિષ્ઠ-વંશજ ગુજરાતે વસિષ્ઠશિખરી હતા

વાંકીચૂકી વહતી સરિતા સરત્રાળે સાગર ભણી વહે છે, એમ અથડાતીપછડાતી દુનિયાં અન્તે તો બ્રહ્મવિંદાખવ્યા કલ્યાણમાર્ગે વિચરે છે; કારણ કે શું વ્યક્તિનો કે શું સમષ્ટિનો, મહાપ્રજાનો માનવવંશનો કાળબોધનો, પરમ માર્ગ બ્રહ્મમાર્ગ છેઃ

> The one far-off devine event
> To which the whole Creation moves.

એ કાળગોધમાં ગુર્જરનૌકાને વાળી, તરતી મૂકી, આપણા નવયુગના બ્રહ્મર્ષિ ગયા. ઈતિહાસ કહે છે કે સો મહાપ્રજાઓનું તીર્થધામ એ બ્રહ્મમાર્ગ છે.

મહાગુજરાત! એ તીર્થધામે જઈને ત્હારી નૌકા નાંગરજે. ત્હાં સૂધી પુણ્યપન્થ ખેડવાનો ત્હારા સફરી જહાજનો મહાધર્મ છે. કવીશ્વર દાખવી ગયા છે; ત્હારે એ કાળમાર્ગ ખેડવાના છે.

પ્રેરણાવન્તો, પ્રોત્સાહક, ન્હાનાંમ્હોટાં સહુમાં આશાઓ ઉગમતો. ત્રિકાળસિદ્ધ, કવીશ્વરનો પેલો આર્ષબોલ તો ગુજરાતે સાંભળ્યો જ છે કે

કરો-કરો કાંઇક કામ સારૂં.

પેલી બાદબાકી આવડે તો કરો. ૧૮૯૮ના ગુજરાત-માંથી ૧૮૪૮નુ ગુજરાત બાદ કરો. શેષ વધે એ દલપતયુગની ગુર્જરલક્ષ્મી.

વિશ્વના કાળન્હેલુમાં દલપતરામ આવીને ગયા. ઇતિહાસને ને જગતને આંગણે દલપતરામ રમી ગયા. નવયુગનો કલ્યાણસન્દેશ ગુર્જરમહાપ્રજાને સંભળાવી ગયા. ગગન જ્યોતિઓની પેઠે પ્રગટ્યા પ્રકાશ્યા, ને આથમ્યા. સમસ્ત વિશ્વમંડળે અનસ્ત છે એક ધ્રુવતારલો કે પરબ્રહ્મ. આ ઈતિહાસગાથાથી પાઠક! ત્હારી પ્રતીતિ થઈ હોય કે પુણ્યશ્લોક દલપતરામને આવવે કાળ સમૃદ્ધ થયો, પ્રજા પ્રેરણા પામી, ગુર્જરકુંજો જયવન્તી થઇ, તો ગોપિકાગીતના એ આદિચરણમાં ત્હારો યે વિરહવિહ્વળો સૂર પૂરજે કે

जयति तेऽधिकं जन्मना व्रजः

અને ત્હારી ઈતિહાસપ્રતીતિ હોય કે યુગયુગથી માનવસૃષ્ટિમાં ને ભુસ્તરસૃષ્ટિમાં ગુજરાતે કાચું સોનું પાકે છે; અને

કાચા કાચ સમાન જ્યાં ઉપજે રત્ન અમુલ્ય

એ 'દુનિયાંના બાગ'—એ 'ઉદ્વિંસાર' ગુર્જરદેશે શ્રી હરિની અમૃતવિભૂતિઓ સદા વરસે છે, અને સુદામા નરસિંહ દલપત સમા મહાનુભાવ ગૃહસ્થસંન્યાસીઓ યુગેયુગે અગમ્યના આરના મહર્ષિમંડળેથી આપણે ત્ય્હાં અવતરે છે, તો એ ન્હાનકડા મહાગીતનું બીજું ચરણે બોલજેગ.જે કે

श्रयति इन्दिरा शश्वदत्र हि.

* * * * *

૧૮૭૯; શ્રી ભગવતપ્રસાદવિરહ.

૧૮૮૦; ૩૦મી મે, મણિબાને ધોળકે પરણાવ્યાં ને છોટાલાલને જનોઈ દીધું; ૯ઠ્ઠી જૂન, ચમનલાલનો જન્મ; ઑગસ્ટ, સોસાયટીએ કીર્તિચન્દ્ર અર્પ્યો, ત્હાં વઢવાણનરેશે સિરપાવ મોકલ્યો. કચ્છગરબાવળી લખવાની કચ્છનાં નાનીબા સાહેબની રાજાજ્ઞા.

૧૮૮૧; દાજીરાજજીનાં લગ્નપ્રસંગે વઢવાણ, માંગલિક ગીતાવલિ રચવાની રાજાજ્ઞા; પ્રવીણસાગરનું ભાષાન્તર કીધું ને છેલ્લી ઃબાર લહેરો પૂરી; સયાજીરાવ મહારાજને સ્વતન્ત્ર અધિકાર મળ્યો તે પ્રસંગે વડોદરે.

૧૮૮૨; પ્રાંગધ્રે કુંવરીશ્રીનાં લગ્નોત્સવમાં; ભાઈ દિનકરરામ વિદેહ થયા; ૧૫મી ઑક્ટોબરે લોધીકે પહોચ્યા; પુરુષોત્તમચરિત.

૧૮૮૩; ભાભી–દિનકરરામનાં વિધવા–વિદેહ થયાં; લોધીકેથી મેંગણી જૂનાગઢ ને માણાવદર; લોધીકે કેપ્ટન કેનેડી મળ્યા; કચ્છગરબાવળીની જાહેરખબર; લોધીકેથી વળતાં વઢવાણમાં સામવેદીઓનો ઉપાકર્મપ્રસંગ અને ન્હાનાલાલનું સગપણ.

૧૮૮૪; છન્દરત્નાવલિ; ડૉ. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ પાસે મોતિયો ઉતરાવ્યો; દલપતમહોત્સવની જાહે-

રાત; ૧૬મી જૂન, રતનપોળની મ્હોટી આગ; હરિલીલામૃતનો આરંભ; ૭મી ડિસેમ્બર, શ્રી દીપનમહોત્સવ.

૧૮૮૫; મે, દાજીરાજજી દેવ થયા; જૂન, સી. આઇ. ઇ. નો ઇલકાબ; દલપતસતસઈ; ભાદરવામાં શ્રાદ્ધપક્ષની ચોદશ, રેવાબા અક્ષરવાસી થયાં.

૧૮૮૬; ૨૫મી ફેબ્રુઆરી, નર્મદ પડ્યો; ૧૧મી મે, ભોળાનાથભાઈ સ્વર્ગવાસી થયા; ૧૨મી જૂલાઈ, ગગા ઓઝાએ સંન્યાસ લીધો; બુલાખી કવિ પ્રયાણ પામ્યા; ડિસેમ્બર, વેનચરિત્રની કથા કરે ત્હેને રૂ. ૫૦ બક્ષિસની જાહેરાત.

૧૮૮૭; જાનેવારી, લુણાવાડાનરેશને ઇલકાબ; ઈડરમાં કેસરીસિંહજી મહારાજ તખ્તનશીન; મહારાણી વિક્ટોરિયાનો સુવર્ણમહોત્સવ; વસન્તપંચમી, છોટાલાલનું લગ્ન; મહા વદમાં ન્હાનાલાલચમનલાલના ઉપનયનસંસ્કાર; મહા વદમાં સૂણીમા સ્વર્ગવાસી થયા; ૨૪મી માર્ચ, પૌત્ર દલપતપ્રસાદનો જન્મ; મે, છબિ ચીતરાવવાને મુંબઈમાં, ત્ય્હાં મહારાણીના જન્મોત્સવની સભામાં, પારસીઓની સભામાં; જૂલાઇ, દલપતમહોત્સવ.

૧૮૮૮; ૬ઠ્ઠી જાનેવારી, વિલાયત જતાં દોપ અમદાવાદમાં; વચ્ચે દરબારમાં લગ્નપ્રસંગે; ત્ય્હાંથી ભાવનગર—તખ્તવિલાસ; રાજકોટ; સાણંદ દરબારી લગ્નપ્રસંગે; મે, કુંડલા; ૭મી ઑગસ્ટ, નવલરામભાઇ સ્વર્ગવાસી

થયા; દિવાળી કુંડલે. ૧૮૭૨માં ક. દ. ડા. એ ફ્રીપેલા વંશવૃક્ષને સુધારીવધારી વૈદ્યરાજ શ્રી જટાશંકરભાઇએ છપાવ્યું.

૧૮૮૯; કુંડલેથી અમરેલી, અમરેલીથી માગશરમાં લાઠી –કલાપીના લગ્નસમારંભમાં; ૨૮મી જાનેવારી, જમસેદજી દલાલ અમદાવાદથી વડોદરે ગયા; મિસ મેનીંગ અમદાવાદમાં.

૧૮૯૦; ચૈત્ર વદ ૪, આચાર્ય શ્રી કેશવપ્રસાદજીનો અક્ષરવાસ.

૧૮૯૧; ૩૦મી મે, મહીપતરામભાઈ સ્વર્ગવાસી થયા.

૧૮૯૨; પૂર્ણાનન્દના વિલાયતગમન બાબતના બ્રહ્મસમાજમાં; કુંડલે લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠામાં.

૧૮૯૩; મહારાજાના નિમન્ત્રણે ગોંડળ; વિષ્ણુયાગ ને મહારૂદ્રપ્રસંગે ભાવનગરે; લક્ષ્મીવાડીમાં પ્રતિષ્ઠાપ્રસંગે ગઢડે; ફાગણ વદ ૧, સિદ્ધપુરમાં હિંસક સોમયાગ; મે, ચમનલાલનું લગ્ન; મણિબા દુભાયાં; પાલનપુરને ઈલકાબ; નવરોજજીભાઈની પારસી ધર્મશાળા; સૂરતમાં ચાતુર્માસ; ૧૪મી ઓગસ્ટે ત્હાં ફ્રારબસ-પુત્રનો મેળાપ; સુબોધસંગ્રહ છપાયો; નવેમ્બર, ન્હાનાલાલ મેટ્રીક પાસ થયો; ડિસેમ્બર, દાદાભાઈ નવરોજજીના સત્કારમાં સ્ટેશને.

૧૮૯૪; ૨૫મી જાનેવારી, વેનચરિત્રના મરાઠી ભાષાન્તરની પરવાનગી; ૨૨મી માર્ચ, ડૉ. નીલકંઠરાયને માનપત્ર; વૈશાખમાં મોહનલાલ મનાયા, એમની પુત્રી

રુખિયાતનો દાદાઘેર અમદાવાદમાં લગ્નોત્સવ; સજીવન થયેલી બુદ્ધિવર્ધક સભાને કવિતા વિશે ભાષણ લખી મોકલ્યું; આસોમાં ભરૂચ; ડિસેમ્બરમાં ઈલોલ. હરિલીલામૃતનો ગ્રન્થ પૂરો થયો.

૧૮૯૫; હરિદાસ વિહારીદાસનો સ્વર્ગવાસ; વડનગરથી નડિયાદ પીજ ને આણંદ; જૂન, આકાશગંગાની કવિતા; કાળના વેગનું કાવ્ય; ડૉ. હરિ હર્ષદ ધ્રુવનો વ્યાખ્યાનપ્રસંગ.

૧૮૯૬; ૧૫મી ફેબ્રુઆરી, ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયૂટ; જુવાની જાય છેની કવિતા–માસિકમજાહમાં; મહારાજા તખ્તસિંહજીનો સ્વર્ગવાસ; દલપતકાવ્યના રૂ.હિલ્લહક સોસાયટીને સોંપ્યા; નગરપારકરના રંગમલજી; ઓગસ્ટ, પક્ષાઘાતનાં પગરણની ત્રિરાત્રિઓ; આચાર્ય શ્રી બિહારીલાલજીનો અક્ષરવાસ; ડૉ. હરિ હર્ષદ ધ્રુવનો સ્વર્ગવાસ; ૫મી ડિસેમ્બર, અમદાવાદ હાઈસ્કુલમાં ઈનામસમારંભ; ઘેર આવ્યે રાત્રિમાં પક્ષાઘાતની ઝપટ.

૫મી ડિસેમ્બર ૧૮૯૬થી ૨૫મી માર્ચ ૧૮૯૮–પન્દર માસ ઉપરની બાણશય્યા.

૧૮૯૭, દલપતપિંગળની છેલ્લી સુધારણા; રા. સા. માધવલાલ હરિલાલનો જોડણી વિશે પત્ર; કાઠિયાવાડી ચન્દા છપાવવાને; ન્હાનાલાલનાં પ્રથમ અપદ્યપ્રકાશન —માસિકોમાં; શ્વેતાંબરી સંન્યાસિનીનો કાવ્ય-

પ્રસંગ, ૨૪મી ડિસેમ્બર, સોસાયટીના હાલના મકાનનો પાયો નંખાયો.

૧૮૯૮, ફાગણ શુદ દશમ–અગિયારશ, ઈન્દુકુમારનો આરંભ –ડોલનશૈલીનો જન્મ; ફાગણ વદ એકાદશી, નિર્ગુણદાસજીના સન્તમંડળની દલપતઘેર પધરામણી ને પૂજાઅર્ચન; ચૈત્ર શુદ ૩, શુક્રવાર, ૨૫મી માર્ચ પ્રભાતે, ૩ ને ૩૫ મિનિટે, ક્ષર મટી અક્ષરવાસી થયા.

જન્મ, ૨૧મી જાનેવારી ૧૮૨૦; અવસાન, ૨૫મી માર્ચ ૧૮૯૮.

આયુષ્ય;

૭૮ વર્ષ, ૨ માસ, ને ૪ દિવસ.

* * * * * *